# શ્રી ભુવનેશ્વરી મહાવિદ્યા

## સાધના અને સિદ્ધિ




T-512

Gajanan™

શ્રી ગજાનન પુસ્તકાલય સુરત-૩

લેખક અને સંશોધનકર્તા :
શરદચંદ્ર ઈશ્વરલાલ પુરોહિત

# શ્રી ભુવનેશ્વરી મહાવિદ્યા

## (સાધના અને સિદ્ધિ)



: લેખક અને સંશોધન કર્તા :

**શરદચંદ્ર ઈશ્વરલાલ પુરોહિત** (શરદ વસિષ્ઠ)






પ્રકાશક : **શ્રી ગજાનન પુસ્તકાલય**
ટાવર રોડ, સુરત - ૩૯૫ ૦૦૩. ફોન : (૦૨૬૧) ૬૬૪૨૩૭૩

અન્ય પ્રાપ્તિસ્થાન : **શ્રી ગજાનન બુક હાઉસ**
મનસુખલાલ ટાવરની ગલી, ધીરજ સન્સ સામે, ચોપાટી પાસે, અઠવાગેટ, સુરત.
ફોન : (૦૨૬૧) ૨૬૫૪૯૨૧

**: Now place your order at :**

www.gajananbooks.in email - info@gajananbooks.in
Mo.(Only sms) 092742 22224 Time - 10am to 7pm

G - 2568

₹ 150 = 00
$ = 5 £ = 5




: પ્રકાશક :

ડો. વિજય એચ. ઠક્કર

શ્રી ગજાનન પુસ્તકાલય,

ટાવર રોડ. સુરત-૩

: મુદ્રક :

જય ઠક્કર

જય પ્રિન્ટર્સ,

ટાવર રોડ, સુરત-૩

## : ચેતવણી :

આ પુસ્તકમાં આપવામાં આવેલ પ્રયોગો અને માહિતીનો ઉપયોગ કરતાં પહેલાં આ વિષયના તજજ્ઞની સલાહ લેવી અનિવાર્ય છે. કોઈપણ પ્રયોગો તજજ્ઞની દેખરેખ હેઠળ જ કરવાં. પ્રયોગો કરતાં કોઈપણ જાતનું નુકશાન થાય તેની જવાબદારી પ્રકાશક અને લેખક સ્વીકારતા નથી. આ પુસ્તકમાં આપવામાં આવેલી માહિતી ફક્ત માર્ગદર્શન રૂપે છે. - પ્રકાશક

MAHA-F : (J.P.) - CPYY - CP - OYCPC - $P_2$ - $T_9$ - $B_2$ - (          )E

# અર્પણ



"મુજ જીવન ઘડતર મહી, જેનું મૂલ્યવાન યોગદાન,
તેના શ્રીચરણો વિશે, સમર્યું હું 'ભુવનેશી-ગ્રંથ' પ્રમાણ!"
આજીવન કર્મઠ ને ખ્યાતનામ વિદ્વાનપ્રિય
દિવંગત પૂજ્ય શ્રીશાંતિલાલ (કીકુભાઈ) તુલજારામ પુરોહિતને
સમર્પિત - શરદચંદ્ર ઈ. પુરોહિત (શરદ વસિષ્ઠ)



## લેખક પરિચય

**નામ :** શ્રી શરદચંદ્ર ઈશ્વરલાલ પુરોહિત.(શરદ વસિષ્ઠ)

**જન્મ સ્થળ :** મુ.પો. ડુમસ, જિ. સુરત.

**જન્મ દિનાંક :** આસો સુદ - ૧૩, ગુરુવાર વિ.ક. ૧૯૯૪, તા. ૭-૧૦-૧૯૩૮.

**નિવાસસ્થાન :** બ્લોક નં. ૫૫/૪૨૦, ગુજરાત હાઉસીંગ બૉર્ડ, પાલનપુર પાટીઆ, રાંદેર રોડ, સુરત - ૩૯૫ ૦૦૫.

**પિતા :** શ્રી ઈશ્વરલાલ ભાઈશંકર પુરોહિત.

**માતા :** અ. સૌ. કમલાગૌરી ઈશ્વરલાલ પુરોહિત

**પત્ની :** અ. સૌ. સરલાદેલી શરદચંદ્ર પુરોહિત

**જ્ઞાતિ :** મોઢ ચતુર્વેદી બ્રાહ્મણ, ગોત્ર : વશિષ્ઠ

**વેદશાખા :** શુકલ યજુર્વેદ, ત્રિપ્રવરાન્વિત માધ્યંદિની શાખા.

**વ્યવસાય :** (૧) ગુજરાત સરકારના સહકારી ખાતામાં સહકારી અધિકારી પંદ પરથી નિવૃત્ત. તા. ૩૧-૮-૯૬.

(૨) હાલમાં સાહિત્ય સંશોધન, લેખન અને વૈદિક, પુરાણોક્ત તાંત્રોક્ત કર્મકાંડ તેમજ ઉપાસના.

**પ્રકાશિત ગુજરાતી પુસ્તકો :** (૧) 'તત્ત્વોપચાર' વ્યૌગિક ચિકિત્સા, (૨) 'શ્રી સત્યનારાયણ વ્રતકથા તત્ત્વ' (૩) 'આ બધું શા માટે? (૬૫ વિષયોનું વૈજ્ઞાનિક - તાત્ત્વિક વિવેચન) (૪) 'ગુરુતત્ત્વપ્રકાશ' તેમજ 'ગુરુસાધના અને સિદ્ધિ'.

**શ્રી ગજાનન પુસ્તકાલય, સૂરત દ્વારા પ્રકાશિત પુસ્તકો :** (૫) 'શિવસ્વરોદય રત્નાકર' (વૈજ્ઞાનિક તત્ત્વજ્ઞાન સ્વરોદય) બૃહદ્ગ્રંથ (ચોથી આવૃત્તિ) (૬) 'કર્મની ગતિ' (૭) 'નવગ્રહપ્રભાવ અને કષ્ટ નિવારણ', (૮) 'શ્રી સત્યવિનાયક વ્રતકથાતત્ત્વ', (૯) 'કામ જિજ્ઞાસા' (તૃતીય પુરુષાર્થ કામ) ગુજરાતી સાહિત્યમાં અજોડ ચિંતનપ્રધાન બૃહદ્ ગ્રંથ. ભોગ અને મોક્ષના બંને લક્ષ્યોને પ્રાપ્ત કરાવનાર, કાયાની સરગમ પર પ્રગટ થતી મધુર સુરાવલિની મૌન ભાષા સાથે મદનના પ્રગટ વિરામ ચિહ્નોને પ્રગટ કરતું ક્રિયાત્મક વૈજ્ઞાનિક વિવેચન, નવીન ઉન્મેષોના પરિપ્રેક્ષ્યમાં... (૧૦) 'દેવતા સિદ્ધિ મુદ્રામહાવિજ્ઞાન' વિવિધ દેવતાઓની ઉપાસનામાં વપરાતી મુદ્રાઓ, ન્યાસવિધાનની વૈજ્ઞાનિક ઉપયોગિતા,

યોગસાધનાની મુદ્રાઓ, મુદ્રા દ્વારા ગ્રહદોષ નિવારણ, વેદવાઙ્મયમાં હસ્તમુદ્રાઓ વગેરે. (૧૧) 'શીઘ્રરોગ નિવારક મુદ્રા મહાવિજ્ઞાન' હસ્તમુદ્રાઓથી અસાધ્ય કે કષ્ટસાધ્ય રોગોની પોતે કરી શકાય તેવી સ્વયં સંચાલિત સારવારની વિસ્તૃત સમજ. પ્રાણશક્તિની ગતિવિધિ અને પ્રાણપ્રતિષ્ઠાનું વિજ્ઞાન, કામશાસ્ત્રની મુદ્રાઓ, આપણો હાત જગન્નાથ સદા રહે સર્વની સાથ...! (૧૨) 'શ્રી માતંગી મહાવિદ્યા (સાધના અને સિદ્ધિ) (૧૩) 'છિન્નમસ્તા મહાવિદ્યા' (સાધના અને સિદ્ધિ) (૧૪) 'ભવતારિણી તારા મહાવિદ્યા (સાધના અને સિદ્ધિ).

**શીઘ્ર પ્રકાશિત થનારા ગ્રંથો :** (૧૫) 'શ્રી ભુવનેશ્વરી મહાવિદ્યા' (સાધના અને સિદ્ધિ (બૃહદ્ ગ્રંથ) (૧૬) શ્રી ધૂમાવતી મહાવિદ્યા (સાધના અને સિદ્ધિ) (૧૭) 'આકાશપ્રવાહ' (આકાશવાણી પર પ્રસારિત પ્રવચનો) (૧૮) 'જન્મદિન ક્યારે અને કેવી રીતે ઉજવશો?' (૧૯) 'બ્રાહ્મણની અસ્મિતા' (૨૦) 'દીપક તંત્ર' (૨૧) સ્વસ્તિક તંત્ર (૨૨) ભસ્મતંત્ર (૨૩) શ્રાદ્ધવિજ્ઞાન (૨૪) અક્ષરશક્તિ (મંત્ર અને માતૃકા) (૨૫) ૐકાર ચિંતામણિ (પ્રલાપ રહસ્યમ્) (૨૬) આત્મપૂજા ઉપનિષદ.

**શીઘ્ર પ્રકાશિત હિન્દી પુસ્તકો :** (૨૭) जन्मकुण्डली के समस्त कुयोगो निवारण। (૨૮) रहस्यमयी सिद्धविद्या बगलामुखी (साधना और सिद्धि)। (૨૯) श्री जगत्तारिणी तारा महाविद्या।

શ્રી પુરોહિત અનેક વિષયના મર્મજ્ઞ વિદ્વાન, સંશોધક સાહિત્યકાર તરીકે જાણીતા છે. કોઈપણ ગૂઢ વિષય વસંદ કરી તેના મર્મ સુધી પહોંચી વિષયને ન્યાય આપવો તેમને માટે સ્વભાવગત છે. તેમના પ્રત્યેક પુસ્તકો અન્ય પ્રકાશનો કરતાં અલગ દૃષ્ટિકોણથી લખાયેલ ચિંતન સભર છતાં સર્વજન ઉપયોગી છે. જેને વિદ્વાનો પણ આવકારે છે.

સામાન્યતઃ લેખકની તત્ત્વશોધક વૃત્તિ, જ્ઞાન પ્રગલ્લભતા, યોગાનુભૂતિ અને ઉપાસના પદ્ધતિ સાથે તેમની કર્મઠતા તેમના ગ્રંથોના માધ્યમથી પ્રગટ થાય છે.

**- પ્રકાશક**



# અનુક્રમણિકા

D:\OTHERS\DEMI-F.PM5-COMP.6



# ॥ मङ्गलारंभ स्तवनम् ॥



॥ શ્રીગણેશાય નમઃ ॥

॥ ૐ શ્રી સદગુરવે નમઃ ॥ ॥ ૐ હ્રીં ભૂવનેશ્વર્યૈ નમઃ ॥

શુદ્ધ સ્ફટિક-સઙ્કાશં ત્રિનેત્રમીશ્વરં પ્રભુમ્
સિંહચર્મ પરીધાનં ગજ-ચર્મોત્તરીયકમ્ ।
સુધાઢય કલશં શૂલં વરં ચાભયમેવ ચ,
ધારયન્તં કરામ્મોજૈઃ શશાઙ્ક-કૃત-શેખરમ્ ॥
પદ્માસનં સ્મિત-મુખં વામાઙ્ગં સંસૃતં પરમ્ ।
ભૂવનેશ્યાઃ મહાદેવ્યાઃ હૃત્પદ્મે ભાવયામ્યહમ્ ॥
ગણેશ-ગ્રહ-નક્ષત્ર-યોગિની-રાશિ-રૂપિણીમ્ ।
દેવી પીઠમયીં ધ્યાયેન્માતૃકાં સુન્દરી પરામ્ ॥
રકત શ્વેતં રકત-શ્યામં પીતં ચ પાણ્ડુરમ્ ।
ધ્રૂમ-કૃષ્ણં કૃષ્ણ-ધુમ્રં ધૂમ-ધૂમ્રં વિચિન્તયૈત્ ॥
રવિ-મુખ્યાન્ કામરૂપાન્ સર્વાભરણ-ભૂષિતાન્ ।
વામોરુ-ન્યસ્ત-હસ્તાંશ્ચ દક્ષ-હસ્ત-વરપ્રદાન્ ॥
શકતયોપિ તથા ધ્યેયા વરાભય-કરામ્બુજાઃ ।
સ્વ-સ્વ-પ્રિયાઙ્ક-નિલયાઃ સર્વાભરણ-ભૂષિતાઃ ॥
ભજે ભુવનસુન્દરીમરુણ નીલ શુભ્રાનનાં,
ત્રયાં ત્રિનયનામ્બુજાં ધૃતવરત્રિશૂલાઙ્કુશામ્ ।
સુપાશડમરુકરામભયદાં સરોજસ્થિતાં,
સ્મિતા શશિધરાં વરામરુણયસ્ત્રાભૂષો જજવલામ્ ॥
પ્રસિદ્ધાન્ સિદ્ધાન્ વા શિશુતરુણ વૃદ્ધાનપિ,
જનાનુદાશન્ વા દારાનનવરતમારાધનપરાન્ ।
ચિદાનન્દાત્મયં ભૂવનજનની સંવિદમલા હરન્તી,
હૃચ્છલ્યાન્નયતિ કિલ કલ્યાણપદવીમ્ ॥





# સ્વસંવેદન



નવદુર્ગાં મહાકાલીં બ્રહ્મ-વિષ્ણુ શિવાત્મિકામ્ ।
ત્રિકાળ જ્ઞાન સપન્નાં નમામિ ભુવનેશ્વરીમ્ ।
નમો દેવી મહાવિદ્યે નમામિ ચરણૌ તવ ।
સદા જ્ઞાનપ્રકાશં મે દેહિ સવાર્થદે શિવે ॥

નવદુર્ગા, મહાકાલી, બ્રહ્મા-વિષ્ણુ-શિવાત્મિકા છે, આજ ત્રિગુણાત્મિકા શક્તિ ત્રિકાળ જ્ઞાન સંપન્ના ભુવનેશ્વરી છે તેને હું પ્રણામ કરું છું.

હે સવાર્થદે શિવે ! મહાવિદ્યા દેવિ, હું આપના ચરણોમાં નમન કરું છું. આપ મને સદા સર્વદા જ્ઞાનનો પ્રકાશ આપો. બધી રીતે બ્રહ્મનો વિચાર કરતાં એક પ્રસંગ યાદ આવે છે કે - આદિ શંકરાચાર્ય પોતાના શિષ્યો સાથે જંગલમાંથી પસાર થતા હતા. રસ્તામાં એક ગાંડો (પાગલ) હાથી આવતો જોવામાં આવ્યો. બધા લોકો આમ તેમ આઘા પાછા થઈ ગયા. હાથીના પસાર થઈ ગયા પછી એક શિષ્યએ પૂછ્યું કે - આપ તો 'સર્વંખલ્વિદં બ્રહ્મ' બતાવો છો. એટલે અમે અને હાથી બધા 'બ્રહ્મ' જ છે. પછી આપણે બધા હાથીને જોઈને ભાગી કેમ ગયા? 'શંકરાચાર્યજી એ કહ્યું કે હાથીનું આવવું, અમારું જોવું અને છૂપાઈ જવું આ સર્વ બ્રહ્મ જ હતું.' બ્રહ્મની આ પ્રકારની વ્યાખ્યા સમજમાં કેવી રીતે આવે?

સમગ્રપણે બ્રહ્મનો વિચાર કરવાથી જાણી શકાય છે કે, જે કંઈ છે, તે એકલું બ્રહ્મ નથી, પરંતુ સાથે કંઈક બીજું પણ છે. તે શું છે, એ જાણવું જોઈએ.

જે દ્રવમાંથી નવીન પદાર્થ પેદા થાય યા પેદા થયેલ પદાર્થ દ્રવ બનીને અણુ-અણુમાં મળી જાય, તે દ્રવનું નામ તત્ત્વ છે. ઉદાહરણ તપાસીએ - 'ભૂ'માં એક બીજને જળ, અગ્નિ, વાયુનો સંયોગ સુયોગ થવાથી તે અવકાશમાં પ્રસ્ફુરિત થઈને વૃક્ષ બને છે અને વૃક્ષમાંથી રૂ(કપાસ) અને તેમાંથી વસ્ત્રનિર્માણ થાય છે. તે વસ્ત્ર (કાપડ) જો સંજોગથી બળી જાય તો કહેવામાં આવશે કે બીજે જે રૂપધારણ કર્યું હતું, તે અગ્નિથી બળીને 'તત્ત્વ'માં મળી ગયું.

**તત્ત્વ અર્થાત્ :** (૧) ભૂમિ, (૨) જળ, (૩) અગ્નિ, (૪) વાયુ અને (૫) આકાશ. પ્રત્યેક તત્ત્વમાં પંચીકરણના સિદ્ધાંત પ્રમાણે બીજા ચારે તત્ત્વોનું મિશ્રણ વિદ્યમાન છે. 'તત્ત્વ' અણુમાં રહેલું છે. અણુમાં ભયંકર શક્તિ છે. અણુ બોમ્બ કેવો

વિનાશ કરી શકે છે, તેનાથી લોકો અપરિચિત નથી જ. અણુમાં રહેલી ભયંકર વિસ્ફોટ શક્તિ શું છે? તેને જાણવું જોઈએ.

વિશ્વ અનંત છે અને અનંત હોવાથી તેનું પ્રત્યેક બિંદુ 'મધ્યબિંદુ છે. જે ચીજ સાન્ત છે, તેનું મધ્યાબિંદુ એક જ હશે. જો અનંતનું મધ્યબિંદુ એક જ માનવામાં આવે તો અનંત સાન્ત થઈ જશે અર્થાત્ અંતવાળું બની જશે. એટલા જ માટે અનંતનું પ્રત્યેક 'બિંદુ' ચિદ્બિંદુ છે. તેમાં જીવન્ત 'ચિત્તશક્તિ' છે. એજ યોગમાં કુંડલિની છે, તંત્રમાં મહાવિદ્યા ભુવનેશ્વરી છે. તે પ્રત્યેક બિંદુ યા અણુમાં પ્રચંડ શક્તિ છે. તો પછી તે શક્તિને વિશ્વની 'આદિ શક્તિ' શા માટે ન માનવી જોઈએ ?

આગળ વધીને વિચારીએ તો 'કઠોપનિષદ્'માં વર્ણવેલ યમ અને નચિકેતાનો સંવાદ સ્મૃતિપટ પર ઉભરી આવે છે. યમે નચિકેતાને કહ્યું કે, સૂર્ય વિશ્વની આંખ છે, પરંતુ આંખમાં રોગ થવાથી સૂર્યમાં રોગ થતો નથી. આ રીતે પ્રાણી માત્રનો અંતરાત્મા એક હોવા છતાં પણ વ્યક્તિગત દુઃખથી 'આત્મા'ને કોઈ પણ કષ્ટ થતું નથી. યમે બ્રહ્મનો ભાવ ન બતાવતાં સૂર્યમાં વિદ્યમાન શક્તિનો ભાવ પ્રદર્શિત કર્યો. સૂર્યની ગુરુત્વાકર્ષણ શક્તિથી નવગ્રહો નિયમાનુસાર સૂર્યની ચારેબાજુ નિયમિત ભ્રમણ કરી રહ્યા છે. ત્યારે સમજવામાં આવે છે કે, સૂર્યમાં કેટલી ભારે શક્તિ રહેલી છે. સૂર્યમાં જે શક્તિ છે તે અણુ-અણુમાં વ્યાપ્ત છે. કારણ કે, સૂર્ય પણ અણુ-પરમાણુમાંથી જ બનેલો છે.

'ઈશાવાસ્યોપનિષદ્' કહે છે કે - જે મનુષ્ય કેવળ વિદ્યાની ઉપાસના કરે છે તે અંધકારમાં પ્રવેશ કરે છે. અને જે કેવળ અવિદ્યાની ઉપાસના કરે છે તે પણ અંધકારમાં ધકેલાય છે. જેથી કેવળ વિદ્યા યા અવિદ્યાને માનવાથી પોતાનું કામ નથી ચાલતું, તેવી જ રીતે માત્ર 'બ્રહ્મ'ને માનવાથી અમારું કામ ચાલશે નહીં, ન તો એકલી 'શક્તિ'ને માનવાથી.

શક્તિ વિનાનું સર્વતો વ્યાપક બ્રહ્મ શબ (શવ) રૂપ છે. તે નિષ્ક્રિય છે. હા, તેની હાજરીમાં સાન્નિધ્યમાં શક્તિ ક્રિયાન્વિત થાય છે. ત્યારે જ ૧૪ ભુવનનું નિર્માણ શક્તિ દ્વારા શક્ય બને છે. એ શક્તિને આદિશક્તિ કહો, ચિત્-શક્તિ કહો, વિશ્વની પરમેશ્વરી કહો અથવા ભુવનેશ્વરી કહો, કોઈ પણ નામ આપી શકાય છે.

આ વિશ્વની (૧) ઉત્પત્તિ, (૨) સ્થિતિ અને (૩) લય - આ ત્રણ ક્રિયાઓનું સંચાલન કરનારી બ્રહ્મરૂપિણી મહાશક્તિ ૧૦ ભાવોમાં વિભક્ત છે. ૧૦માંથી ૯ ભાવ અર્થાત્ મહાવિદ્યા ક્રિયાત્મક છે. ક્રિયા કરવામાં આધારની જરૂરત છે. એટલા જ માટે ભગવતી કાલિકા આ ક્રિયાઓને ધારણ કરનારી મહાવિદ્યા, આદ્યા છે, મહાકાલની શક્તિ છે.

(૧) ઉત્પત્તિ, (૨) સ્થિતિ અને (૩) લય - આમાંથી પ્રત્યેક ક્રિયાઓ ૩

ભાગમાં વિભક્ત છે. આ રીતે બધું મળીને કુલ નવ (૯) ક્રિયાઓ થાય છે. નવ ક્રિયાઓની અધિષ્ઠાત્રી નિમ્નોક્ત ૯ મહાશક્તિઓ છે.

રજો ગુણાત્મક ઉત્પત્તિ ક્રિયા આદિ, મધ્ય અને અંત - આ ત્રણ ભાગમાં વિભક્ત છે. આદિ ભાગ રજાત્મક રજની અધિષ્ઠાત્રી ભુવનેશ્વરીમાં એ પંચતત્ત્વ નિર્માણ કર્યા. મધ્ય ભાગ સત્ત્વાત્મક રજની અધિષ્ઠાત્રી ભગવતી તારિણી મા (જગતારિણી તારા)એ પાંચ તત્ત્વો ધારણ કર્યા અને અંત ભાગ તમાત્મક રજની અધિષ્ઠાત્રી ભગવતી ભૈરવીમાએ પાંચ તત્ત્વોને લયાત્મક રજ ઉપર ગોઠવી દીધાં.

સ્થિતિ અર્થાત્ સત્ત્વ ગુણાત્મક ક્રિયા પણ આદિ, મધ્ય અને અંતમાં વિભક્ત છે. આદિભાગ રજાત્મક સત્ત્વની અધિષ્ઠાત્રી ભગવતી મહાલક્ષ્મી (કમલા) એ લયાત્મક રજનાતત્ત્વોને રજ ગુણાત્મક સત્ત્વ બનાવ્યું. મધ્યભાગ સત્ત્વાત્મક સત્ત્વની અધિષ્ઠાત્રી ભગવતી સુંદરી (ત્રિપુર સુંદરી)એ તે તત્ત્વોને સત્ત્વ ગુણાત્મક સત્ત્વ ઉપર સ્થિત કર્યું. આ સત્ત્વ ગુણાત્મક સત્ત્વભાવની અધિષ્ઠાત્રી ભગવતી સુંદરી ચાર ભાગોમાં વિભક્ત છે. - (૧) બાલા, (૨) યુવા (૩) પ્રૌઢા અને (૪) વૃદ્ધા, બાલા ભાવને ભગવતી બાલા (બાલાબહુચરા) કહેવાય છે, યુવાભાવને ભગવતી ષોડશી કહે છે. પ્રૌઢાભાવને ભગવતી રાજરાજેશ્વરી કહેવામાં આવે છે અને વૃદ્ધા ભાવને ભગવતી લલિતા સ્વરૂપે ઓળખવામાં આવે છે અને અંતભાગ તમાત્મક સત્ત્વની અધિષ્ઠાત્રી ભગવતી પીતામ્બરા (બગલામુખી) એ તત્ત્વોને લયાત્મક સત્ત્વ પર ગોઠવી દીધા.

આ રીતે તમો ગુણાત્મક લયક્રિયા પણ ત્રણ ભાગમાં વિભક્ત છે. પ્રથમ ભાગ રજાત્મક તમની અધિષ્ઠાત્રી ભગવતી છિન્નમસ્તા તત્ત્વોને રજોગુણાત્મક તમ ઉપર લઈ આવી. દ્વિતીય ભાગ સત્ત્વાત્મક તમની અધિષ્ઠાત્રી ભગવતી માતંગીએ તત્ત્વોને સત્ત્વગુણાત્મક તમ પર સ્થિત કર્યાં અને તૃતીયભાગ તમાત્મક તમની અધિષ્ઠાત્રી ભગવતી જયેષ્ઠા (ધૂમાવતી)એ તત્ત્વોનો લય-ગુણાત્મક તમ પર લય કર્યો. આ છે દશ મહાવિદ્યાઓનું વિશ્વસંચાલન વ્યવસ્થા રહસ્યમ્

પરામ્બા મા જગતજનની ભુવનેશ્વરી દશ મહાવિદ્યાઓમાં એક અને અનન્ય છે. એની સાધના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારેય પુરુષાર્થને સિદ્ધ કરનારી છે. વિશેષ કરીને સંતાનસુખ આપનારી પણ છે. મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતીનું સમ્યક્ ત્રિગુણાત્મક રૂપ ભુવનેશ્વરી ભગવતીમાં સમાહિત છે, એટલા માટે જ આ ભુવનેશ્વરી સાધનાને સંપન્ન કરવી એ જીવનનું મોટું સૌભાગ્ય માનવામાં આવે છે. ભુવનેશ્વરી મહાવિદ્યાના ચિંતનની ફળશ્રુતિ પણ મોટી છે.

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઈન્દ્ર, યમ, વરુણ, કુબેર, આદિ ૩૩ કોટિ દેવતા, હનુમાન, ગણપતિ, કાર્તિકકેય સ્વામી, ક્ષેત્રપાલ, યક્ષ, ગંધર્વ, વિદ્યાધર, કિન્નર, અપ્સરા, અસુર, દૈત્ય, આદિ સર્વ ભુવનેશ્વરીના ઉપાસક છે. ભગવાન શ્રીકૃષ્ણ,

ભગવાન રામ જેવા અવતારી પુરુષો, વ્યાસ, વાલ્મિકી, અત્રિ, અગત્સ્ય આદિ ઋષિ-મુનિઓ, આદ્ય શંકરાચાર્ય, ભૂતકાળના અને વિદ્યમાન વર્તમાનકાળના ધર્માચાર્ય, સંતો, મહંતો, ભક્તો અને ભગવન્તો ભગવતી ભુવનેશ્વરીના ભક્તો હતા અને છે. પ્રાચીન અને અર્વાચીન રાજાઓ અને મહાકવિ કાલીદાસ, ચંડીદાસ ચંદ બરાદાઈ, ભારવી, ભવભૂતિ અને કવિબાણ વગેરે પણ દેવીભક્તો હતા. ભગવતીના કૃપાપાત્ર હતા. એટલે જ તો તેઓની યશકીર્તિ આજે પણ ગવાય છે. તો પછી આપણે પણ ભગવતી ભુવનેશ્વરીનું શરણ સ્વીકારી તેના કૃપાપાત્ર શા માટે ન બનીએ..?

આ પ્રસ્તુત ગ્રંથમાં ભુવનેશ્વરી મહાવિદ્યાનું યથામતિ ચિંતન, તત્ત્વદર્શન, ઉપાસનાક્રમ, સ્તોત્રકવચાદિ, વિસ્તૃત પૂજનક્રમ, ભુવનેશ્વરી સાથે ચિંતામણી ગણેશનું મહત્ત્વ, મણિદ્વીપ અને ચિંતામણિ ગૃહનું દેવી ભાગવતોક્ત યથાતથ વર્ણન જેવી અનેકવિધ બાબતો સમાવેશ કરીને આ ગ્રંથને વિદ્વાનો તેમજ સર્વજન ભોગ્ય બનાવવાનો પ્રયાસ કર્યો છે. એમાં જે કંઈ ઉપયોગી સર્વોત્કૃષ્ટ ચિંતન છે તે ભગવતી ભુવનેશ્વરીની કૃપાનું પરિણામ છે. ગ્રંથમાં જે કંઈ ખામી અને ત્રુટિ વર્તાતી હશે તે લેખકની અલ્પમતિનું કારણ છે. એનો હું વિના સંકોચ સ્વીકાર કરું છું. ગ્રંથને પ્રમાણભૂત બનાવવા માટે લેખક તરીકે મેં જાણે અજાણે કેટલાક ગ્રંથ અથવા વિચારકોના ચિંતનનો આશ્રય લીધો છે. તે સર્વનું ઋણ સ્વીકારી આભાર માનું છું. 'શાક્ત પ્રમોદ' નામક ગ્રંથના કથનાનુસાર સાધક જીવનમાં એકવાર ભુવનેશ્વરી મહાવિદ્યા સિદ્ધ કરી લે છે તેના જીવનમાં કોઈપણ પ્રકારની ન્યૂનતા રહેતી નથી.

અંતમાં ભગવતી ભુવનેશ્વરીનું સ્મરણ કરી ધન્યતા અનુભવું છું.

તાં ત્વાં નમામિ સતતં કિલ ભાવયુક્તો ।
વાંચ્છામિ ભક્તિમચલાં ત્વયિ માતર તે ॥
ન તે રૂપં વિજાનામિ સગુણં નિગુર્ણં તથા ।
ચરિત્રાણિ કુતો દેવિ સંખ્યાતીતાનિ યાનિ તે ॥

ભગવતી ભુવનેશ્વરી સર્વનું સર્વત્ર રક્ષણ કરો, સર્વદા સર્વથા કલ્યાણ કરો. એ જ પ્રાર્થના. 'જય માતા ભુવનેશ્વરી'.

બ્લોક નં. ૫૫/૪૨૦
ગુજરાત હાઉસીંગ બોર્ડ,
પાલનપુર પાટિયા પાસે,
રાંદેર રોડ, સુરત-૩૯૫ ૦૦૫.

વિદ્વદજન ચરણચંચરિક,
શરદચંદ્ર ઈશ્વરલાલ પુરોહિત





# શ્રી ભુવનેશ્વરી સ્વરૂપ ચિંતન



**શ્રી** ભુવનેશ્વરી મહાશક્તિ દેવી ભાગવતમાં વર્ણિત મણિદ્વીપની અધિષ્ઠાત્રી દેવી હૃલ્લેખા (હ્રીં) મંત્રની સ્વરૂપાશક્તિ અને સૃષ્ટિક્રમમાં મહાલક્ષ્મી સ્વરૂપી - આદિશક્તિ ભગવતી ભુવનેશ્વરી ભગવાનશિવના સમસ્ત વિલાસની સહચરી છે. જે મણિદ્વીપમાં ભુવનેશ્વર મહાદેવ સાથે બિરાજમાન છે. દેવીપુરાણ અનુસાર મૂળ પ્રકૃત્તિનું બીજુ નામ ભુવનેશ્વરી છે. ભગવાન શિવનો વામ જ ભુવનેશ્વરી કહેવાય છે. ભુવનેશ્વરીના સંગમાં જ ભુવનેશ્વર સદાશિવને સર્વેશ (સર્વેશ્વર)થવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

અંતરિક્ષમાં સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપલોક, વૈકુંઠ, ગોલોક, ચંદ્રલોક, મંગળલોક આદિ છે. સર્વથી મોટો અને ઊંચો શ્રી ભુવનેશ્વરીનો સર્વલોક મણિદ્વીપ છે. તેમાં સુવર્ણ-રત્નોથી જડેલા હજારો સ્તંભવાળો અનેક યોજન વિસ્તાર, વિસ્તારવાળો શ્રી ભુવનેશ્વરીના નિવાસરૂપ ચિંતામણિ ગૃહ છે. આ મણિદ્વીપનું વિસ્તૃત વર્ણન અને ચિંતામણિ ગૃહનું દેવી ભાગવત અનુસારનું અદ્‌ભુત વર્ણન આ પુસ્તકમાં અલગ પ્રકરણરૂપે વર્ણવેલ છે તે ધ્યાનપૂર્વક જોવા ભલામણ છે. ત્યાં ભુવનેશ્વરીદેવી - પોતાના પતિ ભુવનેશ્વર (સર્વેશ્વર) સાથે રહે છે. આ ભુવનેશ્વરીના ભુવનેશ્વર મહાદેવ દક્ષાક્ષરેશ્વર પણ કહેવાય છે. વૃદ્ધિગત શિવના અધિષ્ઠાતા ત્ર્યમ્બક શિવ માનવામાં આવે છે. તેની મહાશક્તિ ભુવનેશ્વરી છે. તેને ત્ર્યંબક શક્તિ પણ કહેવામાં આવે છે.

ત્ર્યંબકનો શબ્દાર્થ આ પ્રમાણે છે - ત્ર્યંબક ત્રિ + અમ્બક અમ્બ નામ પિતા. ‘ત્રયાણાં લોકાનાં અમ્બકઃ પિતા ત્ર્યમ્બકઃ । ત્રણે લોકના પિતા છે તે ત્ર્યંબક છે. યજુર્વેદ ૩/૫૮માં કથન છે કે -

**‘અવ રુદ્રમદી મહ્યૈવ દેવં ત્ર્યમ્બકમ્ ।’**

રુદ્ર પાપીઓનો નાશ કરનારા, ત્રણનેત્રવાળા છે, તેમની નેત્રોથી ત્રણેય લોક પ્રકાશિત થાય છે.

જન્મદાત્રી, જનની નવજીવન પ્રદાન કરનારી માતૃવસ્વરૂપા ગણાય છે. તે બહેન - ભગિની સ્વરૂપા પણ છે અને અર્ધાંગના પત્ની રૂપે પણ તે જીવન સહચરી બને છે. આ સંસારમાં ત્રણ સ્વરૂપે ઓળખાતી હોવાથી ત્રણ અંબા-ત્રિઅંબા-ત્ર્યંબકશક્તિ પણ કહેવાય છે. એની સર્વજ્ઞાશક્તિ મૃત્યુને દૂર કરનારી હોવાથી ‘‘ત્ર્યંબક યજામહે’’ મંત્રથી એ શક્તિની આરાધના થાય છે. સંસારમાં માતા, પત્ની અને બહેનરૂપે જીવતરની ઈમારતને સંજીવની અર્પી કાર્યરત બનાવે છે, પડવા દેતી નથી. પરમકૃપાળુ

પરમેશ્વરની સર્વજ્ઞા વિરાટ શક્તિની આરાધના આ મંત્ર સૂચવે છે અને મૃત્યુમાંથી અમૃતતત્ત્વ તરફ દોરી જતી આ ભુવનેશ્વરી શક્તિની આરાધના એ 'મૃત્યોર્માऽમૃતંગમય'શક્તિ છે.

આ ત્રિઅંબાની વાત સામવેદના ૨૬મા બ્રાહ્મણમાં વર્ણિત છે અને સાયણાચાર્યના વેદભાષ્યમાં 'સ્ત્રી' શબ્દમાંથી 'સ્'નો લોપ થતાં 'સ્ત્રમ્બક'માંથી ત્ર્યંબક શબ્દનું નિર્માણ થયું છે એવો ઉલ્લેખ છે.

સૂર્ય ઉત્પન્ન થયો, પારમેષ્ઠ્ય સોમની આહુતિ થઈ આનાથી યજ્ઞ થયો. યજ્ઞથી ત્રૈલોક્ય નિર્માણ થયું. ત્રણે ભુવન ઉત્પન્ન થઈ ગયાં. વિશ્વોત્પત્તિના ક્રમમાં પ્રથમ ષોડશીની સત્તા હતી. પ્રલયના કાટમાળ થકી તેણે માટીમાં સોમનું સિંચન કરીને નવરચનાની ઈંટો બનાવી સૃષ્ટિના ભુવનોનું નિર્માણ કર્યું. ભુવનોને ઉત્પન્ન કરીને તેમનું સંચાલન કરતી કરતી એ તે શક્તિ ભુવનેશ્વરી બની ગઈ. તેણે નિર્જીવમાંથી સજીવસૃષ્ટિ નિર્માણ કરી, જીવંતને વધારે ક્રિયાશીલ બનાવવાને શક્તિને જાળવી રાખવા વિશેષશક્તિ રૂપે સંચાર કર્યો. આ ચોથી સૃષ્ટિધારા છે, ચોથી સૃષ્ટિવિદ્યા છે. કાલી, તારા અને ષોડશી પછીની યજ્ઞપ્રસાદી રૂપની દેવી તે ભુવનેશ્વરી છે. આ સમસ્ત વિશ્વયજ્ઞની આહુતિનું પ્રતીક છે. સૂર્યાગ્નિમાં શિર ઉપર સોમની આહુતિ અપાયા પછીની આ અવસ્થા છે. હિરણ્યગર્ભાવસ્થા પછીની આ અવસ્થા રચનાત્મક યજ્ઞની આહુતિ પછીની ચોથી ભૂમિકા છે.

જો સૂર્યમાં સોમાહુતિ ન અપાઈ હોત તો યજ્ઞ અસંભવ હતો. યજ્ઞ વિના ભુવન રચનાનો અભાવ હતો. વિના ભુવનની ભુવનેશ્વરી ઉન્મુગ્ધ હતી. સૂર્યના મસ્તકના ભાગ પર પ્રતિષ્ઠિત બ્રાહ્મણસ્પત્ય સોમ આહુત થઈ રહ્યો છે. એનાથી ભુવનોત્પત્તિ છે. એનાથી ભુવનેશ્વરી ઉદ્‌બુદ્ધ છે. ત્રણે ભુવનોની સંચાલક શક્તિ ભુવનેશ્વરી શક્તિ છે. સંહિતામાં તો એટલે સુધી લખાયું છે કે, ભગવતી ભુવનેશ્વરી ચૌદ ભુવનો પર પોતાનું સ્વામિત્ત્વ રાખે છે એટલે એનું નામ ભુવનેશ્વરી પડ્યું છે. એના સ્વરૂપનું વર્ણન કરતાં ઋષિ આ શ્લોક ઉચ્ચારે છે કે -

**ઉદ્યદિનદ્યુતિમિન્દુ-કિરીટાં તુઙ્ગકુચાં નયનત્રયયુક્તામ્ ।**
**સ્મેરમુખીં વરદાઙ્કુશપાશાભીતીકરાં પ્રભજે ભુવનેશીમ્ ॥**

અર્થાત્ પ્રાતઃકાલીન સૂર્યની આભા સમાન રક્ત વર્ણવાળી ચંદ્રમા જેના મુકુટની શોભા છે. ઉન્નત કુચ (સ્તનો) વાળી છે, ત્રણ નેત્રોથી યુક્ત ત્રિનેત્રા બની મૃદુહાસ્ય (સ્મિત) રેલાવી રહી છે. પાશ, અંકુશ, વરદ અને અભય મુદ્રા ધારણ કરી રહી છે. એવી (ચતુર્ભુજા) ભગવતી ભુવનેશ્વરીનું આરાધન કરું છું.

ભગવતી વર્ણની ઉપમા પ્રાતઃકાલીન સૂર્યની પ્રભા સમાન હોવાનું વર્ણન છે એટલે તે અરુણ વર્ણની હોય છે. જ્યારે સુર્યોદય થઈ રહ્યો હોય ત્યારે તે રક્તવર્ણની

હોય છે. આ રક્તવર્ણ પ્રકૃતિના રજોગુણનું પ્રતીક છે, સૃષ્ટિના કાર્યમાં રજોગુણની જ પ્રધાનતા રહે છે. ભુવનેશ્વરી આની સાથે સંબંધમા છે. 'શારદા તિલક' નામક ગ્રંથમાં એક સારૂપ સૌભાગ્ય ભુવનેશ્વરીનું વર્ણન છે તેનું ધ્યાન આ પ્રમાણે છે.

**સિંદૂરારુણ વિગ્રહાં ત્રિનયનાં માણિક્ય મૌલિસ્ફુરત્**
**તારાનાયક શેખરાં સ્મિતમુખીંમાથીન વક્ષોરુહામ્ ।**
**પાણીભ્યાં મણિપુર્ણરત્ન - રત્નચષકં રક્તોત્પલં બિભ્રતીં**
**સૌમ્યાં રત્નનિધિસ્થ સવ્યચરણાં ધ્યાયેત્પરામંબિકામ્ ॥**

આમ સૌભાગ્ય ભુવનેશ્વરીનું સ્વરૂપ પણ સિંદુર વર્ણનું છે. જે નારી સૌભાગ્યનો સૂચક રંગ છે. શેષ વર્ણન સમાન છે. સૌભાગ્યવતી નારીના શૃંગારને અનુરૂપ છે. વળી આદ્યા ભુવનેશ્વરી ચતુર્ભુજા છે. જયારે આ સૌભાગ્ય ભુવનેશ્વરી બે હાથવાળી, સૌભાગ્યલક્ષ્મી રૂપગૃહિણી(પત્ની) જેવી જીવનને સૌભાગ્યપૂર્ણ બનાવનારી છે.-સૌભાગ્ય ભુવનેશ્વરી.

સૌભાગ્યવતી નારી પોતાના પતિના સંગમાં રહીને સંસારનો વિસ્તાર કરે છે. તેવી જ રીતે રજોગુણ પ્રધાન ભુવનેશ્વરી ભુવનોનું નિર્માણ કરનારી સૃષ્ટિની ચોથી ધારા અને ચોથી વિદ્યા છે.

'ઇન્દુકિરીટાં' - ભગવતીના મુકુટમાં ચંદ્રમા સોમનું પ્રતીક છે. સોમ જગતનું પોષણ કરે છે. ગીતામાં શ્રીકૃષ્ણ સ્વમુખે કહે છે કે,

**'પુષ્ણામિ ઔષધિ સર્વા સોમોભુત્વા રસાત્મકમ્ ।'**

હું સોમરૂપ બની સર્વ ઔષધિઓનું પોષણ કરું છું.

આટલા જ માટે શતપથ બ્રાહ્મણ ૩/૧૪/૨૧માં સોમને વિષ્ણુ કહેવામાં આવેલ છે. સોમને ઋગ્વેદ ૯/૮૬/૪૧, ૯/૬૬/૨૫ અને કોષિતક બ્રાહ્મણ ૭/૧૦માં ચંદ્રમા કહ્યો છે, કારણ કે, એના પાનથી શીતળતા પ્રાપ્ત થાય છે.

ઋગ્વેદ ૯/૫૧/૨, ૯/૬૭/૩૨ માં એને અમૃતની સંજ્ઞા આપવામાં આવી છે કારણ કે એને ગ્રહણ કરનારો સદૈવ નિરોગી રહે છે. રોગ અને વ્યાધિ તેની પાસે ફરકવા પામતા નથી. શતપથ ૫/૧/૩/૭માં એને પ્રજાપતિ કહ્યો છે. કારણ કે એ નવી શક્તિઓનું સર્જન કરે છે. શતપથ ૧૨/૭૩/૧૩માં એને દૂધ કહેવામાં આવ્યું છે. કારણ કે, તેની માફક પોષણનો ગુણ રાખે છે. તૈત્તિરીય બ્રાહ્મણ ૧/૪/૭૪/૫માં સોમને સુવર્ણ કહ્યો છે. એના ગુણ સ્વાસ્થ્યની સ્થિરતા અને સુદૃઢતા છે. સોમ પણ ઔષધિઓનું પોષણ કરી આ જ કાર્ય કરે છે.

'તુઙ્ગકુચાં' - બાળક કુચ (સ્તન) મર્દન કરે છે અર્થાત્ માતાના સ્તન મંડળના અગ્રભાગને જન્મ પછી પકડીને પોતાના મુખમાં રાખીને અમૃતપાન કરે છે. બાળકોનો જન્મ થયા પછી માતાએ અડધા કલાકમાં જ સ્તનપાન કરાવવું આવશ્યક છે. પ્રથમ

સ્તનપાનમાં જે પીળા રંગના દૂધનો સ્ત્રાવ થાય છે તે અમૃતતુલ્ય હોય છે. જે બાળકની રોગપ્રતિકારક શક્તિ વધારે છે અને શરીરને પુષ્ટ કરે છે. બાળક માતાના સ્તનને મુખમાં રાખીને અમૃતપાન કરે છે અને બસ અહીં જ માતૃત્વનો આવિષ્કાર થાય છે.. શિશુ દ્વારા સમ્પન્ન પ્રથમ કુચમર્દન થતાં જ સ્ત્રીની અંદર માતૃત્વ આવિષ્કૃત થઈ જાય છે, આ પહેલાં માતૃત્વનું પ્રાકટ્ય નથી થતું. દશ મહાવિદ્યાઓરૂપી મહાશક્તિઓના ધ્યાનમાં સર્વ પ્રથમ તેમના સ્તન મંડળનું ધ્યાન સાધક કરે છે. કારણ કે ત્યાંથી જ માતૃત્વની અમૃતધારા પ્રવાહિત થાય છે. પ્રત્યેક મહાવિદ્યાના સ્તનમંડળના આકાર-પ્રકારના ઉચિત વર્ણનો તેના ધ્યાનમંત્રોમાં પ્રાપ્ત થાય છે. તેના ગુણધર્મો પણ અલગ છે. મહાવિદ્યાઓના સ્તન મંડળને કલ્પફળ કહેવામાં આવ્યા છે, અમૃતફળ કહેવામાં આવ્યા છે અને અહીંથી જ માતૃસ્વરૂપા મહાવિદ્યાઓ પોતાના શિશુસમાન સાધકોને અમૃતફળ પ્રદાન કરે છે.

આદ્યશક્તિએ પોતાના પિતા દક્ષના યજ્ઞમાં જવાની હઠ લીધી આદ્ય શિવે ઘણું સમજાવ્યાં છતાં ન માનતાં આદ્યશિવ તેની સમીપથી ઊઠીને બટુક (બાળસ્વરૂપ) ધારણ કરી ભાગવા લાગ્યા. આદ્યશક્તિ દશભાગમાં વિભક્ત થઈ ગઈ. દશેદિશાઓમાં દશ મહાવિદ્યા સ્વરૂપમાં વ્યાપ્ત થઈ ગઈ. શરૂ થઈ ગઈ આદ્યશક્તિ અને આદ્યશિવની ગૂઢ રહસ્યમય મહાલીલા. તેઓ આની પાછળ આદ્ય માતૃભાવનું સૃજન કરવા માંગતા હતા. શિવ પણ માતૃત્વના પ્રથમ આવિષ્કાર માટે આજે ઉત્સાહિત હતા. ભાગતા શિવે બાળક (બટુક)સ્વરૂપ ધારણ કર્યું. શિશુ બટુકને જોઈને દસમહાવિદ્યાઓ સૌંદર્યવતી નારીઓમાં પરિવર્તિત થઈ ગઈ અને દરેકનો વાત્સલ્યભાવ જાગૃત થતાં બટુક શિવને અલગ-અલગ ઢંગથી ભાવપૂર્ણ રીતે સ્તનપાન કરાવ્યું. આમાં ભુવનેશ્વરી પણ બાકાત નથી.

તુંગકુચા, ભુવનેશ્વરી રૂપી મહાશક્તિના ગુલાબી રંગના સુવિકસીત સ્તન મંડળનો બટુકરૂપી શિવના મુખથી સ્પર્શ થયો, ભુવનેશ્વરીના સમસ્ત શરીરથી ખેંચાઈને અમૃતની ધારા પ્રવાહિત થવા લાગી, વાત્સલ્યનો ઉભરો આવ્યો. ભુવનેશ્વરીના રોમરોમથી માતૃત્વ પ્રગટ થયું. આંખોમાં હર્ષની અશ્રુધારા છલકાઈ ઊઠી. એ તો બટુકરૂપી શિવને જોતાં જ દિવાની બની ગઈ. આ ભુવનેશ્વરીનું માતૃત્વ દિવાનું છે, ગાંડપણવાળું છે, એમાં પાગલપનમાં છલોછલ માતૃત્વ છલકાય છે કે, એટલા માટે એની ઉપાસના પુત્રપ્રાપ્તિ માટે કરવામાં આવે છે. પુત્ર માટે તો એટલી ઘેલી બની જાય છે કે, સાધકને ગાદી પર બેસાડી દે છે અને રાજપાટ તેની કુંડળીમાં અંકિત કરી દે છે. ચંદ્રમાની શોભા તો બટુક શિવના મસ્તક પર વિરાજમાન હતી જ. કુચમર્દન કરીને શિવે બે પ્રકારના આવિષ્કાર કર્યાં. પ્રથમ પ્રત્યેક મહાવિદ્યામાં સદાને માટે માતૃત્વનો આવિષ્કાર અર્થાત્ સાધનોને અભીષ્ટ ફળપ્રાપ્તિ માટે મહાશક્તિને બાધ્ય કરવી. બીજું
૨ પુત્ર દ્વારા આહ્લાદિક થઈને માતૃશક્તિઓમાં જાગૃત થયેલ કામશક્તિઓનું

વાત્સલ્યભાવમાં પરિવર્તન. આમ મહાવિદ્યાઓનું સ્તનમંડળ કામનું તખ્તહતું તે વાત્સલ્યનું વતન બની ગયું.

ભુવનેશ્વરી એ પુત્રવાન થતાં જે દિવ્ય ઔષધિઓ, ફળ, મૂળ, ઈત્યાદિ ઉત્પન્ન કરી દીધાં શાકંભરી તથા શતાક્ષી બની ગઈ. સંસારમાં જેટલી પ્રજા છે તે સર્વને ત્રિભુવન વ્યાપ્તા ભુવનેશ્વરી દ્વારા જ અન્ન મળી રહ્યું છે. ૮૪ લાખ યોનિયો તેની પાસે અન્ન પ્રાપ્ત કરીને જીવિત છે. આ રીતે તે માતા અન્નપૂર્ણા કહેવાય છે. ષોડશી શક્તિમાં ઉ-મા, ઉ-મારૂપી રુદન હતું, તે ઓમ્ (ॐ)ના પ્રતીકની જન્માવસ્થા હતી. જન્મ પછી રડતી સૂરતને ગળથૂથી અને સ્તન્થ પાઈને બાળકને મોટું કરવાનું અને તૃપ્ત કરવાનું કામ આ શક્તિ આરંભે છે. તે અન્નપ્રદાન કરવાનું કાર્ય કરનારી અન્નપૂર્ણા બને છે. ભુવનેશ્વરીને તે અન્નપૂર્ણા છે.

આ શક્તિ પરમાત્માના મુકુટમાં સોમ-ચંદ્ર સ્વરૂપે વિરાજે છે. ઈશ્વરી શક્તિ ત્યાં વિરાજતી હોવાથી તે શક્તિને રાજરાજેશ્વરી પણ કહેવામાં આવે છે.

**'નયનત્રયયુક્તામ્'** - આનો અર્થ સૂર્ય, ચંદ્રમાં અને અગ્નિ નામક ત્રણ તેજરૂપી નેત્રો સૂચક છે. ત્રણ નેત્રો ઈચ્છા, જ્ઞાન અને ક્રિયાના પ્રતીક પણ મનાય છે. કાયિક, વાચિક અને માનસિક ક્રિયા ઉપર ભગવતી પોતાનું નિયંત્રણ ધરાવે છે. 'સ્મેરમુખી' - નો અર્થ નિત્યાનંદસ્વરૂપ છે. મૃદુહાસ્ય આનંદરૂપે પ્રગટ કરવું તે મંદસ્મિતથી ઉગ્રતાનો ભાવ છોડીને વિશ્વઉપર કૃપાદૃષ્ટિ કરી રહી છે એવો અર્થ સૂચિત છે.

**'વરદા'** - વરદાનમુદ્રાથી ભક્તોને સાંસારિક ઐશ્વર્યો અને સુખશાંતિ પ્રદાન કરે છે.

**'અભીતિકરાં'** - અભય મુદ્રા વડે સર્વ પ્રકારના ભયોથી મુક્ત કરનારી, એવો અર્થ અભિપ્રેત થાય છે. આ મુદ્રા મોક્ષની સૂચક છે.

'અંકુશ-પાશા'-શાસન શક્તિનું નિદાન પાશ-અંકુશ છે. ભગવતી ચાર હાથોમાં પાશ, અંકુશ, વર અને અભય મુદ્રાઓ છે. આમાં પાશનો સૂચક અર્થ એવો છે કે, આ શક્તિના બંધનમાં બંધાયેલ મનુષ્ય આવાગમનના ચક્રમાં ઘૂમતો રહે છે. આ માટે પાશને માયાની આકર્ષણ શક્તિ કહેવામાં આવે છે. આજ મહેશ્વરની માયાશક્તિ ભુવનેશ્વરી માયા ભુવનેશ્વરી કહેવાય છે. 'શારદાતિલક' ગ્રંથમાં માયા ભુવનેશ્વરીનો ધ્યાનમંત્ર આ પ્રમાણે છે.

**શ્યામાંગી શશિશેખરાં નિજકરૈ દાનં ચરકોત્પલં,**
**રત્નાઢયં ચષકં પરભયહરં સંવિભ્રતીં શાશ્વતીમ્ ।**
**મુક્તાહાર લસત્પયોધૂરંનતાં નેત્રત્રયોલ્લાસિનીં**
**વન્દેહંસુરપૂજિતાં હરવધૂં રક્તારવિંદ સ્થિતામ્ ॥**

આદ્ય ભુવનેશ્વરી અરુણસમ પ્રભા રક્તવર્ણા છે. જ્યારે અહીં માયા ભુવનેશ્વરી શ્યામાંગી, શ્યામવર્ણની પણ શશિશેખરાં અને રક્તકમળ ઉપર બિરાજમાન છે. માયા ભુવનેશ્વરી શ્યામવર્ણની અજ્ઞાન અને અંધકાર રૂપ માયાનું આવરણ ફેલાવનારી છે તેનો સૂચક રંગ છે. પરંતુ એનું આસન તો રક્તકમળ છે અર્થાત્ રજોગુણ સાથે સંયુક્ત તમો ગુણ એવો ભાવસૂચક અર્થ માયાભુવનેશ્વરીના સ્વરૂપમાં ઉપલબ્ધ થાય છે.

અંકુશ ધર્મનું સ્વરૂપ છે. કારણ કે, બહારની માયાના વાતાવરણથી પ્રભાવિત મનુષ્ય ખોટા માર્ગે પ્રવૃત્ત થાય છે. ત્યારે ધર્મ જ એક માત્ર અંકુશની માફક તેને રોકવાની શક્તિ ધરાવે છે. એમાં સ્તંભનની શક્તિ હોય છે. આમ પાશ અને અંકુશ શાસન શક્તિના પણ સૂચક છે.

માયાબીજ હ્રીં ભુવનેશ્વરીની સ્વરૂપા શક્તિ છે એટલે એ માયા ભુવનેશ્વરી કહેવાય છે પણ તે યોગ્ય છે. વળીએ કાળસ્વસા પણ કહેવાય છે. કારણ કે, કાળના ઉપર તેનું નિયંત્રણ છે.

સર્વસ્વરૂપા મૂલપ્રકૃતિ જ ભુવનેશ્વરી છે, જે વિશ્વનું વમન કરવાથી વામા, શિવમયી હોવાથી જયેષ્ઠા તથા કર્મ-નિયંત્રણ, ફળપ્રદાન અને જીવોને દંડિત કરવાના કારણે રૌદ્રી કહેવાય છે.

દશ મહાવિદ્યાઓ જ દશ સોપાન છે. કાલીતત્ત્વથી નિર્ગત થઈને કમલાતત્ત્વ સુધીની દશ સ્થિતિઓ છે, જેનાથી અવ્યક્ત ભુવનેશ્વરી વ્યક્ત થઈને બ્રહ્માંડનું રૂપ ધારણ કરી શકે છે. તથા પ્રલયમાં કમલાથી અર્થાત્ વ્યક્ત જગતથી ક્રમશઃ લય પ્રામીને કાલીરૂપમાં મૂળ પ્રકૃત્તિ બની જાય છે. એટલા માટે એને કાળની જન્મદાત્રી પણ કહેવાય છે.

આ રીતે 'બૃહન્નીલ તંત્ર'ની આ ધારણા પુરાણોના વિવરણોથી પુષ્ટ થાય છે કે, પ્રકારાન્તરથી કાલી અને ભુવનેશી બંનેમાં અભેદ છે. અવ્યક્ત પ્રકૃતિ ભુવનેશ્વરી જ રક્તવર્ણા કાલી છે. દેવી ભાગવત અનુસાર દુર્ગમ નામક દૈત્યના અત્યાચારથી સંતપ્ત થઈને દેવતાઓ અને બ્રાહ્મણોએ હિમાલય પર્વત ઉપર સર્વકારણરૂપા ભગવતી ભુવનેશ્વરીની આરાધના કરી હતી. તેઓની આરાધનાથી પ્રસન્ન થઈને ભગવતી ભુવનેશ્વરી તત્કાળ પ્રગટ થઈ ગઈ. તે પોતાના હાથોમાં બાણ, કમળપુષ્પ, તથા શાક-મૂળ ધારણ કરી રહેલી હતી. તેઓના પોતાના નેત્રોથી અશ્રુજળની ધારા પ્રગટ થઈ. એ જળથી ભૂમંડળના સર્વ પ્રાણીઓ તૃપ્ત થઈ ગયાં. સમુદ્રો અને સરિતાઓમાં અગાધ જળ ભરાઈ ગયું અને સમસ્ત ઔષધિઓનું સિંચન થયું. પોતાના હાથમાં ધારણ કરેલ શાકભાજી અને ફળ-મૂળથી પ્રાણીઓનું પોષણ કરવાથી ભગવતી ભુવનેશ્વરી 'શતાક્ષી' તથા શાકંભરી નામે વિખ્યાત થઈ. એમણે જ દુર્ગમાસુર દૈત્યને યુદ્ધમાં મારીને તેના દ્વારા અપહૃત વેદોને દેવતાઓને પુનઃસુપ્રત કર્યા. તે પછી ભગવતી ભુવનેશ્વરીનું એક નામ 'દુર્ગા' પ્રસિદ્ધ થયું.

ભગવતી ભુવનેશ્વરીની ઉપાસના સર્વમનોકામનાપૂર્ણ કરનારી, ધન-વૈભવ અને રાજપદ આપનારી હોઈ તે રાજરાજેશ્વરી કહેવાય છે. પરંતુ પુત્રપ્રાપ્તિ માટે વિશેષ ફલપ્રદા છે. રુદ્રયામલમાં એનું કવચ, નીલ સરસ્વતી તંત્રમાં એનું હૃદય તથા મહાતંત્રાણંવમાં એના સહસ્ત્ર નામ સંકલિત છે. શ્રી ભુવનેશ્વરી જયંતી ભાદરવા સુદ - ૧૨ (બારસ)ના દિવસે આવે છે. શ્રી ભુવનેશ્વરીનો જયંતી મહોત્સવમાં વ્રત-પૂજા, જાગરણ, કથા-પાઠ, ભજનાદિ તેમજ ચક્રાર્ચન કરવું જોઈએ.

શ્રી ભુવનેશ્વરી નિત્યાર્ચનમાં ભગવતી ભુવનેશ્વરીના શિવનું નામ શ્રી અમૃતેશ્વર છે. રુદ્રયામલોક્ત પૂજનપદ્ધતિમાં 'શ્રી મહેશ્વર ભૈરવ' સહિત ભુવનેશ્વરીના પૂજનની વિધિ દર્શાવી છે. શ્રી ભુવનેશ્વરી - ક્રમચંદ્રિકા અને 'શાક્ત પ્રમોદ' આદિ ગ્રંથોમાં સંકલિત પદ્ધતિઓમાં શ્રી ભુવનેશ્વરીના શિવનો કોઈ નામોલ્લેખ નથી. 'આગમ રહસ્ય'માં શ્રી ભુવનેશ્વરીના શિવનું નામ મહાદેવ, પરા રહસ્યમાં ઈશ્વર અને ઉદંડભૈરવમાં 'મહેશ્વર' બતાવ્યું છે. સુજ્ઞ સાધકોએ આ સંબંધમાં વિચાર કરવાનો રહે છે.

સંસારમાં રહેતા પ્રત્યેક મનુષ્યને સુખદુ:ખ તો ક્રમ પ્રમાણે આવે છે અને જાય છે. સુખમાં પોતાના ઈષ્ટદેવ યાદ આવતા નથી. દુ:ખમાં સર્વ પોતાના ઈષ્ટદેવતા અને ઉપાસ્ય અન્ય દેવી-દેવતાના શરણમાં જાય છે, આ મનુષ્ય સ્વભાવ છે. દુ:ખ, સંકટ, કલેશ, રોગ, દરિદ્રતા આદિ અનેક પ્રકારનાં કષ્ટ જીવનમાં આવે છે. તેમાંથી મુક્ત થવા માટે અને શાંતિ, ઐશ્વર્ય, ધન, માન, સ્થાન અને વિવિધ પ્રકારના સુખને પ્રાપ્ત કરવા માટે લોકો વિવિધ દેવ-દેવીઓનો, હનુમાન, ગણપતિ, યોગી, યતી, સંત, મહાત્માઓનો, મંત્ર-તંત્ર-યંત્ર પ્રયોગોનો આશ્રય ગ્રહણ કરે છે. પરંતુ ભગવતી ભુવનેશ્વરી વિશ્વજનની છે. તેમાં સર્વ દેવ-દેવીઓનો અંતર્ભાવ છે, એવું શાસ્ત્રો કહે છે. એટલે માતા ભુવનેશ્વરીનું પૂજન, ભજન, ભક્તિ, સ્મરણ ચિંતનથી સર્વદેવતા, કુળદેવતા અને કુળદેવી પ્રસન્ન થાય છે અને એની ઉપાસનાથી સર્વ મનોરથ સિદ્ધ થાય છે. બૌદ્ધ ધર્મમાં 'તારા' અને જૈન ધર્મમાં પૂજા થાય છે તે સર્વ ભુવનેશ્વરીનું જ સ્વરૂપ છે.

સર્જન માટે યોનિ કલ્પવામાં આવે છે. વિશ્વનો વિનાશ કરનારી હોવા છતાં કાલિકાશક્તિ સર્જનમાં યોનિ તરીકેનો ભાગ ભજવે છે. તેથી દશ મહાવિદ્યામાં તે આદ્યા છે, પ્રથમા છે. માતારૂપે અને શક્તિરૂપે તે આદ્યાશક્તિ છે. તેથી તેને જગત પ્રસૂતિની આદ્યાશક્તિ ગણાવાય છે. આ કાલિકાની દક્ષિણદિશા છે, તેથી તે દક્ષિણકાલી કહેવાય છે. દક્ષિણ દિશા યમની દિશા છે એટલા માટે યમના દ્વારની દક્ષિણ દિશાને અવાચ્ય દિશા કહેવાય છે. તેના નામનો પણ ઉચ્ચાર કરતા નથી. દક્ષિણમાં રહેતી કાલિકાદેવીનું પ્રિયસ્થાન સ્મશાન છે. કારણ કે સમાજના સાચા દુ:ખ તે સ્થાને વ્યક્તથાય છે. શ્રી યંત્રમાં મધ્યભાગમાં તેનો વાસ છે.એ મહાજ્યોતિ રૂપે પ્રકાશીને જગતને સજા કરે છે અને સર્જન પણ કરે છે. શ્રી ઉપાસનાને મુખ્ય બે ભાગ છે. શ્રીકુળ અને કાલીકુળ.

મહાવિદ્યાના ઉપાસકો કૌલ કહેવાય છે. તેમણે સ્વીકારેલ કુલાચારને કૌલધર્મ કહેવાય છે. કૌલધર્મની બે શાખાઓ કાલીકુલ અને શ્રીકુલ છે જે પોતાનું અત્યાધિક મહત્ત્વ પ્રદર્શિત કરે છે. બે શાંખાઓમાં દશ મહાવિદ્યાઓનો સમાવેશ નીચે મુજબ થયેલ છે.




કાલી અને શ્રીકુલ ઉપાસના ભેદે ભલે જુદા હોય, પરંતુ અહીં તો સર્જક પ્રતિભા શક્તિરૂપે તો આપણે બંનેને એક જ ગણીએ છીએ. ચોથી મહાવિદ્યા ભુવનેશ્વરીનો સમાવેશ શ્રીકુલમાં થાય છે.



# અભૌતિક સત્તાનું પ્રવેશદ્વાર દશ મહાવિદ્યા

વિદ્યાની પરિભાષા વિચારીએ તો ભગવતી શ્રુતિ કહે છે -

**'સા વિદ્યા યા વિમુચ્યેત્'** વિદ્યા તેને કહેવાય જેનાથી મુક્તિ (મોક્ષ) મળી શકે. **'અમૃતં તુ વિદ્યા ।'** વિદ્યા અમૃત છે. **વિદ્યા શક્તિઃ સમસ્તાનાં શક્તિરિત્યભિધીયતે।** વિદ્યા સમસ્તની શક્તિ હોય છે. એટલે તેને શક્તિ નામથી ઓળખવામાં આવે છે. **'વિદ્યતે દેશકાલાનવચ્છિન્નત્વેન વર્તતે યા સા વિદ્યા ।'** દેશ અને કાળથી અવિચ્છિન્ન હોવાથી જે સદા અને સર્વત્ર વિદ્યમાન રહે છે. તેને જ વિદ્યા કહેવાય છે. દેશ-કાળ તેનો બાધક નથી.'

વિદ્યાનો ધાત્વર્થ આ પ્રમાણે છે - **'વિદ્ સત્તામામ્'** ધાતુથી **'વિદ્જ્ઞાન-વિદ્યયેત જ્ઞાયેત્'** વ્યુત્પત્તિથી અને **'વિદ્લૃ લાભે'** ધાતુથી અર્થ નિષ્પન્ન છે તે પરમાશક્તિ વિદ્યા સચ્ચિદાનંદરૂપા છે.

આચાર્ય શાન્તનુના કથનાનુસાર -

**'વેદાન્તોદ્ ભાવનીય પરબ્રહ્મતત્વાવગતિરૂપ સાક્ષાત્કાર લક્ષણ વિદ્યા ।'**

વેદાન્ત દ્વારા ઉદ્ભવ ન કરવા યોગ્ય પરબ્રહ્મ તત્ત્વનું જ્ઞાનરૂપ જે સાક્ષાત્કારના લક્ષણવાળી છે, તે વિદ્યા છે.

અગ્નિ અને ઉષ્મા ગરમીનો સંબંધ છે તેવી રીતે બ્રહ્મ અને વિદ્યાનો ઘનિષ્ઠ સંબંધ છે. એટલે જ તો અક્ષમાલિકોપનિષદ્માં કહ્યું છે કે -

**'યત્ સૂત્રં તદ્બ્રહ્મં'** જે સૂત્ર છે તે બ્રહ્મ છે.

**'યત્ સુષિરં સા વિદ્યા'** જે સુષિર છે તે બ્રહ્મવિદ્યા છે.

**સા વિદ્યા મુક્તેહેતુર્ભૂતા સનાતની ।**
**સંસાર બન્ધ હેતુશ્ચ સૈવ સર્વેશ્વરેશ્વરી ॥** (ઉપનિષદ્)

તે વિદ્યા જ પરમારાધ્યા શક્તિ અને ભક્તિનું સાધન છે, પરંતુ અજ્ઞાનીઓ માટે સંસાર બંધનનો હેતુ પણ બની જાય છે.

**વિદ્યા શક્તિઃ સમસ્તાનાં શક્તિરિત્યભિધીયતે ।**
**ગુણત્રયાક્ષયા વિદ્યા સા વિદ્યા ચ તદાશ્રયા ॥**

(બૃહજ્જાબાલોપનિષદ્)

સર્વત્ર વિદ્યાને જ શક્તિ કહેવામાં આવી છે. તે વિદ્યા ત્રણ ગુણો અનુસાર ત્રણ પ્રકારની છે. સમસ્ત પ્રાણીએ ત્રણે રૂપના આશ્રિત છે.

**દિક્કાલઘનવચ્છિન્નત્વેન યા વિદ્યતે સા વિદ્યા ॥**

જેની સ્થિતિ પ્રત્યેકકાળમાં, પ્રત્યેક કાળમાં હોય તેને જ વિદ્યા કહેવાય છે.

**સર્વજ્ઞતાસ્ય શક્તિ પરિમિતતનુરલ્પવેધમાત્રપરા ।**
**જ્ઞાન મુદયાદયન્તી વિદ્યેતિ નિગદ્યતે બુધૈરાદ્યૈ ॥** (તત્ત્વસંદોહ)

એની સર્વજ્ઞતા શક્તિ પરિમિત થઈને અલ્પજ્ઞાન ધરાવતી હોવા છતાં જ્ઞાનનું ઉત્પાદન કરે છે, તેને વૃદ્ધ સુધીજન વિદ્યા કહે છે.

વિદ્યાના ત્રણ ભેદ છે - આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક. એનું ક્ષેત્ર એના નામોથી સવતઃ સ્પષ્ટ છે. વિદ્યાના બે રૂપ છે. - પરા અને અપરા. એનું સ્પષ્ટીકરણ 'રુદ્રરહસ્યોપનિષદ'માં આ રીતે ઉપલબ્ધ થાય છે -

**દ્વે વિદ્યે વેદિતવ્યે હિ પરા ચૈવાપરા ચ તે ।**
**તત્રાપરા તુવિદ્યેષા ઋગ્વેદો યજુરેવ ચ ॥**
**સામવેદ સ્તથાડથર્વવેદ શિક્ષા મુનીશ્વર ।**
**કલ્પો વ્યાકરણ શ્ચૈવ નિરુક્તં છન્દ એવ ચ ॥**
**જ્યોતિષં ચ તથાડનાત્મવિષયા અપિ બુદ્ધયઃ ।**
**અથૈષા પરમા વિદ્યા સનાતના પરમાક્ષરમ્ ॥**
**યત્તદદ્રેશ્યમગ્રાહ્યમગોત્રમ્ રૂપવર્જિતમ્ ।**
**અચક્ષુઃ શ્રોત્રમત્યર્થં તદ્પાણિ પદં તથા ॥**
**નિત્યં વિભું સ્વગતં સુસૂક્ષ્મં ચ તદ્વ્યયમ્ ।**
**તદ્ભૂતયોનિ પશ્યન્તિ ઘોરા નાત્માનમાત્મનિ ॥**

'પરા અને અપરા નામની બે વિદ્યાઓ છે, તે સાધકને માટે જ્ઞાતવ્ય છે, ઋક્, યજુ, સામ, અથર્વ આ ચારે વેદ,શિક્ષા, કલ્પ, છન્દ, નિરક્ત, વ્યાકરણ અને જ્યોતિષ આ અપરા છે. એમાં આત્મ-વિષયથી અતિરિક્ત અન્ય સર્વ પ્રકારનું બૌદ્ધિક જ્ઞાન ભરેલું છે, પરંતુ જેના દ્વારા આત્મજ્ઞાન થાય છે તે પરાવિદ્યા છે. તે પરમ અવિનાશી આત્મતત્ત્વ છે. તે જોવામાં નથી આવતું, ગ્રહણ કરી શકાય છે. તેનું નામ, રૂપ, ગોત્રાદિ કંઈ જ નથી. તેના નથી નેત્ર, હાથ-પગ પણ નથી. તે વિષયોથી પર, નિત્ય, વિભુ, સૂક્ષ્માતિ-સૂક્ષ્મ હોવાથી સર્વગત અને નિર્વિકાર છે. તે સર્વભૂતોનું આશ્રય સ્થાન છે. જ્ઞાની પુરુષ તે પરમાત્માનું પોતાના આત્મામાં દર્શન કરે છે.

'મુંડકોપનિષદ્' (૧-૧-૫)માં એટલે જ તો કહ્યું છે કે -

**'પરા યયા દક્ષરમધિગમ્યતે ।'** જેના દ્વારા અવિનાશી બ્રહ્મનું જ્ઞાન થાય છે, તેને પરાવિદ્યા કહેવાય છે.

નિગમ-આગમ બંને શાસ્ત્રોમાં સૃષ્ટિનું પ્રતિપાદન છે. એટલે બંનેને 'વિદ્યા'

નામથી અભિહિત કરવામાં આવે છે. સૂર્ય, ચંદ્ર, અગ્નિ, પશુ, પક્ષી, કીટ-પતંગ, ધાતુ રસ, વિષ વનસ્પતિ, ઔષધિ., મનુષ્ય આ સર્વ પદાર્થવિદ્યા (ભૌતિક વિજ્ઞાન-ફીઝીક્લ સાયન્સ)ની અન્તર્ગત આવે છે. એને ક્ષુદ્ર વિદ્યાઓ કહેવામાં આવે છે. સંપૂર્ણ વિશ્વવિદ્યા તો મહાવિદ્યા છે. મનીષિઓએ એના દશ ભાગ કર્યા છે. એમાં વિશ્વના સ્વરૂપ, ઉત્પત્તિ, વિકાસ, આદિ સર્વ સમસ્યાનું સમાધાન પ્રાપ્ત થાય છે. ટૂંકમાં દશ મહાવિદ્યા મુક્તિના દશ સોપાન છે એમ પણ કહી શકાય.

કેટલાક તાંત્રિક વિદ્વાન દશ મહાવિદ્યાઓનો સાધનની ભિન્ન-ભિન્ન અવસ્થારૂપે સ્વીકાર કરે છે. દેવીને મહાવિદ્યા નામથી ગૌરવાન્વિત કરતાં દુર્ગા સપ્તશતીમાં કહેવામાં આવ્યું છે કે -

**વિદ્યાઃ સમસ્તાસ્તવ દેવિ ! ભેદાઃ સમસ્તાઃ સકલાજગત્સુ ।**
**ત્વયૈકયા પૂરિતમમ્બ યૈતત્ કા તે સ્તુતિઃ સ્તવ્યપરાપરોક્તિ ॥**

"હે દેવિ ! સારી સમસ્ત વિદ્યાઓ તમારું જ ભેદ સ્વરૂપ છે અને જગતની તમામ સ્ત્રીઓ છે; તેઓ આપનાં જ વિભિન્ન સ્વરૂપ છે. હે અંબા ! આપ એકમાં જ સંપૂર્ણ વિશ્વ સમાયેલું છે. આપની સ્તુતિ કેવી રીતે કરવી ? આપ તો ઉક્તિઓ દ્વારા જે સ્વરૂપનું કથન કરવામાં આવે છે તે સર્વથી પરતરા છો."

વિશ્વ કેવી રીતે ઉત્પન્ન થયું ? ઉત્પન્ન વિશ્વનું સ્વરૂપ શું છે ? આ વિશ્વ વિદ્યા સમજવાથી અમને શું લાભ થાય ? બસ, આગમાચાર્યોએ આ પ્રશ્નોનું સમાધાન દશ મહાવિદ્યાઓ દ્વારા કર્યું છે. આગમશાસ્ત્રો જેને દશ મહાવિદ્યા કહે છે તે નિગમમાં દશાવયવવિદ્યા 'વિરાડ્વિદ્યા' નામથી પ્રસિદ્ધ છે.

શબ્દાવચ્છિન્ન જ્ઞાનનું નામ 'વેદ' છે, એ જ પ્રમાણે વિષયાવચ્છિન્ન જ્ઞાનનું નામ 'બ્રહ્મ' છે. આ બંને શબ્દોથી અતિરિક્ત એક ત્રીજું પણ છે. શબ્દ સાંભળવાથી અને વિષય જોવાથી સામાન્ય જ્ઞાન થાય છે. આ જ સામાન્ય જ્ઞાન વધતાં વિશેષરૂપમાં પરિણીત થઈ જાય છે. એનું નામ સંસ્કાર છે. શબ્દ, વિષય - બંને સામાન્ય જ્ઞાન કરાવીને લીન થઈ જાય છે. આજ સામાન્ય જ્ઞાન અનુભવ દ્વારા આગળ જતાં વિશેષ ભાવને પ્રાપ્ત કરીને આત્મામાં ખચિત થઈ જાય છે. આને દાર્શનિક પરિભાષામાં અનુભવાહિતા સંસ્કાર કહે છે. વૈજ્ઞાનિક પરિભાષામાં આ વિદ્યા નામથી પ્રસિદ્ધ છે. એનાથી આગળનો વ્યવહાર ચાલે છે. જ્યાં સુધી સંસ્કાર છે ત્યાં સુધી આપ સ્વસ્વરૂપમાં પ્રતિષ્ઠિત છો. સંસ્કારાભાવમાં આપ વિશ્વાતીત છો. મુક્ત છો. વિશ્વસત્તા સંસ્કાર સત્તા ઉપર જ નિર્ભર છે. એટલા જ માટે શબ્દ સ્વરૂપ વેદ, વિષયરૂપ બ્રહ્મની અપેક્ષાએ અમે સંસ્કારરૂપા વિદ્યાને જ પ્રધાનરૂપથી વિશ્વની સ્વરૂપ સંપાદિકા માનવાને માટે તૈયાર છીએ. આ જ્ઞાન પર ચિત્તિક્રમમાં સંસ્કારપુટ લાગવાથી વિશ્વ બની ગયું છે. અમારું વિશ્વ અમારા સંસ્કાર છે. તે જ પ્રમાણે આ મહાવિશ્વ તેમના સંસ્કાર છે,

એટલા માટે જ અમે વિશ્વને અવશ્યમેવ વિદ્યારૂપ કહેવા માટે તૈયાર છીએ. બસ, સંસ્કારા વચ્છિન્ન થતી તે જ્ઞાનમૂર્તિ વિદ્યા છે, શબ્દાવચ્છિન્ન થતાં તે વેદ કહેવાય છે. એ જ પ્રમાણે વિષયાવિચ્છિન્ન બની તે 'બ્રહ્મ'સ્વરૂપે ઓળખાય છે. સૃષ્ટિ સંબંધ પૂર્વકથનાનુસાર વિદ્યા સાથે છે. આગમોક્ત શક્તિતત્ત્વને મહાવિદ્યા શા માટે કહેવામાં આવે છે. તેનો ઉત્તર મળી જાય છે. હવે પ્રાકૃત અનુસરણ કરી શકાય છે.

કમલા-લક્ષ્મી સાધનાથી શરૂઆત કરી એટલે કે, ભોગવાસનાથી શરૂઆત કરી સાધક ધીરે ધીરે એક-એક વિકાર ગ્રંથિનું છેદન-ભેદન કરતો કરતો ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરે છે. અંતમાં કાલીતત્ત્વને આત્મસાત કરે છે. જેને સાધનાનો ચમત્કાર અથવા શેષાવસ્થા કહી શકાય. આ સ્થિતિને પ્રાપ્ત કર્યા પછી સંસારના ભૌતિક બંધન બધાયે ઢીલા પડી જાય છે. જીવનું જીવત્વ સમાપ્ત થઈ જાય છે અને તેનો અભૌતિક સત્તામાં પ્રવેશ એટલે કે, ઈશ્વર તત્ત્વમાં પ્રવેશ કરે છે. એટલે જ દશ મહાવિદ્યાઓની ઉપાસના જીવને ક્ષુદ્ર ભૂમિકા ઉપરથી ઉઠાવીને સાધનાની ઉચ્ચતમ સ્થિતિ ઉપલબ્ધ કરાવે છે. તેથી જ તો વિદ્યાને પરમપદ, પરમતત્ત્વ અને અમૃત-તત્ત્વની સંજ્ઞા આપવામાં આવી છે. ફરીથી સ્મરણ પટ પર અંકિત થયેલ શબ્દો - **'સા વિદ્યા યા વિમુક્તયે ।'** વિદ્યા તે છે કે જે મનુષ્યને મુક્તિ (મોક્ષ) આપે છે. વિદ્યા જીવન છે, વિદ્યા સ્ફૂર્તિ છે, વિદ્યા જ જીવનનું સર્વસ્વ છે. વિદ્યા વગરનો મનુષ્ય પશુકોટિમાં આવે છે. તે જીવિતમૃત એટલે કે જીવતાં છતાં મરેલો છે. તે એવો દીવો છે કે - જલતા હુઆ ચિરાગ હૂં લેકીન રોશની નહીં..!

'ભગવતી ગીતા'માં કહ્યું છે કે -

**મહાકાલી તથા તારા ષોડશી ભુવનેશ્વરી ।**
**ભૈરવી, બગલા, છિન્નમસ્તા મહાત્રિપુરસુન્દરી ।**
**ધૂમાવતી ચ માતઙ્ગી નૃણામારત વિમુક્તિદા ॥**

(૧) મહાકાલી, (૨) તારા (૩) ષોડશી (ત્રિપુરસુંદરી), (૪) ભુવનેશ્વરી, (રાજરાજેશ્વરી, શ્રી વિદ્યા, લલિતા) (૫) ભૈરવી (ત્રિપુરભૈરવી), (૬) છિન્નમસ્તા, (૭) ધૂમાવતી (અલક્ષ્મી), (૮) માતંગી, (૯) બગલામુખી, (૧૦) કમલા (લક્ષ્મી) **'એષા દશ મહાવિદ્યાઃ સર્વતન્ત્રેષુ ગોપિતાઃ ।** આ દશ મહાવિદ્યાઓનું તંત્રમાં ગુપ્ત રહસ્ય છે.

દશની સંખ્યાની મહત્તા નિગમ - અનુગમ શ્રુતિઓમાં આ પ્રમાણે છે.

(૧) **દશાક્ષર વૈ વિરાટ ।** (શત. ૧/૧/૧)
- દશ અક્ષરવાળો વિરાટ છે.

(૨) **યજ્ઞો વૈ દશ હોતા ।** (તૈ.બા. ૨/૨/૧/૬)
- યજ્ઞ તે કહેવાય છે કે જેમાં હોમ કરનાર હોતાની સંખ્યા દશ હોય છે.

(૩) **વિરાટ વૈ યજ્ઞઃ** (શત. ૧/૧/૧)
- વિરાટ જ યજ્ઞ સ્વરૂપ છે.

(૪) **યજ્ઞ ઉવૈ પ્રજાપતિઃ ।** (કૌ.બ્રા. ૧૦/૧)
- યજ્ઞ જ પ્રજાપતિ છે.

(૫) **પ્રતિષ્ઠા દશ-મહઃ ।** (કૌ.બ્રા.૨૭/૨)
- જેમાં દશની પ્રતિષ્ઠા છે.

(૬) **પ્રજાપતિ વૈં દશ હોતા ।** (તૈ.બ્રા. ૨/૨/૧/૩)
- પ્રજાપતિ દશહોતાઓવાળા કહેવાય છે.

(૭) **અન્તો વા અષ યજ્ઞસ્ય મદશમહ ।** (તૈ.બ્રા. ૨/૨/૩/૧)
- અથવા યજ્ઞનો અંત જે દશવાળો માનવામાં આવેલ છે.

પ્રજાપતિને યજ્ઞપુરુષ પણ કહેવામાં આવે છે. યજ્ઞરૂપે તેની પાસે દશ હોતા છે. એ પ્રજાપતિ પોતે જ દશ હોતા રૂપે કામ કરી યજ્ઞ પુરુષ બને છે. એ આ સૃષ્ટિ યજ્ઞની દશવિદ્યા દશ આહુતિ છે અને તેથી યજ્ઞ એ પ્રજાપતિ છે.

વેદમાં અન્ય મહાવિદ્યાઓ પણ છે. ઉપનિષદો, મીમાંસા અને બ્રહ્મસૂત્રના આધારે તેમાંની મુખ મહાવિદ્યા દશ છે અને બીજી બાવીસ મહાવિદ્યાઓ છે. (૧) ઉદ્ગીથ વિદ્યા (૨) સંગર્વ વિદ્યા (૩) મધુવિદ્યા (૪) પંચાગ્નિ વિદ્યા (૫) ઉપકોસલ વિદ્યા, (૬) શાંડિલ્ય વિદ્યા (૭) દહરવિદ્યા, (૮) ભૂમાવિદ્યા (૯) દીર્ઘાયુવિદ્યા (૧૦) મંથવિદ્યા. શ્રી વિદ્યાની દશ મહાવિદ્યાઓની આ વિદ્યાઓ અલગ છે.

યજ્ઞક્રિયામાં પણ દશ દિશા, દશ દિક્પાલ વગેરેમાં દશના અંકનું પ્રાધાન્ય છે. દશાવતાર અને તંત્રની દશમહાવિદ્યાઓને પણ સંબંધ છે. 'તોડ઼લ તંત્ર'ના દશમ ઉલ્લાસમાં કહ્યું છે કે -

**તારાદેવી નીલરૂપા કમલા કૂર્મ ચણ્ડિકા ॥**
**ધૂમાવતી વરાહઃ સ્યાત્ છિન્નમસ્તા નૃસિંહિકા ॥**
**ભુવનેશ્વરી વામનઃ સ્યાન્માતંગી રામમૂર્તિકા ॥**
**ત્રિપુરા જામદગ્ન્યઃ સ્યાદ્બલભદ્સ્તુ ભૈરવી ॥**
**મહાલક્ષ્મીર્ભવેદ્ બુદ્ધોદુર્ગાસ્યાદ કલ્કિરૂપિણી ॥**
**સ્વયં ભગવતી કાલી કૃષ્ણમૂર્તિઃ સમુભ્દવા ॥**
**ઈતિ તે કથિતં દેવ્યવતારં દશમેવહિ ॥**
**એતાસા પૂજનાદ્દેવિ મહાદેવ સમોભવેત્ ॥**

- ભગવતી કાલી કૃષ્ણમૂર્તિ, છિન્નમસ્તા નૃસિંહરૂપ, ધૂમાવતી વરાહરૂપ, ભૂવનેશ્વરી વામનરૂપ, માતંગી રામમૂર્તિ, ત્રિપુર સુંદરી પરશુરામ, ભૈરવી બલભદ્ર

સ્વરૂપ, મહાલક્ષ્મી, બુદ્ધ સ્વરૂપ, દુર્ગા કલ્કી સ્વરૂપ અને તારાને કૂર્મ સ્વરૂપ ઓળખાવી છે. આ પ્રમાણે દશ અવતાર સાથે દેવીનો સંબંધ સમજી જે ઉપાસના કરે છે તે મહાદેવરૂપ થાય છે.

આ રીતે દશ મહાવિદ્યાના ગ્રહ સંબંધ પણ છે. તેનું વિસ્તારભયથી વર્ણન કરવું શક્ય નથી. આ ગ્રંથમાં કેન્દ્ર સ્થાને ભુવનેશ્વરી મહાવિદ્યા છે તેનો સંબંધ શુક્ર સાથે છે એટલું જાણવું પૂરતું છે.

આ સૃષ્ટિ રચના શૂન્યમાંથી (મહાકાલમાંથી) થઈ છે. તેનો વિનાશ થતાં તે શૂન્યમાં સમાવિષ્ટ થશે. જે મહાકાળ - પરાત્પર - સદા અવિચળ રહે છે અને બાકી શક્તિઓ વિરાટ બ્રહ્મ(પ્રજાપતિ, યજ્ઞપુરુષ)રૂપે રચના કાર્યમાં અવિરત કાર્યરત રહે છે.

મહાકાળના ૐકારના બિંદુમાંથી આ બધું સર્જન થાય છે. તેથી સર્જન કે વિસર્જન થયા છતાં, તે બ્રહ્મ તો સદાપૂર્ણ જ રહે છે. તે કદિ અપૂર્ણ થતા નથી. પ્રણવનું સમગ્ર ચિંતન એક બૃહદ્‌ગ્રંથ બની જાય તેવું છે. તેના અર્ધચંદ્ર બિંદુમાંથી જ આ સૃષ્ટિની રચના થઈ છે. આવી સૃષ્ટિ રચનાની પ્રત્યેક અંકશક્તિને યોગ્ય રીતે મૂલવીને તેનું દર્શન જે મહાશક્તિરૂપે, મહાવિદ્યારૂપે ઋષિઓને વ્યક્ત કર્યું છે. તે દશ મહાવિદ્યારૂપ ગણાય છે.

એકમેવ પરમાત્માને વ્યક્ત કરતો અંક-૧ આદિઅનાદિ છે. એ એક જ તત્ત્વ હતું તેની એક સંજ્ઞા થઈ તે રેખારૂપે (૧) રજુ થઈને કળાત્મક સંસ્કારનો વળાંક મળતાં ૧ થયો. આ કળા પ્રકૃતિ રૂપબિંદુ છે. જે શૂન્ય છે. શૂન્ય એક વર્તુળ છે. શૂન્ય પૂર્ણ છે. તેને કોઈ શબ્દ નથી કે તેનો કોઈ અંત નથી. દશ દિશાઓ સ્પષ્ટ છે. તેને વ્યક્ત કરવા વર્તુળના દશ ભાગ નિર્માણ થયા. વસ્તુતઃ તે તો સમગ્ર પરિઘરૂપે જ સંભવે છે. દશ દિશાઓમાં વ્યાપ્ત થઈ આદ્યાશક્તિ એ શિવ સમક્ષ પોતાનું સ્વરૂપ દશ મહાવિદ્યાઓ રૂપે પ્રગટ કર્યું. ત્યારે મહાન પરમાત્મારૂપ શિવે તેની સમક્ષ બટુકરૂપ ધારણ કરે છે. ક્યારેક શિવ વિરાટ સ્વસ્વરૂપે પ્રગટ થાય ત્યારે શક્તિ પોતે ગૌણ બની જાય છે. આ વિશ્વ વિસ્તાર એજ તો આદ્ય શિવ(પરમાત્મા)અનેઆદ્યા (પરાશક્તિ)નું લીલા રહસ્યમ્ છે. શૂન્યના પરિઘમાં જ્યાંથી ગણતરીનો આરંભ કરવો હોય ત્યાંથી કરી શકાય છે, ને ત્યાંથી ક્રમ આગળ વધારી શકાય છે. આ દશ દેવી (દશ મહાવિદ્યા સ્વરૂપા)શૂન્ય (૧૦)ના પ્રતીક સમા હોઈ કોઈપણ દેવી સૃષ્ટિના આરંભનું નિમિત્ત બની શકે તેમ છે. આમ છતાં અમુક રચનામાં તેની અમુક શક્તિ વપરાતી હોઈ આ દશ દેવીનો ક્રમ નક્કી થયો છે. આ વિદ્યામાં મહાવિદ્યા રૂપે જે શક્તિ મૂળમાં કામ કરી રહેલી છે તે અંકેરૂપે વિચારીએ તો વિશ્વસર્જક પરમાત્માની ઈચ્છા બનનાર ઈચ્છાશક્તિ અનંત વિશ્વવ્યાપી સંપૂર્ણ મહાશક્તિ (પરાભગવતી, પરાશક્તિ, પરામ્બા)તે બિંદુ શક્તિ છે. અંકમાં તેને શૂન્ય સમજીએ છીએ. તે બધી ગતિનું મૂળ છે. આપણામાં કહેવત છે કે

'એકડા વગરના મીંડા (શૂન્ય) ખોટાં..! જરા આગળ વધીને વિચારીએ તો 'મીંડા (શૂન્ય) વગરનો એકડો ખોટો..! એકડો એટલે પરમાત્મા તો સર્વવ્યાપક છે, પરંતુ નિરંજન અને નિરાકાર છે. તેનો આકાર નથી. એટલે દૃષ્ટિગોચર થતો નથી તેની સત્તા અને વ્યાપકતાનો અનુભવ વ્યક્ત પ્રકૃતિ દ્વારા થાય છે. તેનું પ્રથમ સ્વરૂપ ૦ શૂન્યરૂપે વ્યક્ત થાય છે. શૂન્યને કાર્યરત કરવા માટે પરમાત્મા પરબ્રહ્મ રેખારૂપે તેની સાથે જોડાય છે. ત્યારે ૦+૧ (રેખા) = ૧ રૂપે પરમાત્મા વ્યક્ત થાય છે. પ્રકૃતિના આશ્રયે, આદ્યશક્તિના આધારે સાકાર થાય છે. હવે વિશ્વની સર્જન-વિસર્જનની પ્રક્રિયામાં પુરુષ-પ્રકૃતિ સંલગ્ન હોવા છતાં શૂન્ય રૂપ પ્રકૃતિ એક પરમાત્માના મૂલ્યની વૃદ્ધિઅને હ્રાસ કેવી રીતે કરે છે તે જોઈએ.

૧૦૦૦૦૦૦૦૦૦/ - અને - ૦૦૦૦૦૦૦૦૦૧/=

સમજમાં આવી જાય છે. જમણી તરફ શૂન્ય આવતાં એકનું મૂળ અનંત આકાશે પહોંચે છે. જ્યારે ડાબી તરફ શૂન્ય આવતાં તે શક્તિનો હ્રાસ સૂચવીને સંપૂર્ણ પ્રાકૃત તત્ત્વ વિકૃત બની વિનાશ કરે છે. છેવટે તે અનંત પરમાત્મતત્ત્વમાં શૂન્યાવશેષે ભળી જાય છે. રીતે દશ મહાવિદ્યા શક્તિઓ દશાંશ પદ્ધતિના મૂળમાં કાર્ય કરે છે. જે જીવનના મૂલ્યો, પરિસ્થિતિ, દિશા અને દશા બદલવાનું કામ દશમાતૃ શક્તિ રૂપા (દશામા)નું જ છે. આ દશ મહાવિદ્યા, દશ માતૃશક્તિ પૈકી સમષ્ટિમાં કોઈ મહાન પરિવર્તન લાવી નવા ઈતિહાસનું સર્જન કરવાનું હોય ત્યારે સમષ્ટિના માનવ સમુદાયનું માનસ પરિવર્તન કરવાનું, જીવનની દશા અને દિશા બદલવાનું કાર્ય ભગવતી છિન્નમસ્તા કામ કરે છે. ત્યારે દેશ અને દુનિયાનો ઈતિહાસ બદલાય છે. છિન્નમસ્તા સ્વરૂપ શક્તિએ પોતે જ પોતાનું મસ્તક છેદન કર્યું છે અને સ્વરક્તનુંપાન કરી રહી છે. આ શક્તિ મસ્તક વગરની છે જે જીવનની દિશા અને દશ બદલવાનું કામ કરે છે. મસ્તક વિનાની અજ્ઞાત શક્તિ જ વ્યષ્ટિ અને સમષ્ટિનું જીવન પરિવર્તન કરવાનું કાર્ય કરી શકે છે. મસ્તકવાળી શક્તિ માટે તે કરવું અશક્ય છે. કારણ કે મન અને બુદ્ધિ દેશકાળની મર્યાદામાં જ કાર્ય કરે છે. ''છિન્નમસ્તા સહસ્ર'' નામ સ્તોત્રમાં કહ્યું છે કે-

**દંયાશીલા દયાસાગરા દયાસાગર સંસ્થિતા ।**
**દશવિદ્યાત્મિકા દેવી દશા વિદ્યાસ્વરૂપિણી ॥**

ઉપરોક્ત સહજગમ્ય છે. અર્થવિસ્તાર કરતો નથી. વૈખરીરૂપે પ્રકટ થતી વાણીમાં માતૃકાના સ્વરૂપ પણ દશ જ છે. - (૧) સ્વર (૨) કવર્ગ (૩) ચ વર્ગ (૪) ટ વર્ગ (૫) ત વર્ગ (૬) પ પર્ગ (૭) ય વર્ગ(૮) ઉષ્માક્ષર શષસ (૯) મહાપ્રાણ (૧૦) ક્ષજ્ઞ. એ દશ વર્ગ બનતા હોઈ વર્ણમાતૃકા રૂપે પણ દશની સંખ્યા ગણવામાં આવી છે. વ્યાકરણશાસ્ત્રમાં પણ દશ દશની સંખ્યા (**દશૈતે પુંસિનાયકાઃ**) વગેરે ત્રણ લિંગમાં દશ દશ ભાગનું વિભાજન છે. તથા ક્રિયાપદમાં પણ પરસ્મૈપદી અને આત્મને પદી ભાગ પાડીને દશ દશ ગણ પાડીને દશ અંકને જ સ્થાન આપેલ છે.

પુરુષ-પુરુષના સંયોગથી, સ્ત્રી-સ્ત્રીના સંયોગથી ક્યારે પણ સૃષ્ટિ સંભવ શક્ય નથી. અર્થાત્ નવું સર્જન થતું નથી. સ્ત્રી સૌમ્યા હોવાથી ભોગ્યા છે. પુરુષ આગ્નેગ હોવાથી ભોક્તા છે. એટલે જ તે સ્ત્રીથી પ્રબળ છે. સ્ત્રી પુરુષની અપેક્ષાએ ન્યૂન છે. આ ન્યૂન સંબંધથી જ પ્રજોત્પત્તિ થાય છે. આ તરફ આપણા વિરાટમાં પણ ત્રયી - બ્રહ્મ આગ્નેય હોવાથી ભોક્તા છે. સુબ્રહ્મ (પ્રકૃતિ)સૌમ્ય હોવાથી ભોગ્ય છે. બ્રહ્મ પ્રાણ છે. સુબ્રહ્મ(પ્રકૃતિ) રયિ છે. પ્રશ્નોપનિષદ્માં બંને રયિ-પ્રાણ શબ્દથી વ્યવહતં છે. કહેવાનું તાત્પર્ય એટલું જ કે દશાક્ષર પૂર્ણ વિરાટથી સૃષ્ટિ નથી થતી, ૯ અક્ષરના ન્યૂન વિરાટથી સૃષ્ટિ થાય છે. **' નવૈ અકેનાક્ષરેણ છન્દાંસિ વિયન્તિ ન દ્વામ્યામ્'** - આ શ્રૌત સિદ્ધાંત અનુસાર એક અક્ષર થવાથી પણ વિરાટના વિરાટપણામાં ખામી નથી આવતી. વિરાટપણુ અક્ષત બની રહે છે. અગાઉ કહેવામાં આવ્યું છે કે, શૂન્યબિંદુ હતું. બિંદુનો અર્થ શૂન્ય થતો નથી, પરંતુ પૂર્ણ છે. એટલા માટે જ્યોતિષવિજ્ઞાન

| ૦ પૂર્ણ બ્રહ્મ | = | કાલપુરુષ |
|---|---|---|
| ૧ + ૮ | = | ૧ ૮ - ૯ |
| ૨ + ૭ | = | ૨ ૭ - ૯ |
| ૩ + ૬ | = | ૩ ૬ - ૯ |
| ૪ + ૫ | = | ૪ ૫ - ૯ |
| ૫ + ૪ | = | ૫ ૪ - ૯ |
| ૬ + ૩ | = | ૬ ૩ - ૯ |
| ૭ + ૨ | = | ૭ ૨ - ૯ |
| ૮ + ૧ | = | ૮ ૧ - ૯ |
| ૯ + ૦ | = | ૯ ૦ - ૯ |

વિરાટ બ્રહ્મ - વિશ્વેશ્વર

શૂન્યને પૂર્ણ કહે છે. આજ તે બ્રહ્માક્ષરનું પ્રથમ ઉન્મુગ્ધરૂપ છે. તેનાથી જ ૯ અક્ષરનું વિરાટ ઉત્પન્ન થાય છે. યત-જુને ઉન્મુગ્ધ માનવાથી પૂર્વોક્ત વિરાટ ૯ અક્ષરનો રહી જાય છે. ૯ જ મુખ્ય છે. આ રહસ્યને બતાવવા માટે ૯ની સંખ્યાને પ્રધાનતા આપવામાં આવી છે. ખરેખર મૂળ સંખ્યા નવ (૯) જ છે. ૧૦ની સંખ્યામાં એક સ્વતંત્ર વિભાગ છે તે બિંદુ છે. ૯નો સ્વતંત્ર વિભાગ છે તે વિરાટ છે. આ દસ સંખ્યા વિજ્ઞાનથી સહેલાઈથી સિદ્ધ થઈ જાય છે કે, વાસ્તવમાં નિગમોક્ત સૃષ્ટિ વિદ્યા ૧૦ ભાગોમાં વિભાજિત છે. એક જ પુરુષ ૧૦ ભાગોમાં વિભક્ત થઈ રહ્યો છે. પુરુષ પ્રકૃતિથી અવિનાભૂત છે. બસ નિગમમૂલક આગામશાસ્ત્ર સૃષ્ટિવિદ્યા-રૂપા આ દસ મહાવિદ્યાઓનું નિરૂપણ કરે છે. તે આદ્યાકાલીથી કમલા પર્યન્ત દશ મહાવિદ્યાઓ પરમાત્માની અભૌતિક સત્તામાં પ્રવેશ કરવાનું સર્વોત્કૃષ્ટ માધ્યમ છે. દશ મહાવિદ્યાઓ પૈકી કોઈપણ એક વિદ્યાનો આશ્રય લેનાર અવશ્ય શિવત્વને ઉપલબ્ધ થાય છે.

શ્રી વિદ્યામાં દસ મહાવિદ્યા સમાવિષ્ટ છે. તેની ઉપાસના ચાંડાળ પણ કરી શકે, પૂર્વાચાર્યોનું કથન છે કે, જગતની કોઈપણ વ્યક્તિ સ્ત્રીયા પુરુષ, કાળા, ગોરા તથા ન્યાતજાતના ભેદભાવ વગર કરી શકે છે. એમાં સૌનો અધિકાર સમાન છે. આ ખૂબ જ મહત્ત્વની વાત છે.

દેવીમૂર્તિના ઉપાસક મુખ્યત્વે દસ મહાવિદ્યાઓ સાધક હોય છે. દસ

મહાવિદ્યાઓ આશુ-મુક્તિ આપનારી હોય છે. વિશેષ કાર્ય હેતુથી એ સ્વેચ્છા એ આવિર્ભૂતા, સ્વયં ઉત્પન્ન છે. દશમહાવિદ્યાઓના કેવી રીતે કયા સમયે આવિર્ભૂતા થઈ એનું ઉપાખ્યાન અહીં ઉદ્ધૃત કર્યું છે.

દક્ષ પ્રજાપતિની કન્યા સતીએ સ્વેચ્છાથી શિવનું પતિરૂપમાં વરણ કર્યું હતું. તેને નારદ દ્વારા સમાચાર મળ્યા કે, તેમના પિતા દક્ષ પ્રજાપતિ એ મહાન સમારોહ અને યજ્ઞાનુષ્ઠાનનું આયોજન કર્યું છે. આ વાતથી તે આનંદિત થઈ ઊઠી, પરંતુ પિતાએ આ યજ્ઞમાં તેમને આમંત્રણ મોકલ્યું નહીં કારણ કે તે શિવની ઉપેક્ષા કરતા હતા. નિમંત્રણ ન મોકલવાનું કારણ જાણવા માટે સતીએ પિયર જવાની મહાદેવજી પાસે અનુમતિ માંગી, કિન્તુ તેમણે સ્વીકૃતિ આપી નહીં. દેવીએ અનેક પ્રકારની દલીલો કરી વારંવાર અનુરોધ કર્યો, પરંતુ શિવે હસીને તેમના અનુરોધને અમાન્ય કરતાં સ્પષ્ટપણે જણાવ્યું કે, - હે સતી ! અમને માન-અપમાનની પરવાહ નથી. હું આપના સાથે કૈલાસમાં પરમ સુખ પૂર્વક સમયવ્યાપન કરી રહ્યો છું. અમારે મન 'યજ્ઞ' ભોગનું કોઈ પ્રયોજન નથી. ત્યાં જઈને આપને કટુવચનો જ સાંભળવા પડશે અને સ્વાભિમાન વશ અપમાન સહન ન થવાથી આપને દેહત્યાગ કરવો પડશે. એટલે ચાહે આપ ગમે તેટલો અનુરોધ કરો, હું અનુમતિ આપીશ નહીં.

શિવના વક્તવ્યથી ક્રોધાવેશમાં સતીના અંગ કંપિત થવા લાગ્યા. ક્ષણવારમાં તેમના નેત્રો લાલ થઈ ગયાં. શિવજીએ જોયું તો ક્રોધથી સતીના હોઠ કંપી રહ્યા હતા અને નેત્રો કાલાગ્નિ તુલ્ય બની ગયાં. સહસાસતીએ ભયાનક દાંતો દ્વારા અટ્ટહાસ્ય કર્યું, આ જોઈને મહાદેવ ભયભીત થઈ ગયા. તેમણે કષ્ટથી નેત્રો વડે ભયાનક દૃશ્ય જોયું કે, સતીએ વૃદ્ધાવસ્થા, દિગંબરા, ખુલ્લાકેશ, લલજિવ્હા, ચતુર્ભુજા, પસીનાથી યુક્ત કાલાનલ સદશદેહ, મહાભયંકર, ઘોર શબ્દ કરનારી, મુંડમાલા વિભૂષિત, લલાટ પર અર્ધચંદ્ર અને દૈદીપ્યમાન ઉજ્જવલ કિરીટ, ભયાનક અનેં જાજવલ્યમાનરૂપ ધારણ કર્યું છે અને સહસા ઘોર અટ્ટહાસ કરીને બળવાને માટે ઉદ્યત છે, આ જોઈને શંકરે ત્યાંથી ઊઠી ભાગવા માંડ્યું.

પતિને ભાગતા જોઈને સતીએ દયાપૂર્વક તેમને રોકવાની ઇચ્છાથી સમસ્ત દિશાઓમાં ક્ષણમાં દશ-રૂપ ધારણ કરીને પતિનો માર્ગ રોક્યો. શંકરે જોયું જે દિશામાં જાઉં છું તે દિશામાં અટ્ટહાસ કરતી ભયાનકમૂર્તિ સામે જોવામાં આવે છે. ત્યારે તેમણે સન્મુખ સ્થિત હસમુખી, પીન પયોધરી, દિગમ્બરા, ભીમ-વિશાલ-લોચના, મુક્તકેશી, કરોડો સૂર્યની આભાવાળી શ્યામાને પૂછ્યું - હે શ્યામે ! તમે કોણ છો અને મારી પ્રાણવલ્લભા સતી કયાં ગઈ ?

સતી બોલી - હે મહાદેવ ! આપ જોતા નથી, સતી મારા શરીરમાં સ્થિત છે. આ દશો દિશાઓમાં જે રૂપ આપ જોઈ રહ્યાં છો, તે સર્વ તેમનાં જ રૂપ છે. જે કૃષ્ણા

આપના ગૃહમાં છે, તે ભીમલોચના કાલી છે. ઉપર અંતરિક્ષમાં શ્યામવર્ણા મહાકાલ રૂપિણી 'તારા' છે. આપની જમણી બાજુ અત્યંત ભયપ્રદા છિન્નમસ્તા છે. ડાબી બાજુ ભુવનેશ્વરી છે. આપની પાછળ શત્રુ-સૂદિની બગલાદેવી છે. અગ્નિકોણમાં વિધવા રૂપધારિણી ધૂમાવતી છે. નૈઋત્યમાં ત્રિપુરસુંદરી છે. વાયવ્યમાં માતંગી છે, ઈશાનમાં ષોડશી છે અને હું સ્વયં ભીમા ભૈરવી છું 'હે શંભો ! આપ ભયભીત ન થાવ. આ દશ મહાવિદ્યા ભક્તોને ચતુર્વર્ગ - ફળપ્રદાન કરનારી છે. અભીષ્ટ સિદ્ધિ આપનારી છે. હું આપની પ્રિયતમા છું અને આપ મારા પ્રાણપ્રિય પતિ છો. હું દક્ષ પ્રજાપતિના દર્પનાશ કરવા માટે જવા ચાહું છું. જો તમે ન જવા ઈચ્છતા હોવ તો મને આજ્ઞા આપો. આટલું બોલી સર્વમૂર્તિઓ અંતર્ધાન થઈ ગઈ અને સતીએ સિંહના જોડેલા રથમાં બેસી શિવજીની આજ્ઞાથી કાલીરૂપ થઈ દક્ષયજ્ઞ નષ્ટ કરવા માટે પ્રયાણ કર્યું. આ રીતે દશ દિશાઓની દશ શક્તિમૂર્તિ દશ મહાવિદ્યાના નામથી વિખ્યાત થઈ.

ઉપરોક્ત ઉપાખ્યાનનું વિશ્લેષણ કરવાથી વાસ્તવિક રહસ્ય અવગત થાય છે. પ્રજાપતિ દક્ષ અર્થાત્ કર્મશક્તિ. તે કાલવંચનાની ચેષ્ટા કરે છે. દક્ષએ પોતાની કર્મ-શક્તિના દર્પથી મત્ત બનીને વિચાર્યું કે મહાકાલ (શિવ)ને નિમંત્રણ મોકલવાની શું આવશ્યકતા ? દક્ષની માફક બુદ્ધિપ્રધાન જીવ (માનવ)પોતાનું ચાલે ત્યાં સુધી મહાકાલ (મૃત્યુ)ને સામે ચાલીને આમંત્રણ આપતો નથી. ખરેખર, મહાકાલ મૃત્યુદાતા નથી તે સ્વયં મૃત્યુંજય છે. મૃત્યુના ભયમાંથી મુક્ત કરનાર મુક્તિદાતા છે. દક્ષ માનતો હતો કે, વિષ્ણુ ભગવાન તો છે જ, તેમની ભક્તિ કરવાનું જીવનું પરમ લક્ષ્ય હોવું જોઈએ. મહાકાલની આરાધનાની શું આવશ્યકતા ? કર્મ-શક્તિ દ્વારા કાળ ઉપર વિજય પ્રાપ્ત કરી શકાય છે. કાળને અગ્રાહ્ય કરી શકાય છે. કાળ, કર્મનો પ્રણત થશે નહીં, કર્મને કાલ ગ્રહણ કરશે નહીં. ત્યારે ક્રોધિત થઈને, કર્મ કાળને વધુને વધુ હીન કરવાનો પ્રયાસ કરશે. શક્તિ-લાભ માટે યજ્ઞ કરી શકાય છે. આથી દક્ષએ ત્રિલોકવ્યાપી યજ્ઞનું અનુષ્ઠાન કર્યું. કાળની શક્તિ સતી યા પ્રકૃતિ, આ સમયે કર્મશક્તિના પરિચાલનથી અપરા શક્તિને બાધ્ય થવું પડશે. આપ ઈશ્વરનું આવાહન કરો યા નહીં કરો, ઈશ્વરને સમજો યા નહીં, ઈશ્વરને માનો યા નહીં, કર્મ કરવાથી શક્તિને તો આવવું જ પડશે.

'સતી' દક્ષની કનિષ્ઠ કન્યા માનથી ઉછરેલી છે. આથી તમામ આસક્તિમય અવસ્થાના ભાવ પ્રકાશિત થાય છે. એટલે જ તે 'કનિષ્ઠા' કહેવાય છે. કિન્તુ અવિદ્યા-રૂપિણી અપરા પ્રકૃતિના ઉપર કોઈ પણ પ્રબળા શક્તિ નથી ? 'અવિદ્યા' જ મહાવિદ્યા છે. મહા-મોહિત કર્મ (દક્ષ) તેને સમજી શક્તો નથી. ઉક્ત 'કનિષ્ઠા કન્યા' જો કાળના ખોળામાં હોય ને, કર્મ વિરાજિતા હોય તો દક્ષને આટલો ક્રોધ ન આવત. કાળની ગોદમાં તે સ્મશાનવાસિની છે, યોગિની છે, સહચારિણી છે, મુક્તકેશી છે ! ઐશ્વર્ય-મદથી ગર્વિત, કર્મ-મતિ 'દક્ષ' એવી કન્યાને કેવી રીતે જોઈ શકે ?

'શક્તિ' - સાધકના આકર્ષણની અવહેલના શક્તિ નથી કરતી. શક્તિને પોકાર કરવાથી 'શક્તિ' અવશ્ય ધાવમાન થશે, દોડતી આવશે. શક્તિ રહી પણ કેવી રીતે શકે ? તેને તો જવું જ પડશે. કાલહીન શક્તિના ગમનથી કુફળ પ્રાપ્ત થઈ, દક્ષનો યજ્ઞ ભલે વિધ્વંસ થઈ જાય, પરંતુ જે સાધનાનો આરંભ દક્ષે કર્યો છે, તેના આકર્ષણથી તેને જવું જ પડશે. કર્મની શક્તિના સાધના ફળથી, મહેશ્વરના સંગથી પ્રકૃતિનો વિચ્છેદ સંભવ થઈ ગયો ! મહાકાલ તો પ્રકૃતિનો પરિત્યાગ કરવાનું નથી ઈચ્છતા, એટલે શક્તિ આ સમયે કર્મ-પક્ષાનુગામિની બનીને, કાળને ભયભીત કરી પોતાના સ્વરૂપનો પ્રકાશ કરે છે. આજ દશે દિશાઓમાં દશ મહાવિદ્યા છે.

પ્રથમ મહાવિદ્યા, 'મહાકાલ'ને શક્તિ આપનારી મહાકાલી છે. દ્વિતીય મહાવિદ્યા અનંત દેશની પ્રકૃતિ સ્વરૂપિણી - દેશશક્તિ તારા છે. કાલી અને તારાનું તત્ત્વ પ્રાયઃ એક સમાન છે. દેશ અને કાળમાં જે વિભિન્નતા છે, તે કાલી અને તારામાં છે. કાલી અને તારા બંને જ કાળ અને દેશશક્તિ વડે સંહાર-કારિણી છે. શ્વેતપીતાદિ સકલવર્ણ જેમ કૃષ્ણવર્ણ (કાળારંગ)માં વિલીન થાય છે, એ પ્રકારે તે નિર્ગુણ વિશ્વ-હિતૈષણી 'કૃષ્ણ-વર્ણા' છે અને દેશ શક્તિ (તારા)નીલવર્ણા છે. એ નિત્ય અવ્યય કલ્યાણ, કારિણી છે. એના લલાટમાં અમૃતતત્ત્વયુક્ત ચંદ્રકળા છે. ચંદ્ર, સૂર્ય અને અગ્નિ દ્વારા, ચરાચર જગત સતત દૃશ્યમાન થઈ રહ્યું છે. એટલે યે ત્રિનયના છે. 'કાળ' અને 'દેશ' અનંત છે. આ રીતે 'કાલી' અને 'તારા' પણ અનંત શૂન્ય છે. અર્થાત્ અલંઘનીયા છે.

દેશશક્તિ 'તારા'થી અર્થાત્ આકાશ (મહાકાશ)થી સર્વ શક્તિ સમ્પન્ના સ્થિર યૌવના 'ષોડશી'ની ઉત્પત્તિ થઈ. શક્તિનું બળ સદા અક્ષુણ્ણ નહીં રહેશે, તો તેને શક્તિ જ કહેવાય નહીં. આ કારણે ષોડશી શક્તિ નિત્યયૌવના છે, ચિર-યૌવના છે. 'ષૌડશી' સર્વશક્તિ શ્રેષ્ઠ છે. એટલે તે રાજરાજેશ્વરી છે, જેનું પંચદેવતા ધ્યાન કરે છે. કારણ કે, આ શક્તિથી તેઓને શક્તિ લાભ થાય છે. કાલી-તારા મહાવિદ્યાથી આ તૃતીય મહાવિદ્યાને ઋષિઓએ ત્રિગુણાનુસાર સમષ્ટિ અર્થમાં ત્રિભુવનની ઈશ્વરી તરીકે ઓખળાવી છે.

ચતુર્થ મહાવિદ્યાનું નામ ભુવનેશ્વરી છે. શક્તિના બે રૂપ છે. એક કોમળકાન્ત અને બીજું પ્રચંડરૂપ. 'ભુવનેશ્વરી'નું મનોહરરૂપ છે અને પંચમવિદ્યા ભૈરવી પ્રચંડરૂપ. ભૈરવી ચંડી-શક્તિ અષ્ટવિધપ્રચંડી, તંત્રોક્ત અષ્ટનાયિકા છે.

આથી આગળ 'છિન્નમસ્તા'ના રૂપમાં છઠ્ઠી મહાવિદ્યા કહેવામાં આવી છે. ભગવતી સકલમૂર્તિઓમાં જ વિશ્વપાલિકા શક્તિ છે. તે જેવી રીતે સૃષ્ટિકારિણી છે, તેવી જ રીતે સ્થિતિકારિણી છે. છિન્નમસ્તાને આપણે અન્નપૂર્ણાના ત્રિધાશક્તિ વિભાગમાં જોઈએ છીએ. જે રીતે અન્નપૂર્ણા ભોક્તૃ, ભોગ્ય, ભોગરૂપથી જગતના

અન્નસ્વરૂપે જ રહે છે તે જ છિન્નમસ્તાની ત્રિવિધ રકતા ધારા છે. નિજ દેહની ત્રિધા રક્તઃધારાનું પાન કરીને તે અન્નપૂર્ણાને પરિષ્કૃત રૂપમાં પ્રગટ કરી રહી છે. ક્યારેક જગત ભોક્તૃરૂપથી નિજજગત - દેહથી જ ભોગ્ય અન્નનો સંગ્રહ કરે છે, ક્યારેક તે ભોગ્ય અન્નને પોતે જ ભોગવીને પરિપુષ્ટ અને પાલિત બને છે. ૧ ભોક્તા, ૨. ભોગ્ય અને ૩ ભોગ - એ ત્રણેય પૃથક્ શક્તિરૂપમાં જોવામાં આવે છે. ભોક્તા રહે છે, ભોગ્ય પણ રહે છે, પરંતુ ભોગ ન હોવાથી પુષ્ટ સાધના કેવી રીતે સંભવ છે ? ભોગ ન હોવાથી ભોગ્ય કંઈ પણ રહેશે નહીં.

જ્યારે કેન્દ્રસ્થ 'વિષ્ણુ'-યજ્ઞરૂપ છે તેને આહુતિ પ્રાપ્ત થશે નહીં, ત્યારે 'સૌમ્ય' પ્રાણના અભાવથી 'રુદ્ર' પ્રાણ કુપિત થઈ દેહક્ષીણ થશે અને જીવનનો અંત થશે. આ રીતે આધિદૈવીક અવ્યવસ્થા થશે, ત્યારે પ્રલય હેતુ પ્રલયકારિણી સપ્તમ વિદ્યા 'ધૂમાવતી'નું સ્વરૂપ જોવામાં આવે છે. આ ઘોર પ્રલયમૂર્તિ છે. પ્રલયકાળમાં જ્યારે જગતના ભોગનામ શેષ થશે, ત્યારે જીર્ણાવસ્થામાં ભગવતી 'ધૂમાવતી' વૃદ્ધા વેશમાં કાકધ્વજવાળા યમરાજના પ્રલય રથમાં આરૂઢ થઈને ક્ષુધાતુર - વિસ્તૃત - વદના, સકલ વિશ્વને છાણ (કુલા)માં સંગ્રહ કરીને, નિજ ઉદર પૂર્ણ કરે છે.

આઠમી વિદ્યા રક્તવર્ણા રજો-રૂપિણી 'બગલામુખી'ની મૂર્તિમાન સ્વરૂપે ભગવતી વેદ-વિરોધી ઘોર અસુર ગુણોનો નાશ કરે છે. તે અસુર વિનાશથી જે જ્ઞાનનો વિકાસ થાય છે, તે નવમી વિદ્યા 'માતંગી' ભગવતી જ્ઞાન-સ્વરૂપા છે. 'માતંગી' વિશ્વરૂપિણી અજ્ઞાનરૂપી અવિદ્યાવાસિની છે, કૃષ્ણાંગી તમોરૂપિણી શક્તિ છે. સમસ્ત શક્તિઓને ધારણ કરી અષ્ટ ઐશ્વર્યશાલિની ભગવતી 'કમલા' રૂપમાં દશમી વિદ્યાજગતમાં વ્યાપ્ત થઈ રહી છે. ટૂંકમાં પ્રકૃતિની દશવિદ્યા શક્તિઓ જ દશ મહાવિદ્યા છે.

જ્યાં સુધી સ્થૂળ રૂપમાં ચિત્ત નિપુણ નથી થતું, ત્યાં સુધી સૂક્ષ્મ રૂપમાં અંતઃકરણ ગમન થતું નથી.'એટલે પ્રથમ સ્વ-કલ્યાણ ઈચ્છનાર વ્યક્તિએ સદ્ગુરુ પાસે કોઈ મહાવિદ્યાનો મંત્ર ગ્રહણ કરી મનસા, વાચા, કર્મણા તેની ઉપાસના કરવા. વિધિ વિધાનપૂર્વક તે મંત્રનું પુરશ્ચરણ કરવું જોઈએ. એટલે પ્રથમ સ્થૂળ રૂપમાં અભ્યાસ કરવો. 'ક્રિયાયોગ' અને 'ધ્યાનયોગ' અથવા તંત્રોક્ત 'મહારાજાધિરાજ'યોગથી સ્થૂળ રૂપનું વિધિવિધાનથી અર્ચન-પૂજન કરવું આવશ્યક છે. આ પ્રમાણે શાસ્ત્ર સમ્મત વિધિ કર્મ-ઉપાસના કરવાથી દેવીનું સચ્ચિદાનંદ સ્વરૂપ નિત્ય વિગ્રહ અંતઃકરણમાં પ્રગટ થશે અને સાધકની જીવન-મુક્ત અવસ્થા કહેવાય છે.





# વેદમાં ભુવનેશ્વરી



**આ**દિશક્તિની ઉપાસના આર્યોના સર્વાધિક પ્રાચીન વેદગ્રંથોમાં મળે છે. વેદોમાં આ ઉપાસનાના કલ્યાણકારી બીજ છૂપાયેલાં છે. પુરાણો અને મહાકાવ્યોમાં એ બીજોનો વિસ્તાર છે. શક્તિના જેટલા નામ અને રૂપ પુરાણોમાં બતાવવામાં આવ્યા છે, તે ઘણું કરીને વેદો અને ઉપનિષદોમાં પ્રાપ્ત થાય છે. વેદોમાં આદિશક્તિની દાર્શનિક વ્યાખ્યા કરવામાં આવી છે. શક્તિની ઉપાસનાના ઉપયોગી, કલ્યાણકારી મંત્રોનો ઉલ્લેખ પણ વૈદિક સ્તુતિઓમાં મળે છે.

શક્તિ ઉપાસના માટે જે વૈદિક સ્તુતિઓનું ખાસ મહત્ત્વ છે, તે છે - દેવ્યથર્વશીર્ષ, દેવી સૂક્ત, રાત્રિસૂક્ત, શ્રીસૂક્ત, કાલ્યુપનિષદ વગેરે. આ પૈકી દેવ્યથર્વશીર્ષ વિશેષ કરીને ફળ આપનારું કહેવામાં આવ્યું છે. અથર્વવેદમાં એનો ઘણો મોટો મહિમા છે. એના પાઠથી જગદંબાની કૃપા ઘણી જલદી પ્રાપ્ત થાય છે. દુર્ગા સપ્તશતીનો પાઠ જે દરરોજ નથી કરી શકતા, તેઓ દેવ્યર્થવશીર્ષનો પાઠ કરીને જગદંબાની કૃપા પ્રાપ્ત કરી શકે છે.

એક સર્વ દેવતાઓ આદિશક્તિ જગન્માતા પાસે ગયા અને તેઓએ દેવીને પૂછ્યું - 'મહાદેવી આપ કોણ છો ?' ત્યારે દેવી મહાશક્તિએ કહ્યું - તે જ આ દેવી અથર્વશીર્ષમાં આ પ્રમાણેનું કથન છે -

**'અહં બ્રહ્મ સ્વરૂપિણી । મત્તઃ પ્રકૃતિ પુરુષાત્મકં જગત્ । શૂન્યં ચાશૂન્યં ચ । અહમાનન્દાનાનન્દૌ । અહં વિજ્ઞાનાવિજ્ઞાને । અહં બ્રહ્માબ્રહ્મણી વેદિતવ્યે । અહં પંચભૂતાન્યપંચભૂતાનિ । અહંમખિલં જગત્ । વેદોઽહમવેદોઽહમ્ । વિદ્યાહમવિદ્યાહમ્ । અજાહમનજાહમ્ । અધશ્ચોર્ધ્વ ચ તિર્યકચાહમ્ ।**

'હું બ્રહ્મ સ્વરૂપા છું. આ પ્રકૃતિ પુરુષાત્મક સત્ અને અસત્ સંસાર મારાથી ઉત્પન્ન થયો છે.'

'હું આનંદ સ્વરૂપા અને નિરાનંદ રૂપા છું. હું જ વિજ્ઞાન છું, હું જ અવિજ્ઞાન છું. જાણવા યોગ્ય બ્રહ્મ અને અબ્રહ્મ પણ હું જ છું. પંચ ભૂતોથી રચેલી આ સૃષ્ટિ જે જોવામાં આવે છે તે હું છું. એનાથી પર જે કંઈ છે તે હું જ છું. વેદ અને તેનાથી અલગ જે કંઈ છે તે પણ હું જ છું. વિદ્યા હું છું, અને અવિદ્યા પણ હું જ છું અને હું અજા (જન્મ રહિત) છું છતાં જન્મધારણ કરનારી અનજા પણ હું છું ઉપર નીચે, આજુબાજુ સર્વદિશાઓમાં વ્યાપ્ત પણ હું જ છું."

આ રીતે આદિશક્તિ ભુવનેશ્વરી નામે જે ઓળખાય છે તે જ સર્વત્ર વ્યાપ્ત છે અને વિશ્વના સમસ્ત ભુવનોની અધિષ્ઠાત્રી પણ તેજ છે અને સકલભુવન વ્યાપિની ભુવનેશ્વરીનું સમસ્ત વિશ્વ ઉપર આધિપત્ય પણ છે. એવું અહીં ફલિત થાય છે.

આગળ દેવી કહે છે કે - " હું રુદ્રો અને વસુઓના રૂપમાં સંચાર કરું છું. આદિત્યો અને વિશ્વેદેવોના રૂપમાં ભ્રમણ કરું છું. ઈન્દ્ર, મિત્ર, વરુણ, અગ્નિ અને અશ્વિનીકુમારોનું પાલન-પોષણ હું કરું છું. હું સોમ, ત્વષ્ટા, પૂષા અને ભગદેવતાને ધારણ કરું છું યજમાન દેવતાઓને હવિ આપે છે અને સોમરસ અર્પિત કરે છે. હવિની વસ્તુઓ માટે ધન હું આપું છું. સમસ્ત જગની ઈશ્વરી હું છું. હું ઉપાસકોને ધન આપું છું, હું જ બ્રહ્મરૂપ છું. યજ્ઞમાં જે દેવતાઓને આહુતિ આપવામાં આવે છે તેમાં મારું પ્રમુખ સ્થાન છે. હું આત્મરૂપ આકાશ આદિનું નિર્માણ કરું છું. મારું સ્થાન આત્મ સ્વરૂપને ઓળખનારા સાધકોની બુદ્ધિ અને તેઓના વિવેકમાં છે. જે ભક્ત મારા આ સ્વરૂપને જાણે છે તે દૈવી સમ્પતિને પ્રાપ્ત કરે છે."

દેવીએ દેવતાઓને પોતાનો પરિચય કરાવ્યો. એટલે તેઓ ભાવભક્તિથી વિભોર થઈ ગયા. તેમણે કહ્યું - "દેવીને નમસ્કાર હો, શ્રેષ્ઠજનોને પોતાના કર્તવ્યમાં જોડનારી, કલ્યાણ કરનારી દેવીને અમો પ્રણામ કરીએ છીએ.

દેવીની સમક્ષ દેવતાઓને એવો આભાસ થયો કે સંસારમાં સર્વપ્રાણીઓ જે ભાષા બોલે છે, તેને આદિશક્તિએ જ ઉત્પન્ન કરી છે. દેવી પુરાણ આ વાતનું સમર્થન આ રીતે કરે છે કે -

**બ્રહ્મ ભાષાત્મિકા રાત્રિઃ પરમેશલયાત્મિકા ।**
**તદધિષ્ઠાતૃ દેવી તુ ભુવનેશી પ્રકીર્તિતા ॥**

ઋગ્વેદમાં આઠ મંત્રો દેવી સૂક્તના છે તે પૈકીના અંતિમ બે મંત્રો આ પ્રમાણે છે.

**અહં સુવે પિતરમસ્ય મૂર્ધન્ મમ યોનિરપ્સ્વન્તઃ સમુદ્રે ।**
**તતો વિતિષ્ઠે ભુવનાનુ વિશ્વોતામ્ દ્યાં વર્ષ્મણોપ સ્પૃશામિ ॥**

- 'હું જગતપિતા (હિરણ્યગર્ભ)નો પ્રસવ કરું છું. એના ઉપર આનંદમય કોષ મધ્યસ્થ વિજ્ઞાનમય કોષમાં મારું કારણ - શરીર અવસ્થિત છે. હું સમગ્ર ભુવનમાં અનુપ્રવિષ્ઠ થઈને અવસ્થિત (ભુવનેશ્વરી) છું. તે સામે સ્વર્ગલોક છે તેને હું પોતાના શરીર દ્વારા સ્પર્શ કરી રહી છું."

જગત્પિતા હિરણ્યગર્ભ તે છે કે જેનાથી આ જીવ-જગત ઉત્પન્ન છે. તે પરમાત્માનો મનોમયકોષ યા સમષ્ટિ મન છે. બ્રહ્માંડ વિરાટ મનની કલ્પનાથી પ્રસૂત છે. જીવ-મનની કલ્પનાઓ ક્ષણ સ્થાયી હોય છે અને બીજાઓના જોવામાં આવતી નથી. પરંતુ મનોમય આત્માના સંકલ્પ દીર્ઘકાલ સ્થાયી અને સર્વ જીવોને ભોગ્ય હોય

છે. આ વિરાટ પુરુષનું નામ હિરણ્ય ગર્ભ છે, અને આ જગતના પિતા છે. એને હું જે સચ્ચિદાનંદ આત્મા છું, પ્રસવ કરું છું. સંક્ષેપમાં હું જગત્પિતાની પણ જનની છું. યોનિનો અર્થ છે કારણ શરીર. સમુદ્રનો અર્થ છે આનંદ. ધાતુ પ્રત્યયથી પણ આ જ અર્થ નીકળે છે. સાયણાચાર્યએ આ શબ્દનો અર્થ પરમાત્મા બતાવ્યો છે. પરમાત્મા અને આનંદ એક જ વસ્તુ છે. ગીતાજીમાં કહ્યું છે -

**મમ યોનિર્મહદ્ બ્રહ્મ તસ્મિન્ ગર્ભં દધામ્યહમ્ ।**
**સમ્ભવઃ સર્વભૂતાનાં તતો ભવતિ ભારત ॥**

અપ્-શબ્દનો અર્થ સાયણભાષ્યમાં વ્યપનશીલા ધીવૃત્તિ કહેવામાં આવેલ છે. ધી વૃત્તિ છે વિજ્ઞાનમય કોષ, યદ્યપિજીવનું કારણ શરીર આનંદમય કોષ કહેવામાં આવે છે. તથાપિ આનંદમય કોષ જ કારણ શરીર નથી. તેની અંદરનો વિજ્ઞાનમય કોષ યથાર્થકારણ છે. સમગ્ર બ્રહ્માંડ જ મારું અર્થાત્ સચ્ચિદાનંદનું શરીર છે. જે દ્યુલોક સુધી પહોંચી શકે છે, તેઓ મારો સ્પર્શ વિશેષરૂપથી અનુભવ કરી શકે છે.

**અહમેવ વાતઈવ પ્રવામ્યારમમાળા ભુવનાનિ વિશ્વા ।**
**પરો દિવા પર એના પૃથિવ્યૈતાવતી મહિમા સમ્બભૂવ્ ॥**

- "જ્યારે હું વાયુની માફક પ્રવાહિત થાઉં છું, ત્યારે આ સમગ્ર ભુવનની સૃષ્ટિનો આરંભ થાય છે. આ સ્વર્ગલોક તથા મૃત્યુલોકથી ઉપર પણ હું જ વિદ્યમાન છું. આ મારો (ભુવનેશ્વરીનો) મહિમા છે."

વાયુની માફક પ્રવહશીલાનો અર્થ છે - ક્રિયાશક્તિ વિશિષ્ટા, ગીતામાં પ[illegible] કહેવામાં આવેલ છે કે, - જે પ્રકારથી સર્વત્રગામી તથા મહાનવાયુ આકાશમાં અવસ્થિત છે, તેવી રીતે સર્વભૂત આત્મામાં અવસ્થિત છે. એટલા માટે બ્રહ્મજિજ્ઞાસાના ઉત્તરમાં બ્રહ્મસૂત્રમાં કહેવામાં આવ્યું છે કે, જેનાથી સમસ્ત જગત ઉત્પન્ન, જે[illegible] અવસ્થિત અને જેમાં વિલીન છે, તે જ બ્રહ્મ છે, તે જ આત્મ તેજ હું, તે જ જગત પ્રસવિત્રી, પાલયિત્રી તથા સંહત્રી શક્તિરૂપા જનની હું છું. જ્યાં સુધી આ વિશ્વભુવ[illegible] વિદ્યમાન છે, ત્યાં સુધી આ ક્રિયા-શક્તિ-વિશિષ્ટા (ભુવનેશ્વરી) રહેશે. નિગુર્ણ ભાવ[illegible] હોય ચાહે પુરુષ ભાવમાં હોય, જ્યાં સુધી ઉપાસના ચાલતી રહેશે ત્યાં સુધી આત[illegible] ક્રિયાશક્તિ અથવા મહામાયારૂપમાં અવ્યક્ત થતો રહેશે. ભૂલોક તથા દ્યુલોકની ઉ[illegible] પણ હું છું. આ અવસ્થા વાણી તથા મનથી અગોચર છે. તે જ જીવનું ગમ્ય તથા લ[illegible] છે. નિત્ય-નિરંજન સ્વરૂપની અધિકારી બનીને હું (અર્થાત્ મા) પરિછિન્નજીવ જગત આકારમાં વિરાજિત હોય છે. આ વિસ્મયકર છે. આ જ યથાર્થ હું નો મહિમા છે.

જે મનુષ્ય સાધક છે, બ્રહ્મવિદ્ છે, આત્મજ્ઞ છે, તેઓ જાણે છે કે, આ[illegible] તથા માયા સર્વથા અભિન્ન પદાર્થ છે. જ્યાં સુધી સાધના છે ત્યાં સુધી દેહ છે,

સુધી આત્મારૂપમાં જ અભિવ્યક્ત છે. જ્યારે જીવ પરમાત્માની અવસ્થાને પ્રાપ્ત થાય છે, ત્યારે નથી સાધ્ય રહેતું, નથી સાધના, નથી સાધક, નથી શાસ્ત્ર, નથી ચિંતન, નથી રહેતી ભાષા. ચિંતા અથવા સાધના જ્યાં સુધી ભાષાની સીમાની અંદર રહે છે, ત્યાં સુધી આત્મા માયાના રૂપમાં પ્રગટ થાય છે. આ છે 'ભુવનેશ્વરી રહસ્યમ્'.

પરમ સુખાભિલાષી જીવ અનાદિકાળથી આનંદનગરમાંથી નીકળીને જગત-ભૂગોલના કર્મ-કાનનમાં ભ્રમણ કરતો ચોરાસીલક્ષ પુરીઓ (૮૪ લાખ યોનિના શરીરો)માં નિવાસ કરતો, શ્રેય પાથેયને બગલમાં દબાવીને પ્રેયોવન્ય ફળોનો ઉપયોગ કરતો એવો ઉપાસના-વાટિકાની ભક્તિ કુસુમાવલિની સુવાસિત ભુવનેશ્વરીના જ્ઞાનભવનમાં મુક્તિમંચિકા પર વિરાજમાના માયેશ્વર બ્રહ્મરૂપા ભગવતી ચિત્તશક્તિના અનુગ્રહથી સ્વરૂપો લાભના ઉત્કૃષ્ટ પદ પર આરુઢ થઈ પરમાનંદનો અનુભવ કરે છે.

સત્-ચિત્-આનંદરૂપા શક્તિ પોતાની સર્વવ્યાપકતાથી સદાસર્વત્ર એકરસ વિરાજમાન છે. ચિત્તશક્તિ, ચિત્-શક્તિ, ચેતનશક્તિ, દેવીશક્તિ, પરાશક્તિ, બ્રહ્મ,આત્મા, સર્વપર્યાય વાચકશબ્દ છે. ઉપનિષદો કે જે વેદાંત છેતે વેદનો ભાગ છે. તેમાં વિશદ વિવેચન છે. એવા એક ઉપનિષદ્ બૃહવૃચોપનિષદનું પ્રમાણ આ પ્રમાણે છે.

**પ્રજ્ઞાનં બ્રહ્મેતિ વા અહં બ્રહ્માસ્મીતિ વા ભાષ્યતે । તત્વમસિ ઈત્યેવ સમ્ભાષ્યતે । અયમાત્મા બ્રહ્મેતિ વા બ્રહ્મૈવાહમસ્મીતિ ક યા ભાષ્યતે સૈષા ષોડશી શ્રીવિદ્યા.. બાલામ્બિકેતિ બગલેતિ વા માતઙ્ગીતિ સ્વયંવર કલ્યાણીતિ ભુવનેશ્વરીતિ.. વા શુક-શ્યામલેતિ વા.. પ્રત્યઙ્ગિરા ધૂમાવતી સાવિત્રી સરસ્વતી બ્રહ્માનન્દકલેતિ । ઋચો અક્ષરે પરમે વ્યોમન્ । યસ્મિન્ દેવા અધિવિશ્વે નિષેદુઃ । (બૃહ્વૃચોપનિષદ્ર)**

- આથી વિદિત છે કે, સૃષ્ટિના આદિમાં દેવી જ હતી. **'સૈષા પરાશક્તિઃ'** અને આ પરાશક્તિ ભગવતીથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા સંપૂર્ણ સ્થાવર જંગમાત્મક સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. સંસારમાં જે કંઈ છે તે એમાં સમાવિષ્ટ છે એટલે જ તે ભુવનેશ્વરી છે. એ દેવી ત્રણ શરીરરૂપ ત્રણ પુરમાં રહેનારી હોવાથી ત્રિપુરસુંદરી કહેવાય છે. એ મહા ત્રિપુરસુંદરી હોવાપણું, ભાન થવા પણું અને આનંદ થવાપણું, અર્થાત્ સત્, ચિત્ આનંદરૂપ છે. તું હું, સમગ્ર વિશ્વ અને બધા દેવો એ મહા ત્રિપુર સુંદરી રૂપ જ છે. પ્રજ્ઞાન બ્રહ્મ છે, હું બ્રહ્મ છું. તે (બ્રહ્મ)તું છે, આ આત્મા બ્રહ્મ છે, વગેરે વેદાંતના વાક્યો એ મહાતિપુરસુંદરીનું વર્ણન કરે છે. મહાત્રિપુરસુંદરી, બાલા, અંબિકા, બગલામુખી, માતંગી, સ્વયંવરકલ્યાણી, ભુવનેશ્વરી, ચામુંડા, ચંડા, વારાહી, તિરસ્કરિણી, રાજમાતંગી, શુકશ્યામલા, લઘુશ્યામલા, અશ્વારુઢા, પ્રત્યંગિરા, ધૂમાવતી, સાવિત્રી, સરસ્વતિ અને બ્રહ્માનંદકલાએ બધાં નામ એ પરાશક્તિના છે. આ છે વેદનું શક્તિ રહસ્યમ્.'

અથર્વવેદના 'શ્રી દેવ્યથર્વશીર્ષ' ઉપનિષદ્‌માં કથન છે કે -

**હત્પુણ્ડરીક - મધ્યસ્થાં પ્રાતઃ સૂર્ય સમપ્રભામ્ ।**
**પાશાઙ્કુશધરાં સૌમ્યાં વરદામયહસ્તકામ્ ।**
**ત્રિનેત્રાં રક્તવસનાં ભક્તકામદુઘાં ભજે ॥**

- હૃદય કમળની અંદર સ્થાન પામેલી, પ્રાતઃકાળના સૂર્ય સમાન પ્રભાવાળી, પાશ અને અંકુશ ધારણ કરનારી, મનોહર રૂપવાળી, વરદ અને અભય મુદ્રા ધારણ કરેલ હાથોવાળી, ત્રણ નેત્રોવાળી, રક્ત વસ્ત્ર પરિધાન કરનારી અને ભક્તોના મનોરથ પૂર્ણ કરનારી દેવીને હું ભજું છું. આ વર્ણન ભગવતી ભુવનેશ્વરીના સ્વરૂપનું છે.એવી પ્રતીતિ અવશ્ય થાય છે. જુઓ એવા જ પ્રકારનો શ્રી ભુવનેશ્વરીનો ધ્યાનમંત્ર શાક્ત પ્રમોદનામક ગ્રંથમાં પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે -

**ઉદ્યદિન-દ્યુતિમિન્દુ-કિરીટાં, તુઙ્ગ-કુચાં નયન ત્રયયુક્તામ્ ।**
**સ્મેરમુખીં વરદાઙ્કુશ-પાશાડભીતિ કરાં પ્રભજે ભુવનેશીમ્ ॥**

- પ્રાંત-કાલીન સૂર્યની કાંતિ સમાન કાંતિ મતી, મુકુટમાં ચંદ્રમાં, ઉન્નત ઉરોજ અને ત્રણ નેત્રોવાળી, મુખમંડળ સ્મિત વરસાવી રહ્યું છે એવી, હાથ વર, અંકુશ, પાશ અને સભય ધારણ કરનારી ભગવતી ભુવનેશ્વરીને હું વિશેષ કરીને ભજું છું.

અથર્વવેદોક્ત 'બાલોપનિષદ'માં કથન છે કે -

**ચક્ર ચક્રસ્થા, મહાત્મા, મેહાગુહ્યી, ગૃહ્યંતરાં, શ્રેષ્ઠાતિ શ્રેષ્ઠા, ભવ્યા ભવ્યતરા, ત્રિગુણગા, ગુણાતીતા, ગુણસ્વરૂપા, ગુંકારમધ્યસ્થા રેચકપૂરક- કુંભક સ્વરૂપા, અષ્ટાંગરૂપા, ચતુર્દશભુવનમાલિની, ચતુર્દશ ભુવનેશ્વરી ચત્વારિ વેદવેદાંગ પારગા, સાંખ્યા સાંખ્ય સ્વરૂપા શાન્તા, શાક્તપ્રિયા ।**

- અહીં 'બાલોપનિષદ્'માં પણ ચૌદ ભુવન (ચૌદ બ્રહ્માંડ)ની ઈશ્વરી ભુવનેશ્વરી, ચૌદભુવનને એકસૂત્રમાં જોડનારી માળારૂપ તે ચતુર્દશ ભુવનમાલિની છે. તે ચારવેદ અને વેદાંગોમાં પારંગત સાંખ્યાસાંખ્ય સ્વરૂપા અને શાક્તપ્રિયા અને શક્તિ ઉપાસકોની પ્રિય ઈષ્ટદેવી છે. આ રીતે ભુવનેશ્વરી વેદવર્ણિતા છે.





# શ્રી ભુવનેશ્વરી તત્ત્વવિદ્યા



દેવાધિદેવ મહાદેવને મહાદેવી પાર્વતીના પૂછવાથી તેમણે કહ્યું કે - કલિયુગમાં મનોભિલષિત કામનાને પ્રદાન કરનારી ભુવનેશ્વરી તત્ત્વવિદ્યાનું કથન કર્યું, તે મુજબ સમસ્ત ભુવનમાં એકાક્ષરા ભુવનેશ્વરી પ્રખ્યાત છે. આનાથી શ્રેષ્ઠ તત્ત્વરૂપ વાળો બીજમંત્ર નથી. આ તત્ત્વવિદ્યાને સાંભળ્યા પછી કોઈ અન્ય અનધિકારીને બતાવવી નહીં. જો બતાવવામાં આવે તો તેનું ફળ મળશે નહીં.

**ચંદ્ર - ઐં, શક્તિ-સૌંઃ પરા - હ્રીં, તત્ત્વરૂપિણી, માયા - હ્રીં, ભુવનેશ્વરી માયા - હ્રીં - ઐં સૌંઃ હ્રીં તત્ત્વરૂપિણી હ્રીં ભુવનેશ્વરિ હ્રીં.**

ભુવનેશ્વરીની આ તત્ત્વવિદ્યા મંત્રના ઋષિ ભૈરવ, છન્દ અનુષ્ટુપ, દેવતા શ્રી તત્ત્વરૂપિણી ભુવનેશીદેવી, બીજ - હ્રીં, શક્તિ-હૂં, કીલક-હ્રઃ અને વિનિયોગ વીરસાધનામાં બતાવવામાં આવેલ છે. - **ॐ અસ્ય શ્રી ભુવનેશ્વરી - તત્ત્વવિદ્યા મંત્રસ્ય ભૈરવ ઋષિઃ, અનુષ્ટુપ છન્દઃ, શ્રી તત્ત્વ રૂપિણી ભૂવનેશ્વરી દેવતા, હ્રીં બીજ, હું શક્તિઃ હ્રઃ કીલકં, વીર સાધને જપે વિનિયોગઃ ॥**

'હ્રાં' ઈત્યાદિથી હૃદયાદિ ષડઙ્ગ ન્યાસ કરવા -

| | |
|---|---|
| **હ્રાં અગુષ્ઠાભ્યાં નમઃ** | **હૃદયાય નમઃ** |
| **હ્રીં તર્જનીભ્યાં નમઃ** | **શિરસે સ્વાહા** |
| **હ્રૂં મધ્યામાભ્યાં વષટ્** | **શિખાયૈ વષટ્** |
| **હ્રૈં અનામાભ્યાં હું** | **કવચાય હું** |
| **હ્રૌં કનિષ્ઠાભ્યાં વૌષટ્** | **નેત્ર-ત્રયાય વૌષટ્** |
| **હ્રઃ કરતલપૃષ્ઠાભ્યાં ફટ્** | **અસ્ત્રાય ફટ્** |

આ પછી હે મહેશ્વરી બીજી તત્ત્વવિદ્યા બતાવું છું -

દંડીકેશ્વર - હસૌઃ, શરત્ - સૌંઃ, પરા-હ્રીં, નામ - ભુવનેશ્વરી, કૃશા - હ્રીં, તત્ત્વરૂપિણી, પરાક્ષર - હ્રીં - હસૌઃ સૌંઃ હ્રીં ભુવનેશ્વરી હ્રીં તત્ત્વરૂપિણી હ્રીં ॥

આ વિદ્યાનું ધ્યાન કરું નીચે પ્રમાણે જેને સર્વ દેવેશ્વર જાણે છે -

**ધ્યાનમ્-સ્મરેદ્ રવીન્દ્રગ્નિ વિલોચનાં તામ્**
**સત-પુસ્તકં જાપ્યવટીં દધાનામ્ ।**
**સિંહાસનાં મધ્યમ-પત્ર-સંસ્થામ્**
**શ્રીતત્ત્વવિદ્યાં પરમાં ભજામિ ॥**

- સૂર્ય, ચંદ્ર અને અગ્નિ જેના નેત્ર સ્વરૂપ છે, પુસ્તક અને જપમાળા ધારણ કરીને સિંહાસનની મધ્યમાં બેઠેલી છે, તે પરમ તત્ત્વવિદ્યાનું સ્મરણ કરીને હું તેમની ઉપાસના કરું છું.

મહાદેવજીએ કહ્યું છે કે - મેં આ તત્ત્વ વિદ્યા કહી છે. તો રાજ્ય બીજાને આપી શકાય છે, મસ્તક બીજાને આપી શકાય છે, પરંતુ ભુવનેશ્વરીની આ વિદ્યા કોઈને અપાય નહીં. આ તત્ત્વ વિદ્યામાં કોઈ વિઘ્ન કે દોષ નથી. હે દેવી ! ઉત્કીલન આદિ કર્મો વિના એનું પુરશ્ચરણ થાય છે. આ વિદ્યાનું પુરશ્ચરણ ૧૫ લાખ મંત્રજપ અને ૧૫ હજાર મંત્રજપથી થાય છે. આ વિદ્યાથી શ્રેષ્ઠ વિદ્યા પૃથ્વીમાં નથી. આ તત્ત્વ વિદ્યા કલિયુગમાં પ્રભાવ ઉત્પન્ન કરનારી છે. આ તત્ત્વવિદ્યા અનધિકારીને આપવી જોઈએ નહીં. એને પ્રયત્નપૂર્વક ગુપ્ત રાખવી આવશ્યક છે.





# શ્રી ભુવનેશ્વરી બીજ હ્રીં કાર દર્શન



દેવીનું મહાઘોર વિશ્વરૂપ દર્શન કરીને, દેવોએ દેવીભાગવતના સપ્તમસ્કંધમાં ૧૩મા અધ્યાયમાં દેવી ભુવનેશ્વરીની સ્તુતિ આ પ્રમાણે કરી છે.

નમસ્તે ભુવનેશાનિ નમસ્તે પ્રણવાત્મિકે ।
સર્વ વેદાન્ત સંસિદ્ધે નમો હ્રીંકારમૂર્તયે ॥૪૫॥
યસ્માદગ્નિઃ સમુત્પન્નો યસ્માત્સૂર્યશ્ચ ચંદ્રમાઃ ।
યસ્માદોષધયઃ સર્વાસ્તસ્મૈ તસ્મૈ સર્વાત્મને નમઃ ॥ ૪૬॥
યસ્માશ્ચ દેવાઃ સંભૂતાઃ સાધ્યાઃ પક્ષિણ અવ ચ ।
પશવશ્ચ મનુષ્યાશ્ચ તસ્મૈ સર્વાત્મને નમઃ ॥૪૭॥
પ્રાણાપાનૌ વ્રીહીયવૌ તપઃ શ્રદ્ધા ઋતં તથા ।
બ્રહ્મચર્ય વિધિશ્ચૈવ યસ્માત્તસ્મૈ નમો નમઃ ॥૪૮॥
સપ્ત પ્રાણાર્ચિષો યસ્માત્સમિધઃ સપ્ત એવ ચ ।
હોમાઃ સપ્ત તથા લોકાસ્તસ્મૈ સર્વાત્મને નમઃ ॥૪૯॥
યસ્માત્સમુદ્રા ગિરયઃ સિંધવઃ પ્રચરન્તિ ચ ।
યસ્માદોષધયઃ સર્વા રસાસ્તસ્મૈ નમો નમઃ ॥ ૫૦॥
યસ્માદ્યજ્ઞઃ સમત્ભૂતો દીક્ષાયૂપશ્ચ દક્ષિણાઃ ।
ઋચો યજૂંષિ સામાનિ તસ્મૈ સર્વાત્મને નમઃ ॥૫૧॥

- હે ભૂવનેશ્વરિ ! આપને નમસ્કાર, હે ૐ કારરૂપ આપને નમસ્કાર, હે સર્વવેદાન્તોથી સિદ્ધ ! 'હ્રીં' કાર મૂર્તિ આપને નમસ્કાર, જેનાથી અગ્નિ, સૂર્ય, ચંદ્રમા તથા સર્વ ઔષધિઓ ઉત્પન્ન થઈ છે તે સર્વાત્મારૂપ આપને નમસ્કાર. જેનાથી દેવો, સાધ્યો, પક્ષીઓ, પશુઓ તથા મનુષ્યો ઉત્પન્ન થયાં છે તે સર્વાત્મારૂપ આપને નમસ્કાર, પ્રાણ, અપાન, ડાંગર, જવ, તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય અને યજ્ઞક્રિયા ઉત્પન્ન થયેલ છે તે સર્વાત્મારૂપ તમને નમસ્કાર. ઉપરની સાત ઈન્દ્રિયો, તેઓના સાત વિષય પ્રકાશન, સાત વિષયો, સાત વિષય સંબંધી જ્ઞાનો અને સાત ઈન્દ્રિય સ્થાનકો જેનાથી ઉત્પન્ન થયાં છે તે સર્વાત્મા રૂપે આપને નમસ્કાર, જેથી સમુદ્રો, પર્વતો તથા નદીઓ ઉત્પન્ન થાય છે અને જેથી સર્વ ઔષધિઓ તથા રસો નીપજે છે તે આપને વારંવાર નમસ્કાર. જેનાથી યજ્ઞ, દીક્ષા, યજ્ઞસ્તંભ, દક્ષિણા, ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ ઉત્પન્ન થાય છે. તે સર્વાત્મારૂપ આપને નમસ્કાર (૪૫થી ૫૧)

વળી, 'દેવી ભાગવત' બારમા સ્કંધમાં, આઠમા અધ્યાયમાં કેન ઉપનિષદ્‌નું વૃતાન્ત વર્ણવેલ છે તેમાં કહ્યું છે કે, - દેવરાજ ઈન્દ્રએ એક લાખ વર્ષ સુધી '**લક્ષવર્ષં નિરાહારો ધ્યાનમિલિત લોચનઃ ।**' નિરાહાર રહી ધ્યાનથી નેત્રોમીંચીને પરથી પર અને પરમશ્રેષ્ઠ એવા માયાબીજ (હ્રીંકાર)નો જપ કર્યો. અહીં એક લક્ષ્યથી વર્ષ પર્યન્ત નિરાહાર રહી ધ્યાનયુક્ત ઈન્દ્રએ જપ કર્યા એવું હું સમજું છું. જપથી પ્રસન્ન થયેલ દેવીએ સ્વમુખે કહ્યું -

"સર્વ વેદો જે પદનું વર્ણન કરે છે, સર્વ તપ જેને કહે છે અને જેને મેળવવા ઈચ્છતા બ્રાહ્મણો બ્રહ્મચર્ય આચરે છે, તે એ બ્રહ્મરૂપ પદ હું સંક્ષેપમાં કહું છું.

**ઓમિત્યેકાક્ષરં બ્રહ્મ તદેવાહુશ્ચ હ્રીંમયમ્ ।**
**દ્વે બીજે મમ મન્ત્રૌ સ્તો મુખ્યત્વેન સુરોત્તમ ॥૬૪॥**

- ૐ એ એકાક્ષર બ્રહ્મ અને તેને હ્રીંકારમય કહે છે. દેવવર્ય એ બંને બીજ મારા મુખ્યમંત્રો છે.

કારણ કે, માયા ભાગ અને બ્રહ્મભાગ એમ બે ભાગવાળી માયાશબલ - બ્રહ્મરૂપ એવી હું સમગ્ર જગતનું સર્જન કરું છું, તેમાં એક ભાગ 'સચ્ચિદાનંદ' નામે કહેવાય છે અને બીજો ભાગ માયા અથવા 'પ્રકૃતિ' એવા નામથી કહેવાય છે. તે માયા પરાશક્તિરૂપ છે અને તે શક્તિશાળી ઈશ્વરી હું છું.

ભગવતી ભુવનેશ્વરીનું 'હ્રીં' કાર - માયાબીજને યથાર્થ રીતે સમજાવવાનો મારો અહીં પ્રમાણભૂત પ્રયાસ છે. માટે મંત્રનું તત્ત્વતઃ ઉચ્ચાર કેવી રીતે થાય તે પણ આપણે વિચારવું પડશે.

મંત્ર જપની સફળતા બે નિયમો પર નિર્ભર રહે છે - (૧) મંત્રોનું ઉચ્ચારણ બીલકુલ શુદ્ધ હોવું જોઈએ. ઉચ્ચારણમાં જરા પણ અશુદ્ધિ રહેવાથી મંત્રનું ફળ નષ્ટ થઈ જાય છે. આજ કારણે છાંદોગ્ય ઉપનિષદમાં મંત્રોના શુદ્ધ ઉચ્ચારણ પર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. (૨) મંત્ર જપવિધિ પૂર્વક થવા જોઈએ. વિધિભંગ મંત્રને નિષ્ફળ બનાવી દે છે. આજકાલ વેદોક્ત મંત્રના જપ લુપ્ત થયા છે. સાબર મંત્ર જ અધિકતર પ્રચલિત છે. પરંતુ એના વિષયમાં જે નિયમો નક્કી કરવામાં આવેલ છે. તેના ઉપર બહુ જ ઓછું ધ્યાન અપાય છે. આને લીધે તે મંત્રો પ્રભાવશાળી બનતા નથી. મંત્રો પોતાનો પ્રભાવ બતાવતા નથી એટલે સાધક હતાશ થઈને કહેવા માંડે છે કે - મંત્ર જપ કેવળ ઢોંગ છે, એનાથી કોઈ લાભ થતો નથી. જપ કરવાથી આપણો સમય બરબાદ થાય છે, કેવળ મૂર્ખ લોકો એના પર વિશ્વાસ કરે છે. કોઈ કોઈ શ્રદ્ધાળુ એટલું કહીને મૌન થઈ જાય છે કે -મંત્રોને કળિયુગમાં મહાદેવજીએ કિલીત કર્યા છે. એટલે તે પોતાનો પ્રભાવ બતાવી શકતા નથી. આ બધી વાતો કપોલ કલ્પિત છે. મૂળ સિદ્ધાંતોને નહીં જાણવાને લીધે આવી વાતો વહેતી થાય છે. આના ઉપર સૂક્ષ્મ વિચાર કરવો અતિ આવશ્યક છે.

આ વાત કોઈથી અજાણી નથી કે, જે કોઈ શબ્દનું ઉચ્ચારણ થાય છે તે ઉચ્ચારણકર્તાના ઉચ્ચારણ સાથેજ વાયુ મંડળમાંએક પ્રકમ્પન પેદા કરે છે. મુખથી ઉચ્ચારિત શબ્દ હૃદયથી ઉચ્ચારણ થનારા શબ્દોની અપેક્ષાએ ઓછો પ્રભાવ બતાવે છે. આ પ્રકમ્પનથી જે ચિહ્ન વાયુમંડળમાં બને છે, તે વાયુમંડળમાં ત્યાં સુધી ઘૂમતા રહે છે,જ્યાં સુધી કોઈ પદાર્થ તેઓને પોતાની અંદર શોષી નથી લેતો યા તો તે ફેલાતાં ફેલાતાં એટલા મંદ નથી પડી જતા કે તેઓનો ભાવ પણ અભાવની સમાન થઈ જાય છે. શબ્દોથી ઉત્પન્ન થનારા પ્રકમ્પન ઉચ્ચારણભેદ અનુસાર ભિન્ન ભિન્ન પ્રકારના ચિહ્ન પેદા કરે છે. સાથે જ નિયમિત શબ્દોની નિયમિત ઉચ્ચારણથી નિયમિત ચિહ્ન બને છે. આ નિયમો પર જો આપનો વિશ્વાસ ન હોય તો આપ ગ્રામોફોન, ટૉકીઝ, ટેલીફોન, લાઉડસ્પીકર, બ્રોડકાસ્ટર, રેડિયો, ટેલીવીઝન આદિયંત્રોના આધારભૂત સિદ્ધાંતોનું મનન કરશો તો આપને સમજવામાં આવશે કે ઉપર લખેલા સિદ્ધાંતોને લીધે જ આ યંત્રોનો આવિષ્કાર થયો છે. આવી સ્થિતિમાં એ તો સ્વીકારવું પડશે કે મંત્ર ઉચ્ચારણથી કંઈને કંઈ ફળ તો નિષ્પન્ન થવું જ જોઈએ. કોઈ વિશેષ મંત્રથી શું ફળ મળે છે, એ વાત તેના ઉપયોગ કર્યા વિના સમજણમાં આવશે નહીં. શુદ્ધ મંત્રના ઉચ્ચારણથી સદા એક સરખું ફળ મળવું એ અવશ્યમભાવી છે. આથી અતિરિક્ત હું એટલું તો કહેવાનું સાહસ જરૂર કરું છું કે - ઋષિઓ, મુનિઓ અને યોગીઓએ જે કંઈ આત્મચિંતન, તપ અને અનુભવથી તેના ફળ બતાવ્યાં છે તે સર્વથા સત્ય છે.

જે અક્ષરોથી શબ્દ બને છે, તેમના ઉચ્ચારણના પાંચ સ્થાન છે - ઓઠ, જીભ, દાંત, તાલુ (તાળવું) અને કંઠ. પ્રત્યેક સ્થાન એક એક તત્ત્વનું, ઓઠ પૃથ્વીતત્ત્વનું, જીભ જળતત્ત્વનું, દાંત અગ્નિતત્ત્વનું તાલુ (તાળવું) વાયુતત્ત્વનું અને કંઠ આકાશતત્ત્વનું સ્થાન છે. મંત્રોના એવા અક્ષર યા શબ્દ જેનું ઉચ્ચારણ ઓઠથી થાય છે, પૃથ્વીતત્ત્વનો વિકાસ કરીને જપકર્તામાં પૃથ્વીતત્ત્વ બળવાન કરે છે. આવી રીતે જીભથી ઉચ્ચારણ થનારા અક્ષર યા શબ્દ જલતત્ત્વનો, દાંતથી ઉચ્ચારણ થનારા શબ્દથી અગ્નિતત્ત્વનો, તાલુ (તાળવા)થી ઉચ્ચારિત શબ્દ વાયુતત્ત્વની અને કંઠથી ઉચારણ થનારા શબ્દો આકાશ તત્ત્વનો વિકાસ કરે છે.

શરીરરૂપી બ્રહ્માંડની અંતર્ગત ત્રણ બ્રહ્માંડ છે. શરીરના મધ્યભાગમાં 'સ્વબ્રહ્માંડ' ઉપરના ભાગમાં 'પરાબ્રહ્માંડ' અને નીચેના ભાગમાં 'અપરા બ્રહ્માંડ'કહેવામાં આવે છે. સ્વ બ્રહ્માંડનો સંબંધ વિરાટતત્ત્વ સાથે, પરા બ્રહ્માંડનો સંબંધ વિદ્યુતત્ત્વ સાથે અને અપરા બ્રહ્માંડનો સંબંધ શૂન્યતત્ત્વ સાથે જોડાયેલો છે. સ્વમાં કારણ શક્તિઓ, પરામાં સૂક્ષ્મશક્તિઓ અને અપરામાં સ્થૂળ શક્તિઓ વાસ કરે છે.

મંત્રોના જે અક્ષરો યા શબ્દોમાં સ્વમાં પ્રકમ્પન થાય છે. તેનાથી વિરાટ તત્ત્વ સંબંધિત કારણ શક્તિઓનો વિકાસ થાય છે. જેનાથી પરામાં પ્રકમ્પન થાય છે.

તેનાથી વિદ્યુત સંબંધિત સૂક્ષ્મશક્તિઓનો વિકાસ થાય છે અને જેનાથી અપરામાં પ્રકમ્પન થાય છે તેનાથી શૂન્ય તત્ત્વ સંબંધિત સ્થૂળ શક્તિઓનો વિકાસ થાય છે.

ઉદાહરણાર્થે વિચારીએ તો - राम् શબ્દના ઉચ્ચારણથી પરામાં પ્રકમ્પન થાય છે, એટલે તેના ઉચ્ચારણથી સૂક્ષ્મશક્તિઓ જાગ્રત થાય છે. - ह्रीम् શબ્દના ઉચ્ચારણથી સ્વમાં પ્રકમ્પન થાય છે, એટલે તેના ઉચ્ચારણથી કારણશક્તિઓ જાગ્રત થાય છે અને ધ્રીમ્ ના ઉચ્ચારણથી અપરામાં પ્રકમ્પન થાય છે, એટલે તેનાથી સ્થૂળ શક્તિઓ જાગૃત થાય છે. આ શક્તિઓ જ્યારે પૂર્ણરૂપથી જાગ્રત થઈ જાય છે, ત્યારે સાધકના ભાવ અનુસાર એક વિશેષરૂપ ધારણ કરી તેની સન્મુખ પ્રગટ થાયછે. સાધક શક્તિના એ રૂપ પાસે જે વરદાન માંગે છે, શક્તિ દ્વારા તે વરદાન પ્રાપ્ત કરી તેની મનોકામના પૂર્ણ થાય છે. આ રીતે મંત્ર જપથી સર્વ મનોકામના પૂર્ણ થાય છે, પરંતુ એ યાદ રાખવું જરૂરી છે કે જીતેન્દ્રિય થયા વિના આ સિદ્ધિ પ્રાપ્ત થવી અસંભવ છે. સાધક જે દેવી-દેવતાઓને આ રીતે સિદ્ધ કરે છે તેને તે દેવી-દેવતા દર્શન આપે છે અને મનોવાંછિત વરદાન આપે છે.

બીજ મંત્રના ઉચ્ચારણ બાબતમાં કંઈક ખાસ સૂચનારૂપે લખું છું કે - ॐ સિવાય અન્ય બીજમંત્ર ઘણું કરીને વ્યંજન અક્ષર પ્રધાન હોય છે. તે મંત્રના અંતમાં સ્વર અને અનુસ્વાર કે વિસર્ગ પણ હોય છે. પ્રાયશઃ અજાણ સાધક અનુસ્વારનો ઉચ્ચાર 'અમ્' કરે છે. જેમ 'કલીં' આ બીજમંત્રમાં હલન્ત 'ક' હલન્ત લ, ઈ અને બિંદુ એટલે અનુસ્વાર છે આ અનુસ્વારનું ઉચ્ચારણ ''કલીમ્ '' નહીં પણ ''કલીઙ્'' કરવું જોઈએ. અનુનાસિક સ્વરમાં જેમ ''અઁ'' અક્ષરમાં '' ઁ ''અનુનાસિક જોડેલો છે તે નાડી સ્વરમાં 'અ'નું ઉચ્ચારણ કરવું જોઈએ. અનુનાસિક વ્યંજન પાંચ પ્રકારના છે. જેમ 'ક' વર્ગનો અનુનાસિક 'ઙ' છે. 'ચ' વર્ગનો 'ઞ', 'ટ'' વર્ગનો ''ણ'',''ત'' વર્ગનો ''ન'' અને ''પ'' વર્ગનો ''મ'' છે. આ પ્રમાણે ઙ,ઞ,ણ,ન,મ આ પાંચ અનુનાસિક વ્યંજન અક્ષર છે. વાક્યની અંતર્ગત આ અનુનાસિકો સંધિના નિયમ પ્રમાણે બદલાતા હોય છે, પરંતુ જ્યાં એકાક્ષરી બીજમંત્ર છે તે અનુનાસિકનું ઉચ્ચારણ 'ક' વર્ગનાં અનુનાસિક''ઙ'' આ પ્રમાણે થાય છે. આ ઉચ્ચારણ પાછળ વિજ્ઞાન છે. ''મ્'' ઉચ્ચારણ કરવાથી તેના આંદોલન ઓષ્ઠ (ઓઠ)માં થાય છે તેથી તેના પ્રતિઆંદોલન નીચેના અંગ તરફ ન જતાં ઓઠમાંથી બહાર નીકળી જાય છે. જ્યારે ''ઙ્'' (અંઞ)નું ઉચ્ચારણ કરવાથી તે ઉચ્ચારણ કંઠમાં ભાર સાથે થાય છે અને તેના પ્રતિઆંદોલન નાડી મારફતે કંઠની નીચેના અંગોમાં પણ થાય છે. તેથી તે નાડીઓમાં ગરમી પહોંચીને નાડીઓમાં રહેલા વાતપિત્ત-કફની શુદ્ધિ પણ કરે છે.

શ્રી ભુવનેશ્વરીનો એકાક્ષરી બીજમંત્ર 'હ્રીં'(માયાબીજ) છે. એનો ઉચ્ચાર હ્રીમ્ કરવાનો નથી. પરંતુ (હ+ર+ઈ+ ઁ = હ્રીં હ્રીઙ્) એ પ્રમાણે કરવો. અજ્ઞ સાધકો ઘણું કરીને એમ માને છે કે, મંત્રનો જપ કરવાથી અમુક દેવતા પ્રસન્ન થઈને ધન-

માન-સન્માનાદિ સિદ્ધિઓ મેળવી આપશે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં તેમ નથી. મંત્રોની પ્રાથમિક સિદ્ધિ એ છે કે વિહિત ઉપાય વડે જપ કરવાથી તે વડે જપ કરવા શરીર, વાણી અને મનની શુદ્ધિ થાય છે. શરીર શુદ્ધિ, મનશુદ્ધિ અને વાણીશુદ્ધિ ત્રણ શુદ્ધિરૂપી સિદ્ધિઓ જીવન માટે બહુ જ ઉપયોગી હોય છે. આ ત્રણ શુદ્ધિ પછી સાધક મંત્ર જપ ચાલુ રાખે તો સાધકને પોતાના મનનું સ્વરૂપ સ્પષ્ટરૂપે ભાસવા લા છે. એટલે કે, મનમાં રહેલા વિવિધ પ્રકારના વિચિત્રતાપૂર્ણ સંસ્કારો સાધક સારી પે જોઈ શકે છે. પછી સાધકને જે પ્રમાણે જીવન ઘડવાની ઈચ્છા હોય તે પ્રમા સંસ્કારોમાં સુધારાવધારા કરી પોતાનું જીવન પરિવર્તન કરી શકે છે, અથવા નવી રીતે જીવન ઘડી પણ શકશે. આ મોટામાં મોટી સિદ્ધિ છે અને તે પછી પણ જો મંત્ર જ ચાલુ રાખશે તો તે મંત્ર શક્તિ શરીરસ્થ પંચપ્રાણમાં રમમાણ થઈ પ્રાણને પ શક્તિશાળી બનાવી શકશે. પ્રાણશક્તિ વધારવાનો મંત્ર આ પ્રમાણે છે -

**"ૐ હ્રીં મમ પ્રાણદેહે રોમ પ્રતિરોમ ચૈતન્યં જાગ્રયજાગ્રય હીં ૐનમઃ ॥"**

- ઉક્ત મંત્રમાં 'ૐ' બ્રહ્મબીજ અને હ્રીં માયાબીજનું સંયોજન છે. જે શરીરમ નવીન પ્રાણચેતનાનો સંચાર કરી સાધકને કુંડલિની શક્તિ જાગ્રત કરવામાં સહાય બને છે. આપણી દૈનિક ક્રિયાઓ પ્રાણબળ ઉપર આધાર રાખતી હોવાથી પ્રાણબળને અનુરૂપ ક્રિયાઓમાં સફળતા પણ મળતી હોય છે.

હવે આપણે શ્રી ભુવનેશ્વરીનો 'હ્રીં' બીજ ૐકાર (પ્રણવબીજ)પછી બીજ ક્રમમાં આવે છે. તેને ફળશ્રુતિનો વધુ વિચાર કરીએ.

શ્રી ભુવનેશ્વરી રહસ્યમાં કહ્યું છે કે - ભુવનેશ્વરીની જે એકાક્ષરી (હ્રીં)વિદ્યા છે તે હૃદયની લેખા સમાન ચૈતન્ય રહે છે. અને આ પરાશક્તિ તથા પ્રાણશક્તિ પણ છે. એટલે માયાબીજ હોવાથી તે હ્રલ્લેખા પણ કહેવાય છે. આ હ્રલ્લેખા (માયાબીજ)વિના સંપૂર્ણ મંત્ર નિર્જીવ રહે છે. આ એકાક્ષરી વિદ્યા સંપૂર્ણ મંત્રોને જાગ્રત કરનારી શક્તિ છે. આ સંપૂર્ણ મંત્ર નિર્જીવ રહે છે. આ એકાક્ષરી વિદ્યા સંપૂર્ણ મંત્રોને જાગ્રત કરનારી શક્તિ છે. આ સંપૂર્ણ આગમોનો મુકુટ અને સર્વનો સાર, સંપૂર્ણ ઐશ્વર્યોને આપનાર, મંત્રોથી યુક્ત, દિવ્યફળોનો દાતા છે.

આ મંત્રના ઋષિ શક્તિ છે. છન્દ ગાયત્રી છે અને દેવતા ભુવનેશ્વરી છે, જેની સેવા સમસ્ત દેવ મંડળ કરે છે. હે દેવિ ! 'હ' બીજ છે, 'ઈ' શક્તિ છે અને 'ર' કીલક છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષને માટે આનો વિનિયોગ છે. બીજાક્ષરના છ (૬) દીર્ઘસ્વર યુક્ત વર્ણોથી શ્રેષ્ઠ સાધકે અંગ-કલ્પના (કરન્યાસ અને અંગન્યાસ) કરવી.

પ્રથમ માયાબીજ (હ્રીં), મધ્યમાં નામ **'ભુંવનેશ્વર્યૈ'** અને અંતમાં **નમઃ** બોલવું. ચૌદ ભુવનોમાં આ એકાક્ષરી વિદ્યા વિસ્તૃત છે. આ વિદ્યા સમાન બીજી કોઈ વિદ્યા જ્ઞાન સાધનમાં સમર્થ નથી. વળી આમાં ચિત્તશુદ્ધિની આવશ્યકતા નથી. મિત્ર, શત્રુ આદિ દોષ નથી. સામયિક સંપ્રદાય એમાં બાધક નથી. એમાં અધિક મહેનતની જરૂર નથી.

સર્વકામનાઓ અને આર્થિક, સિદ્ધિ આપનારી આ વિદ્યાનું જે મંત્રાર્થજ્ઞાતા ચિંતન કરે છે, તેના હાથમાં નિરંતર સર્વસિદ્ધિયો વિરાજે છે, એમાં સંદેહ નથી. સભામાં તેની ગદ્ય-પદ્યમયી વાણી નીકળે છે, અને વિવાદ કરનારાઓ તેના દર્શન માત્રથી જ સન્માન રહિત થઈ જાય છે. તે અગ્નિને શીતલ કરવામાં, જળની ગતિ અને સૂર્યની ગતિ રોકવામાં, દિનને રાત્રિમાં અને રાત્રિને દિનમાં પરિણત કરવામાં અને વશીકરણમાં સમર્થ થઈ જાય છે.

દેવો દ્વારા દેવત્વ પ્રાપ્તિ માટે, સિદ્ધો દ્વારા આકાશ ગતિને માટે અને પન્નગ, રાક્ષસ, મર્ત્ય, મુનિ અને મોક્ષાર્થીઓ, ધર્માર્થીઓ અને અર્થાર્થીઓ દ્વારા આ પરાશક્તિની પૂજા કરવામાં આવી છે. આની ઉપાસનામાં ધન-વ્યયની અધિકતા અને શારીરિક કરાર નથી. શાસનકર્તાઓ પણ તેમના દાસ બની જાય છે, અન્યની તો વાત જ શું ? તે સાધક આ સંસારમાં સર્વનો પ્રિય થઈને યશસ્વી થાય છે. અંતમાં દેવી-ગણની પદવીને પ્રાપ્ત થાય છે. સૂર્ય-ચંદ્રના સમાન તેજસ્વી બનીને તે દસ હજાર કલ્પો સુધી સ્વર્ગમાં રહે છે.

કાળના દીર્ઘ પ્રવાહમાં વહેતા ૐકારને અનેક નામો પ્રાપ્ત થયેલાં છે. તેવી જ રીતે શાસ્ત્રકારો અને સ્તુતિકર્તાઓએ **હ્રીં** કારના જુદા જુદા ગુણોને અનુલક્ષીને તેના જુદા જુદા નામથી નિર્દેશ કરેલો છે અને તે પ્રચલિત થતાં તેના પર્યાય શબ્દનું કે વિશિષ્ટ સંકેતનું સ્થાન પામેલો છે. બીજમંત્રોને લગતા ખાસ કોષોમાં તેમજ **અન્ય** મંત્ર-તંત્ર ગ્રંથોમાં તે નામોનો સંગ્રહ જોઈ શકાય છે. તેના આધારે અહીં **હ્રીં** કારના વિવિધ નામોને જાણવા-સમજવા પ્રયાસ કરીશું.

'મંત્રાભિધાન'ના કથનાનુસાર -

**હ્રીં લજ્જા ગિરિજા ચ શક્તિરપિ હૃલ્લેખા ચ માયા પરા ।**

હીં કારને લજ્જા, ગિરિજા, શક્તિ, હૃલ્લેખા, માયા અને પરા કહેવામાં આવે છે.

**લજ્જા** - સંસ્કૃત ભાષામાં લજ્જાનો અર્થ, લાજ કે શરમ-મર્યાદા જેવો થાય છે. હ્રીં કારને માટે લજ્જા શબ્દનો પ્રયોગ થતાં સ્વાભાવિક રીતે પ્રશ્ન ઊઠે છે કે, લજ્જા તો સ્ત્રીજાતિનું ખાસ ભૂષણ છે. તે હ્રીંકાર માટે કેવી રીતે યોગ્ય ગણાય ? હ્રીંકાર શક્તિ દેવીનું એક સ્વરૂપ છે તેના વિશિષ્ટ આભૂષણ તરીકે આ લજ્જા સંજ્ઞાનો ઉપયોગ ઉચિત છે. પ્રાચીનકાળમાં શ્રી હ્રીં, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મી એ છ મહાદેવી અતિ સૌભાગ્યસૂચક મનાતી. એ રીતે હ્રીને - લજ્જાને આપણે એક સૌભાગ્યસૂચક સંજ્ઞારૂપે સ્વીકારીએ તે ઉચિત છે.

**ગિરિજા** - એટલે ગિરિ-પર્વતમાં જન્મેલી તે પાર્વતીનું જ એક નામ છે.

**શક્તિ** - હીંકાર મુખ્યત્વે શક્તિબીજ છે. તેની તેને શક્તિ કહેવામાં અનુચિત નથી.

**હૃલ્લેખા** - હૃત એટલે હૃદય. તેની જે લેખા અર્થાત્ રેખા તે હૃલ્લેખા.

જે હૃદયમાં પ્રકાશની રેખા બનીને ચમકે છે. તેનું નામ હલ્લેખા.

**માયા** - પરમેશ્વરની અવ્યક્ત બીજરૂપા શક્તિ, આ જગતનું આદિકરણ, તેની પ્રકૃતિ, અવિદ્યા કે માયા પણ કહેવામાં આવે છે. હ્રીંકાર આ રીતે માયાનું બીજ અને માયાનું પ્રતીક છે.

**પરા** - પરમાત્માની પરમ શ્રેષ્ઠ શક્તિ.

ભૂત ડામરોક્ત બીજાભિધાનમાં કથન છે કે -

**માયા લજ્જા પરા સંવિત્ ત્રિગુણા ભુવનેશ્વરી ।**
**હ્રાલ્લેખા શમ્ભુવનિતા શક્તિર્દેવેશ્વરી શિવા ।**
**મહામાયા પાર્વતી ચ સંસ્થાન કૃતરૂપિણી ।**
**પરમેશ્વરી ચ ભુવનધાત્રી જીવનમધ્યગા ॥**

- માયા, લજ્જા, પરાનો અર્થ ઉપર સમજાવ્યો છે.

**સંવિત્** - પ્રજ્ઞા અથવા ચેતનાને કહેવામાં આવે છે. હ્રીં કાર ઉપાસના વડે પ્રજ્ઞાનો નિર્મળ પ્રકાશ પ્રાપ્ત થાય છે. ચેતનામાં અદ્ભુત ચમકારો આવે છે. આથી તેને સંવિત કહેવામાં આવે છે.

**ત્રિગુણા** - સત્ત્વ, રજસ અને તમસ્ ત્રણ ગુણોથી યુક્ત શક્તિદેવી ત્રિગુણા છે. તે ત્રણ ગુણો થકી સૃષ્ટિની રચના કરે છે, સ્થિર કરે છે, અને સંહાર પણ કરે છે.

**ભુવનેશ્વરી** - શક્તિ સંપ્રદાયમાં દસ મહાવિદ્યાઓ પૈકી ચોથી મહાવિદ્યા ભુવનેશ્વરી છે. એટલે આ શબ્દ ઘણો જ મહિમાવંત છે. ભુવનનો અર્થ છે જગત અથવા 'લોક. **'અસ્માદ્ભવતીતિ ભુવનમ્'** અર્થાત્ આથી જે કંઈ ઉત્પન્ન થાય છે તે ભુવન છે. ભુવન એટલે સ્વર્ગલોક, પાતાલલોક, અને મર્ત્યલોક એ ત્રણ જગત અથવા બ્રહ્મલોક, તપોલોક આદિ ચૌદલોક તેના ઉપર જેનું આધિપત્ય છે તે ભુવનેશ્વરી.

હલ્લેખાનો અર્થ ઉપર જણાવેલ છે.

**શંભુવનિતા** - શંભુ એટલે શિવ, શંકર કે મહાદેવ તેમની વનિતા એટલે પત્ની તે પાર્વતી. આ પાર્વતીનો એક પર્યાયવાચક શબ્દ છે.

**ઈશ્વરી** - ઈશ્વરી પત્ની. અહીં ઈશ્વરનો શબ્દ શિવને લાગુ પડે છે.

**શિવા** - શિવની પત્ની. શક્તિ અને શક્તિદેવીનો અર્થ સમાન છે.

**મહામાયા** - મહાન છે એવી જે માયા તે મહામાયા. માયાનો અર્થ ઉપર જણાવેલ છે.

**પાર્વતી** - અર્થ સુપ્રસિદ્ધ છે. પર્વતપુત્રી તે પાર્વતી. ભગવાન શંકર સાથે વિવાહ થતા. શિવ પત્ની બન્યાં.

**સંસ્થાનકૃત રૂપિણી** - વિવિધ સંસ્થાનોમાં વિવિધ રૂપ ધારણ કરનારી અર્થાત્ હ્રીં કાર એ જ જુદા જુદા દેવોના મંત્રો સાથે હ્રીં કે હવી અને હ્રીં જેવા રૂપોને પણ ધારણ કરે છે.

**પરમેશ્વરી** - અહીં પરમેશ્વર શબ્દથી શિવ કે સદાશિવ સમજવા. તેના પરમ ઐશ્વર્યને ધારણ કરનારી શક્તિ તે પરમેશ્વરી કહેવાય.

**ભુવનધાત્રીં** - ભુવનનો અર્થ ઉપર આવી ગયો છે. જે ભુવનના આધારરૂપ છે અને ભુવનોને ધારણ કરતી છે તે ભુવનધાત્રી.

**જીવનમધ્યગા** - જીવનના મધ્યમા ગમન કરનારી તે જીવન મધ્યગા. અહીં જીવન શબ્દનો અર્થ પ્રાણ છે. મધ્યનાડીમાં ઉર્ધ્વગમન કરનારી સુષુમ્ણાનાડીને માર્ગે ઉર્ધ્વગમન કરનારી પ્રાણ ચેતના જે કુંડલિની છે તેને જ જીવન મધ્યગા કહેવામાં આવે છે.

મંત્ર વ્યાકરણમાં કથન છે કે -

**"માયાતત્ત્વં શક્તિર્લોકેશો હીં ત્રિમૂર્તિ બીર્જેશઃ ॥"**

- હીં કાર માયાતત્ત્વ, શક્તિ, લોકેશ, ત્રિમૂર્તિ અને બીજેશ તરીકે ઓળખાય છે.

- તંત્ર ગ્રંથોમાં આ સિવાય નીચેના નામો પણ જોવામાં આવેલ છે - શિવપ્રિયા, શિવવલ્લરી, વારણાર્ણ, યોનિમંત્ર, લોહીતા, વસુધા, વાતાવર્તી, સકલા, ઈશાનવલ્લભા, કામાસ્ત્ર, કશા, ગુહા, ચટી,ચેટી, જગતકર્તી, ત્રિપુરા, ધાત્રી, ધૂમ્રભૈરવી, પ્રતિષ્ઠાકલા, મંદાક્ષી, મંદાસ્ય, મહોહારી, મહેશશક્તિ, માતૃકાસૂ, માલિની, મૃત, મૃતસ્ના, મધ્દિકા, પ્રજ્ઞા વગેરે.

જૈન ધર્મના મંત્ર ગ્રંથોમાં હ્રીંકારના અનેકનામો ઉપલબ્ધ થાય છે. અહીં આટલી નામવિચારણા પરથી હ્રીં કારનું સ્વરૂપ કેટલું ભવ્ય અને ઉદાત્ત છે ? તે સમજી શકાય છે અને પ્રાચીનકાલમાં તેની સાધના-આરાધના-ઉપાસનાનો વ્યાપ કેટલો મોટો હશે ? તેનો ખ્યાલ પણ આવી શકે છે.

કોઈને ક્યારેક એવો પ્રશ્ન ઉપસ્થિત થાય કે એકાક્ષરી મંત્રનો અર્થ શું હોઈ શકે ? પરંતુ જેને એકાક્ષર મંત્ર ગણવામાં આવે છે, તે વસ્તુતઃ ઘણા અક્ષરોનું સંયોજન હોય છે અને તે પ્રત્યેક અક્ષર અમુક અર્થનું પ્રતિપાદન કરનારો હોઈને સમસ્ત અક્ષરનું અર્થગૌરવ વધી જાય છે. મંત્ર મહાર્ણવમાં મંત્રાર્થ રહસ્યની સાત ભૂમિકાનો નિર્દેશ છે આ પ્રમાણે - (૧) પ્રકટ અર્થ (૨) ગુપ્ત અર્થ (૩) ગુપ્ત તર અર્થ (૪) સમ્પ્રદાયાર્થ (૫) કુલાર્થ (૬) નિગર્ભાર્થ (૭) પરાપર રહસ્ય.

સર્વમંત્ર સંપ્રદાયી અર્થની સાતેય ભૂમિકા સ્પર્શતા નથી. પરંતુ તેઓ પ્રકટ અર્થ, તથા મંત્રનું રહસ્ય સમજવામાં શાસ્ત્રો પણ ઘણા ઉપયોગી છે અને તે કેટલાક અંશે ગુરુની ભૂમિકાની ગરજ સારે છે.

ૐ કાર એકાક્ષરી હોવા છતાં કેટલું વિસ્તૃત અર્થગૌરવ ધરાવે છે ! તેવી જ

રીતે હ્રીઁ કારનું પણ મહત્ત્વપૂર્ણ અર્થગૌરવ છે. પ્રસ્તુત પ્રકરણમાં હવે હ્રીં કારનો અર્થ સમજવા પ્રયાસ કરીશું.

હ્રીઁ કારનો અર્થ તેમાં સમાવિષ્ટ અક્ષરોના આધારે થાય છે, એટલે પ્રથમ તેનું અક્ષર સંયોજન સમજી લઈએ હ્રીં કારમાં પ્રથમ અક્ષર 'હ' છે. તેમાં 'ર' જોડાતાં 'હ્ર' એવો સંયુક્તાક્ષર બને છે. તેમાં 'ઈ' જોડતાં તે 'હ્રી'નું રૂપધારણ કરે છે અને તેના પર નાદાદિસૂચક ચંદ્રકલા તથા બિંદુ જોડાતાં 'હ્રીઁ' એવો મંત્રાક્ષર અસ્તિત્વમાં આવે છે.

દેવી ભાગવતના સાતમા સ્કંધમાં કહ્યું છે કે -

**હકારઃ સ્થૂલદેહઃ સ્યાદ્ રકારઃ સૂક્ષ્મદેહકઃ ।**

**ઈકારઃ કારણાત્માસૌ હ્રીંકારડહં તુરીયકમ્ ॥**

આવી રીતે સમષ્ટિના દેહમાં પણ ક્રમથી ત્રણ બીજો જાણીને બુદ્ધિમાન મનુષ્યે સમષ્ટિ અને વ્યષ્ટિના એકત્વની ભાવના કરવી.

કેટલાક તંત્રકારોના મતે - 'હ'નો અર્થ દહરાકાશ એટલે હૃદયમાં રહેલો અવકાશ થાય છે. તેમાં ઇયતે અર્થાત્ પ્રકાશિત થાય છે તે 'ઈ' આ બંનેની સંધિ થવાથી **'હી'** પદ બન્યું છે. તેની સાથે નિર્માણાર્થક 'મ' કારનો યોગ (કર્મધારય સમાસ કરી) મકારનો અનુસ્વાર (ઉચ્ચારણમાં અનુસ્વાર'ડ') થયો એટલે હ્રીઁ પદ તૈયાર થયું. આ રીતે તેનો સામુહિક અર્થ દહરાકાશમાં પ્રકાશનું નિર્માણ કરનારો એવો થાય છે.

તંત્રકારોનું કહેવું છે કે -

**હકારઃ શિવવાચી સ્યાત્ રેકઃ પ્રકૃતિરુચ્યતે ।**

**મહામાયાર્થ 'ઈ' શબ્દો, નાદો વિશ્વપ્રસૂઃ સ્મૃતઃ ॥**

- હ્રીઁ કારમાં હ એવો જે અક્ષર રહેલો છે. તે શિવનો વાચક છે. અર્ધા ર કાર રૂપ જે રેફ રહેલો છે, તે પ્રકૃતિનો વાચક છે, વળી તેમાં જે ઈ શબ્દ છે, તે મહામાયાના અર્થવાળો છે તેમાં નાદાદિસૂચક જે ચંદ્રકલા તથા બિંદુ રહેલાં છે, તે વિશ્વોત્પત્તિનું સૂચન કરનારા મનાય છે.

કેટલાક તંત્રકારોએ નિરુક્ત - પદ્ધતિથી હ્રીઁ કારનો અર્થ નિરતિશય આનંદરૂપ ચિત્ શક્તિ એવો પણ કર્યો છે. તો કેટલાક તંત્રકારોએ નિરુક્ત-પદ્ધતિથી 'સ્વપ્રકાશ પરમાનંદ રૂપિણી' એવો અર્થ પણ કર્યો છે. તંત્ર ગ્રંથોના અભિપ્રાયથી હ્રીઁ કાર એ શિવ અને શક્તિની અપારલીલાને સૂચવનારું મંત્રબીજ છે.

હ્રી કારનો નિરુક્ત પદ્ધતિએ અર્થ કરતાં ત્રિપુરોનિષદ માં જણાવાયું છે કે - હ્રીંમાં હનો અર્થ હૃદય છે અને ગતિ અર્થવાળા 'ઈ'નો અર્થ નિવાસ છે. તાત્પર્ય કે હૃદયરૂપી આગારમાં નિવાસ કરનારી શક્તિનો બોધ કરાવવાને લીધે તે હ્રીઁ કાર કહેવાય છે.

ત્યાં વિશેષમાં એમ પણ જણાવ્યું છે કે, આ શક્તિ પરમાત્મતત્ત્વનો અવભાસ કરાવનારી છે, ત્રિગુણાતીત છે, નિર્ગુણ બ્રહ્મરૂપા છે અને રાજરાજેશ્વરી છે, ગાયત્રીનું ત્રીજું પાદ એટલે **ધિયો યોનઃ પ્રચોદયાત્** તેનો અર્થ તેમાં સમાયેલો છે. વળી અકાર, ઈકાર, અને મકારના અર્થમાં બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રનો સંક્ત છે. તેમ **હ્રીં** કારના અક્ષરોમાં પણ ત્રણેયનો સંકેત છે.

'શ્રી દેવ્યથર્વશીર્ષ' ના મંત્ર ૧૮-૧૯માં જણાવ્યું છે કે -

**વિયદીકારસંયુક્તં વીતિહોત્ર સમન્વિતમ્ ।**
**અર્ધેન્દુલસિતં દેવ્યા બીજં સવાર્થસાધકમ્ ॥૧૮॥**
**એવમેકાક્ષરં બ્રહ્મ યતયઃ શુદ્ધચેતસઃ ।**
**ધ્યાયન્તિ પરમાનન્દમયા જ્ઞાનામ્બુરાશયઃ ॥૧૯॥**

**વિયત્** - આકાશ (હ) તથા 'ઈ' કારથી યુક્ત વીતી હોત્ર-અગ્નિ (ર) સહિત, અર્ધચંદ્ર ( ँ)થી અલંકૃત જે દેવીનું બીજ છે. તે સર્વ મનોરથ પૂર્ણ કરનાર (હ્રીં) છે. આ એકાક્ષર બ્રહ્મનું એવા યતિઓ ધ્યાન કરે છે જેનું ચિત્ત શુદ્ધ છે, જે નિરતિશયાનન્દપૂર્ણ છે અને જે જ્ઞાનનો સાગર છે. (આ મંત્ર દેવી પ્રણવ માનવામાં આવે છે. ૐ કારના સમાન જ આ પ્રણવ પણ વ્યાપક અર્થથી ભરેલો છે. સંક્ષેપમાં એનો અર્થ ઈચ્છા-જ્ઞાન-ક્રિયાધાર, અદ્વૈત, અખંડ, સચ્ચિદાનંદ સમરસીભૂત શિવશક્તિ સ્ફુરણ છે.)

આ અર્થ **હ્રીં** કારના અર્થને ૐકારના અર્થની સમીપે લઈ આવે છે, અથવા તો તેના જેવું જ અર્થ ગૌરવ અર્પે છે. એમ કહેવું તે અનુચિત નથી જ.

જૈન ધર્મમાં પણ **હ્રીં** કાર ઘણું જ મહત્ત્વ ધરાવે છે. ત્યાં હનો અર્થ પાર્શ્વનાથ. રનો અર્થ ધરણેન્દ્ર નાગદેવતા (કે જે તેમના સેવક તરીકે જાણીતા છે.) ઈનો અર્થ પદ્માવતી દેવી. કલાનો અર્થ નાગની ફણા તથા બિંદુ અને નાદનો અર્થ નાગના મસ્તકે શોભતો મણિ એવો કરવામાં આવે છે. તાત્પર્ય એ છે કે જૈન ધર્મની દૃષ્ટિએ હ્રીં કારએ ધરણેન્દ્ર અને પદ્માવતી સહિત પાર્શ્વનાથનો અર્થ બતાવનારું મહાશક્તિશાળી બીજ છે.

જૈન ધર્મના મંત્રવિશારદોએ કહ્યું છે કે - **'સર્વધર્મ બીજમિદમ્'** આ હ્રીં કાર બીજ સર્વધર્મને માન્ય છે. એટલે શિવ-શક્તિ-બ્રહ્મા, વિષ્ણુ, મહેશાદિ દેવોની ભાવના પણ થઈ શકે છે. હ્રીં કારને જેઓ જેવા સ્વરૂપે ભજે છે તેવા સ્વરૂપે તેની શક્તિના દર્શન થાય છે અન સાધકના મનોરથો પૂર્ણ થાય છે.





# ઉપાસના હ્રીં કારની ક્યારે કેવી રીતે ?



ઉપાસના કોની કરવી ? ૐકારની કે હ્રીંકારની એવા પ્રશ્ન કેટલાક જિજ્ઞાસુઓના મનમાં વારંવાર ઊઠે છે. તેનું યોગ્ય સમાધાન થવું જરૂરી છે.

ૐ સર્વશ્રેષ્ઠ બીજ મંત્ર છે. તેમાં અકાર, ઉકાર, મકાર અને ત્રિવિધ અક્ષરમાં ત્રિવિધ શક્તિઓ અંતર્નિહિત હોય છે, પરંતુ આ શક્તિઓ વિશુદ્ધ હોવાથી સાધકને કેવળ આત્માભિમુખ બનાવે છે. અર્થાત્ કેવળ એકાક્ષરી પ્રણવ મંત્ર (ૐ)નો જપ કરનાર વિષયસુખથી વિમુખ થઈ આત્મા તરફ અભિમુખ થાય છે અને સ્વલ્પકાળમાં આત્મ સાક્ષાત્કાર કરે છે. પરંતુ જે સાધકના મનમાં સુપ્તરૂપ કે પ્રકટરૂપે વિષય સંસ્કારો હોય છે તે સાધક જો કેવળ પ્રણવ જપ કરે તો તે સફળતા પ્રાપ્ત કરી શક્તો નથી.

ૐ સર્વશ્રેષ્ઠ મંત્ર છે એમાં શંકાનું કોઈ કારણ નથી. જેની પાચન શક્તિ બળવાન ન હોય અને પૌષ્ટિક વસ્તુ ખાય તો તેને માટે પૌષ્ટિક વસ્તુ વિષરૂપ થાય છે, વિષ ખાઈને પચાવી શકે તો તે અમૃતનું ફળ આપે છે અને ખાઈને પચાવી ન શકે તો વિષરૂપ થઈ જાય છે. પ્રણવ એકાક્ષરી મંત્ર અને સ્વરપ્રધાન છે એટલે તેના જપ સરળતાથી થાય છે. ઘણાં ઉત્સાહી સાધક પ્રથમ તો ઉત્સાહભેર પુષ્કળ મંત્ર જપ કરી જાય છે. કેટલાક સમય પછી તેની પ્રતિક્રિયા શરૂ થાય છે. સ્વર પ્રાધાન્ય પ્રણવના જપથી હૃદયમાં જે આંદોલન પ્રતિ આંદોલન થાય છે તે અતિસૂક્ષ્મ હોય છે અને તેની પ્રતિક્રિયા સીધી બ્રહ્મનાડીમાં ઉદ્ભવે છે. સાધકની ભાવના સુધરે છે પરંતુ તેની ઈડા, પિંગલા વગેરે સ્થૂળ નાડીઓની શુદ્ધિ નહીં હોવાથી તેના દોષો પણ અતિ સૂક્ષ્મ એવી બ્રહ્મનાડી છે તેમાં સંક્રમિત થાય છે, તેની આગળ છાતીમાં અથવા પાછળ કરોડરજ્જુમાં અતિ અસહ્ય પીડા થાય છે. જે પીડા કોઈપણ ડૉક્ટર કે વૈદ્યની દવાથી મટી શકે જ નહીં. પરંતુ સાધક પ્રણવ સહિત અન્ય કોઈ મંત્રનો જપ કરે કે જેને જપવાથી તેનાં આંદોલન પ્રબળ થાય જેથી તે ગરમી વડે સૂક્ષ્મનાડીઓમાં સંક્રમિત થયેલા દોષોની શુદ્ધિ થઈ શકે છે. કેવળ પ્રણવ જપ કરવાથી કેટલાક સાધકોને પીડા શરૂ થાય છે. સાંસારિક સુખનો નાશ થાય છે. પછી સાધકો પ્રણવ જપ કરતા અટકી જાય છે અને ઘણુ કરીને તેઓ ભોગવિલાસમાં પડી જાય છે. તથાપિ પ્રણવ જપના સંસ્કારો નાશ પામતા નથી. જો તેઓને આ જન્મમાં ઉચ્ચ કોટિનો સંગ-સહવાસ મળી જાય તો તે ઉત્તરાવસ્થામાં પુનઃપ્રયાસ કરે છે, નહીં તો જન્મજન્માન્તરમાં આ પ્રણવના સંસ્કારો બહુ જ ઉપયોગી થઈ પડે છે.

જો સાધકની સંસાર વાસના છૂટતી ન હોય, સાંસારિક જવાબદારી નિભાવવાની હોય, સંસારના ભોગ પણ ભોગવવા હોય તેણે હૃદયના સંસ્કારોની તપાસ કર્યા વિના કેવળ પ્રણવમંત્રનો જપ કરવા માટે હઠાગ્રહ ન રાખવો તેવી મારી ખાસ ભલામણ છે. જો સાધકમાં શ્રેયસ્-પ્રેયસ્ ઉભયજાતીય સંસ્કાર હોય છે તો સંસ્કારનાને અનુરૂપ પ્રણવસહિત કોઈપણ મંત્રનો વિહિત ઉપાય વડે જપ કરી શકે છે. જો કેવળ ભૌતિક ધન-માનાદિની અભિલાષા હોય તો પ્રવણરહિત મંત્ર જપ કરવા કારણ કે, પ્રણવમંત્ર ભૌતિક અભિલાષાને માટે અંતરાય રૂપ છે.

હવે હું આગળ વધીને કહું છું કે - હ્રીં કારની જ ઉપાસના કરો કારણ કે પ્રવર્તમાન સમયમાં સહુથી વધારે શીઘ્રફળદાયી ઉપાસના એની છે વેળીએમાં ૐકારની ઉપાસના આવી જાય છે. પ્રશ્ન ઉદ્‌ભવશે કે એ કેવી રીતે શક્ય બને ? હ્રીંએ માયા બીજ છે.તાંત્રિકોનો પ્રણવમંત્ર છે. જેને શક્તિ પ્રણવ કહેવામાં આવે છે. સક્રિય બ્રહ્મ શક્તિનું સ્વરૂપ હ્રીં બીજમાં નિહિત છે. હ્રીંકારની ઉપાસનામાં એકલો હ્રીં બોલાતો નથી. પ્રણવ ૐકાર ના હાજરી વગર શક્તિ સક્રિય બનતી નથી. જેથી તેમાં 'ૐ હ્રીં નમઃ ।' એ રીતે ત્રણ પદો બોલવાના હોય છે. આ ત્રણ પદને હ્રીં કાર વિદ્યા કે મહાવિદ્યા કહેવામાં આવે છે. તેની ઉપાસના કદી પણ નિષ્ફળ જતી નથી. ઈશ્વર પાર્વતીને કહે છે કે -

**'શ્રુણુ દેવી વરારોહે યૈન સિદ્ધયતિ વાંછિતમ્ ।**
**તત્સર્વ કથયિષ્યામિ મંત્રવિદ્યા મહેશ્વરી ॥**
**પ્રયોગ યેન માત્રેણ કલસિદ્ધિશ્ચ જાયતે ।**
**ૐ હ્રીં પ્રયોગ તો દેવી મયોક્તા ભક્તિતસ્તથા ॥**

- હે દેવિ ! સુંદર મુખવાળી, જેનાથી સર્વ પ્રકારની ઇચ્છાપૂર્ણ થાય છે અર્થાત્ શ્રેયસ અને પ્રેયસની વાંછાસિદ્ધિ થાય છે તેવી સર્વોત્તમ મંત્રવિદ્યા હે મહેશ્વરિ ! તમને કહું છું. જેના પ્રયોગ માત્રથી ફળસિદ્ધિ થાય છે. હે દેવી ! ભક્તિયુક્ત થઈ **ૐ હ્રીં નમઃ ।** મંત્રનો પ્રયોગ કરવો.

આગળ વધીને તેમણે એમ પણ કહ્યું છે કે, સૂર્યનું કાલાન્તરે પતન થશે. સમુદ્ર પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરશે. પૃથ્વી ચલાયમાન થશે. પરંતુ ૐ કાર અને હ્રીં કાર કદાપિ અસત્ય નહીં ઠરે. સત્ય એ સર્વદા સત્ય જ રહેશે.

હ્રીંકાર વિદ્યાસ્તવનનો નીચેનો શ્લોક વિચારીએ તો -

**વિદ્યા યઃ પ્રાક્ પ્રણવં નમોડન્તે**
**મધ્યૈકબીજં નનુ જાગ્જવીતિ ।**
**તસ્યૈકવર્ણા વિતનોત્યવન્દયા**
**કામાર્જુની કામિતમેવ વિદ્યા ॥**

- જે મનુષ્ય પ્રથમ પ્રણવ એટલે ૐ અને અંતે નમઃ તેમજ મધ્યમાં અનુપમ બીજ હ્રીં કારનો વારંવાર જપ કરે છે. તેના વાંછિતોને અવંધ્ય અને કામધેનુ સમાન આ એક વર્ણવાળી હીંકાર વિદ્યા પૂર્ણ કરે છે.

હ્રીં કાર વિદ્યામાં ત્રણ પદો છે તેમાં પ્રથમ પદ ૐ એ સેતુ છે. (**મંત્રાણામ્ પ્રણવઃ સેતુઃ**). બીજું પદ હ્રીં એ મંત્ર બીજ કે વિદ્યાબીજ છે અને ત્રીજું નમઃ પદ એ પલ્લવ છે. અહીં હ્રીં એ મુખ્ય વિદ્યાપદ હોવાથી આ વિદ્યાને એકાક્ષરી વિદ્યા કહેવામાં આવે છે.

અહીં થોડી વધુ સ્પષ્ટતા સાધકની જાણકારી માટે કરું છું. જે પદ મંત્રની મૂળશક્તિનું અનુસંધાન કરી આપે તેને સેતુ કહેવાય છે. મંત્રશાસ્ત્રના નિયમાનુસાર ૐ પ્રત્યેક મંત્રમાં અગ્રસ્થાને પ્રથમ ઉચ્ચાર થતો હોવાથી તે મંત્ર સેતુ કહેવાય છે. અહીં પણ પ્રથમ પદ ૐનો સેતુ રૂપે સ્વીકાર થયેલો છે. મંત્રનું ઉચિત પરિણામ ઉપલબ્ધ થાય તે માટે જે તે મંત્રની પાછળ જે પદ લગાડવામાં આવે છે તેને પલ્લવ કહેવાય છે. **સ્વાહા, સ્વધા, વૌષટ્, ઠઃ ઠઃ, નમઃ** વગેરે પદો પલ્લવ છે. **'નમઃ'** પદનો પલ્લવ તરીકે ઉપયોગ કરવાથી તે પદવાળો મંત્ર શાંતિ, પુષ્ટિ અને તુષ્ટિપ્રદ બને છે. કહેવાનું તાત્પર્ય એ છે કે - હ્રીં કાર વિદ્યા મુખ્યત્વે શાંતિ, પુષ્ટિ અને તુષ્ટિ આપનારી વિદ્યા છે અને સૌભાગ્યની ઈચ્છા રાખનાર સહુ કોઈએ તેની સાધના-આરાધના-ઉપાસના કરવી આવશ્યક છે.

હ્રીં કાર ઉપાસના એ માનવજીવનનું એક મંગલ પ્રસ્થાન છે. **ૐ હ્રીં નમઃ ।** આ બ્રહ્મસ્વરૂપ મંત્રનું અધ્યન સંપૂર્ણ સંકલ્પ અને ઉત્સાહથી કરવું જોઈએ. ચોક્કસ હેતુ પૂર્ણ કરવા માટે દૃઢ સંકલ્પ ખૂબ જરૂરી છે. તે મુજબ ઉપાસના કરનાર સાધક નશ્વર જગતમાં પારસમણિરૂપ થઈ પોતાનું તેમજ અન્યનું કલ્યાણ કરતો દીર્ઘાયુ બને છે. આ વિદ્યા સાધકની આર્થિક, નૈતિક અને ધાર્મિક વૃત્તિઓને ઉચ્ચ શિખરે લઈ જનાર હોઈ તે તે સ્વાર્થ અને પરમાર્થ તત્ત્વોનો લાભ કરાવીને માનવ દેહને સચ્ચિદાનંદ સ્વરૂપ તરફ લઈ જનારી છે. ઉક્ત મંત્રની પ્રબળ માત્રા પ્રત્યેક પ્રાણીના રોગ, શોક, ભય, ચિંતા અને માનસિક કલેશ દૂર કરે છે, એટલું જ નહીં તે ઈશ્વરતુલ્ય સામર્થ્ય પણ આપે છે. આવા સાધકના કેવળ આશીર્વાદ, કૃપાદૃષ્ટિ અથવા હસ્તસ્પર્શથી મહાસંકટનું નિવારણ થાય છે. આ એકાક્ષરી મહાવિદ્યાના સાધક સામે રિદ્ધિસિદ્ધિ હાથ જોડીને સદૈવ તત્પર રહે છે. કુબેર એનો કોષાધ્યક્ષ (ખજાનચી) થાય છે. તે મૃત્યુને ટાળી શકે છે. એટલે કે ઇચ્છા મૃત્યુને પ્રાપ્ત થાય છે. આ પ્રભાવ અખિલ બ્રહ્માંડનાયક - પરમાત્માના નામ ૐકાર (તસ્યવાચકઃ પ્રણવઃ । પતઞ્જલિ) અને તેની માયાશક્તિના શક્તિ પ્રણવ હીંકારનો છે.

પ્રથમ તો સાધકે શુભ દિવસે સદ્ગુરુની સમીપમાં જઈ વિનયયુક્ત કરબદ્ધ પ્રણામ કરી. ગુરુનો ચરણસ્પર્શ કરવો અને ગુરુને પ્રસન્ન કરી, ગુરુમુખે આ વિદ્યા ત્રણ

વાર શ્રવણ કરવી જોઈએ. જે વિદ્યા ગુરુના મુખથી પ્રગટ થયેલી હોય તે ઘણી જ બલવતી હોય છે. એટલું જ નહીં તે શીઘ્રફળ આપનારી થાય છે. સાધના ક્ષેત્રમાં ગુરુનું કેટલું મહત્ત્વ છે તે પ્રત્યેક સાધક સમજતા હોય છે. વધુ જાણકારી માટે લેખકનું - "ગુરુ તત્ત્વ પ્રકાશ, ગુરુ સાધના અને સિદ્ધ" નામક પુસ્તકનું અધ્યયન કરવું જોઈએ.

ૐ કારનો ઉચ્ચાર તાર સ્વરે થવો જોઈએ. એટલે કે **'અ'** અને 'ઉ'નો ઉચ્ચાર કર્યા પછી મોં બંધ કરવું. તે પછી 'મ્'એ શેષાક્ષરનો શેષ ધ્વનિ મસ્તકમાં ચઢાવતાં વિશિષ્ટ નાદ ઉત્પન્ન કરવો કે જેથી ઉડનારા ભમરાઓના નાદ જેવો નાદ મસ્તકમાં ગુંજી ઊઠે. તે નાદ દીર્ઘ સ્વરથી શ્વાસ પૂરો થતાં સુધી લંબાવવો. એ ૐનો ઉચ્ચાર શાસ્ત્રોક્ત અને શુદ્ધ રીતે થશે. આજ રીતે હ્રીઁનો ઉચ્ચાર દીર્ઘસ્વરમાં અગાઉ જણાવ્યા પ્રમાણે **'હ્રીમ્'** નહીં પરંતુ **હ્રીઙ્** (અઙ-ઙ)એ પ્રમાણે કરવો. હ્રીઁનો ઉચ્ચાર કરતાં રણકાર થવો જોઈએ. અને હડપચી જરા નીચી થતાં ગળાની બંને બાજુની નસો થોડી ફૂલવી જોઈએ. તેની અસર તે જ વખતે હૃદય ઉપર પણ થાય છે. તે અનુભવથી સમજી શકાશે. ત્યાર પછી **'નમઃ'** પદનું ઉચ્ચારણ તેના સ્વાભાવિક ધોરણે થવું જોઈએ. પણ તેમાં વિસર્ગનો ઉચ્ચાર બરાબર થવો જોઈએ. ઉચ્ચારણ ધ્વનિપૂર્વક બરાબર થાય તો મન તેમાં જોડાઈ જાય છે અને જ્યાં ત્યાં ભટકી શકતું નથી. એ વસ્તુ અતિ મહત્ત્વની છે. આ વસ્તુ પ્રત્યક્ષ પ્રયોગ વગર સમજવી કઠિન છે. પરંતુ સાધકોને તેનો ખ્યાલ આવે એટલે અહીં મર્યાદિત વિવેચન કરેલ છે.

આ વિદ્યાના આઠ લાખ જપ કરવાથી મંત્ર સિદ્ધ થાય છે. જો નિત્ય પ્રતિ પ્રાતઃકાળ અને સાંયકાળ બન્ને સમયે અઢી હજાર જપ કરવામાં આવે તો એક દિવસના પાંચ હજાર જપ થાય અને એ રીતે ૧૬૦ દિવસ એટલે કે પાંચ મહિના અને દસ દિવસમાં એ જપ સંખ્યા પૂર્ણ કરી શકાય. આ મંત્રના જપ એક માળા (૧૦૮) કરવામાં સામાન્ય રીતે ત્રણ મિનિટ થાય છે. એટલે અઢી હજાર જપ કરવામાં સવા કલાક જેટલો સમય થવા સંભવ છે.

અહીં એ વાતની સ્પષ્ટતા પણ આવશ્યક છે કે - મંત્રના પ્રત્યેક પદોનું શુદ્ધ અને સ્પષ્ટ ઉચ્ચારણ થવું જોઈએ અને તેમ કરતાં થોડો વધુ સમય જાય તો તેની પરવાહ કરવી જોઈએ નહીં. વધુ સ્પષ્ટ શબ્દોમાં કહું તો મંત્ર જપની સંખ્યા કરતાં મંત્રના સ્પષ્ટ ઉચ્ચારણનું મહત્ત્વ વધારે છે અને તે જેટલું શુદ્ધ અને સ્પષ્ટ થશે. તેટલું મંત્ર ચૈતન્ય વહેલું પ્રગટ થશે.

વળી એ એક મહત્ત્વની વાત એ છે કે, - સંસારી માણસને માટે બે મિનિટ સુધી શ્વાસનિરોધની ટેવ અનંત કાર્યોને સિદ્ધ કરનાર નિવડે છે. પ્રાણ(શ્વાસ)ની પૂરક કુંભક અને રેચક ક્રિયાઓની કાલમર્યાદા વધારવાનો પ્રયત્ન કરવાથી ૨૫-૩૦ સેકન્ડ સુધી શ્વાસ નિરોધની ટેવ તો સહેજે જ પડે છે. પરંતુ એવા જ પ્રકારનો અભ્યાસ

આગળ ચાલુ રાખવાથી એક મિનિટ સુધી એક શ્વાસ રોકી શકાય છે. આજ પ્રયત્ન હજી આગળ પણ ચાલુ રાખવામાં આવે તો બે મિનિટ સુધી શ્વાસ નિરોધની ટેવ પડી શકે છે. તેને લીધે સંજીવની, સાક્ષાત્કાર વગેરે બધા પ્રયોગોની સિદ્ધિ મળે છે. આ રીતે સૂર્યભેદ ક્રિયા કરવાનો હેતુ **'ૐ હ્રીં નમઃ ।** મહામંત્ર માટે એટલો જ કે મંત્રના ઉચ્ચારણ વખતે એને પુષ્કળ સમય સુધી લંબાવી શકાય. તેને લાંબા સમય સુધી લંબાવતા આવડે એટલે મંત્રોચ્ચારના ધ્વનિમાં નાદ બ્રહ્માંડનો વેધ પણ કરી શકે છે. તેને કારણે અખિલ બ્રહ્માંડ નાયક પરમાત્મા (ઈશ્વર)ની પરાશક્તિ સાધકમાં દેવી કર્તૃત્વશક્તિ નિર્માણ કરે છે અને તેથી સાધનામાં આગળ વધેલો સાધક ઈશ્વરસ્વરૂપ બને છે.

આ ઉપાસનામાં ભૂતશુદ્ધિ અને પ્રાણાયામનું મહત્ત્વ ઓછું નથી તે અનુસાર બંનેક્રિયાઓ કરવી કદાચ ભૂતશુદ્ધિની ક્રિયા ન આવડે તો જતી કરવી પણ પ્રાણાયામની ક્રિયા અવશ્ય કરવી.

**ૐ હ્રીં નમઃ ।** એ બીજ મંત્રને સિદ્ધ કરવો હોય તે રાત્રે નિર્મળ અંતઃકરણથી અને શુદ્ધ ભાવનાથી નીચે મુજબ પ્રાર્થના અને ધ્યાન કરવા.

ૐ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમકૃપાળુ પરમાત્મા આપને અનન્ય ભાવે મારા નમસ્કાર હજો. હે દિનવત્સલ પ્રભો, હે ભક્તવત્સલ, હે જગતનિયંતા, બ્રહ્માંડના અધિપતિ, આપની પરાશક્તિ પરામ્બા સહિત આપને મારાં અનેકવિધ પ્રણામ હજો. આપની કૃપા અને પ્રેરણાથી જ આ મહામંત્ર - 'ૐ હ્રીં નમઃ । ની સિદ્ધિ મેળવવાનો પ્રયત્ન કરું છું. સદ્‌ભાવના પૂર્વક હું આ વિદ્યાનો લોકહિત અને પરોપકાર માટે ઉપયોગ કરીશ. આપના અખંડ આશ્રયની સદિચ્છા છે અને તે પૂર્ણ કરવા માટે આપ જ એકમાત્ર સમર્થ છો. આપનું સ્મરણ કરું ત્યારે મારું કામ સફળ કરવું. મેં હાથમાં લીધેલું કાર્ય આપ જ નિર્વિઘ્ન પણે પાર પાડશો. આજથી હું આપનો મનસા, વાચા, કર્મણા સેવક બની બેઠો છું. મને, ધ્યાને, આસને, શયને, ભોજને, જાગૃતિ અને સ્વપ્ને હું આપના જ નામનો જપ કરતો રહીશ. આપ મારી સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરનાર છો એવી મને પૂર્ણ શ્રદ્ધા છે. આપની કૃપા મારા ઉપર સદા વરસતી રહે હું મારા સન્માર્ગમાંથી વિચલિત ન થાઉં એવી મારી પ્રાર્થનાનો સ્વીકાર કરો.

આ પછી નીચે મંત્ર વડે ધ્યાન કરવું.

**ૐ કારં બિંદુ સંયુક્તં નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ ।**
**કામદ મોક્ષદં ચૈવ ૐકારાય નમો નમઃ ॥**
**નમસ્તે ભુવનેશાનિ નમસ્તે પ્રણવાત્મિકે ।**
**સર્વ વેદાન્ત સંસિદ્ધે નમો હ્રીંકાર મૂર્તયે ॥**

ઉપર મુજબ ધ્યાન કર્યા પછી નીચે મુજબ સંકલ્પ કરવો.

**સંકલ્પ મંત્ર :**

**ૐ હ્રીં બીજાય નમઃ । ૐ હ્રીં અપશકત્યૈ નમઃ ।**

**ૐ હ્રીં વિનિયોગાય નમઃ ।**

- આ પ્રમાણે મંત્ર બોલીને ત્રણ વખત આચમની વડે તરભાણામાં પાણી મૂકવું અને નમસ્કાર કરવા. ત્રણ વખત આ ક્રિયા કરવી પાણી મૂકવું અને નમસ્કાર કરવા. આ પ્રમાણે કર્યા પછી કરન્યાસની વિધિ નીચે પ્રમાણે કરવી.

**ૐ હ્રીં અંગુષ્ઠાભ્યાં નમઃ ।** (આમ બોલી તર્જની આંગળી વડે અંગુઠાને સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં તર્જનીભ્યાં નમઃ ।** (આમ બોલી અંગૂઠા વડે તર્જનીને સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં મધ્યમાભ્યાં નમઃ ।** (આમ બોલી અંગૂઠા વડે મધ્યમાને સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં અનામિકાભ્યાં નમઃ ।** (આમ બોલી અંગૂઠા વડે અનામિકાને સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં કનિષ્ઠિકાભ્યાં નમઃ ।** (આમ બોલી અંગૂઠા વડે કનિષ્ઠિકા (ટચલી) આંગળીને સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં કરતલપૃષ્ઠાભ્યાં નમઃ ।** (આમ બોલી બંને હાથની હથેળીના પૃષ્ઠભાગ તથા તળિયાં એકબીજાને મેળવી સ્પર્શ કરવો.)

આ રીતે કરન્યાસનો વિધિપૂર્ણ કરીને નીચે દર્શાવ્યા પ્રમાણે અંગન્યાસ કરવા. તે આ પ્રમાણે -

**ૐ હ્રીં હૃદયાય નમઃ ।** (આમ બોલી હૃદયને સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં શિરસે સ્વાહા ।** (આમ બોલી મસ્તકનો સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં શિખાયે વષટ્ ।** (આમ બોલી શિખાને સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં કવચાય હુમ્ ।** (આમ બોલી ભુજાના મધ્યભાગનો સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં નેત્રત્રયાય વૌષટ્ ।** (આમ બોલી બંને નેત્રો તથા ભૃકુટિના મધ્ય ભાગનો સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં અસ્ત્રાય ફટ્ ।** (આમ બોલી છેવટે મસ્તક ઉપર હાથ ઘુમાવીને તાલી બજાવવી.)

અહીં અંગન્યાસનો વિધિ પૂરો થયો સમજવો. આ રીતે જે તે અંગમાં ન્યાસ કરવાથી મંત્રના દેવતાનું તે અંગોમાં સ્થાપન થાય છે અને શરીરની ચેતના મંત્ર ચેતના સાથે જોડાય છે.

આ ન્યાસ વિધિ પૂર્ણ કરી ફરીથી ઉપર જણાવેલ **ૐકાર** અને **હ્રીંકાર**નું મૂર્ત સ્વરૂપે ધ્યાન કરવું. ત્યારબાદ ઈષ્ટમંત્રના જપ શરૂ કરવા.

ઉક્ત મંત્રના જપ માટે રુદ્રાક્ષ, રતાંજલિ, સ્ફટિક અથવા પ્રવાલની માળા ઉપયોગમાં લઈ શકાય છે. પ્રવાલની માળા સર્વોત્તમ છે. વળી એ જપ નિરંતર એટલે

વચમાં અંતર પાડ્યા વિના અસ્ખલિત થવા જોઈએ. મંત્ર વિશારદો કહે છે કે - મંત્રપદોને બોલવામાં વચ્ચે અંતરાલ પાડી દેવામાં આવે તો તેનું ફળ મળતું નથી. એટલે માળાના મણકાઓ એકની પાછા એક આવ્યા કરે છે તેમ મંત્રના પદો પણ એક પછી એક બરાબર બોલાવા જોઈએ.

ઉપાસનાનો આરંભ **હ્રીંકાર**ના પૂજનપૂર્વક કરવાનું પણ વિધાન છે. આ ઉપાસના માટે તાંબાના પતરાં ઉપર **હ્રીંકાર** કોતરાવી લીધો હોય તેને પંચામૃત અને જળથી સ્નાન કરાવી, એક ઊંચા આસન ઉપર સ્થાપિત કરી ગંધ, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ અને નૈવેદ્યથી પૂજન કરવું. આ પછી ભૂતશુદ્ધિ, પ્રાણાયામ અને ન્યાસવિધિ કરી મંત્રજપનો આરંભ કરવો જોઈએ.

જો તાંબાના પતરાંની સગવડ ન હોય તો સાત નાગરવેલના પાન લઈ દરેક ઉપર કંકુ વડે **હ્રીં** એ પ્રમાણે બીજમંત્ર લખવો અને તે દરેકના ઉપર એક-એક સોપારી મુકવું. તેને ત્રણવાર કંકુના ચાંલ્લા કરવા અને ૐ હ્રીં નમઃ । એ પ્રમાણે મૂલમંત્ર બોલતા જવું. એટલે સોપારી મંત્રથી અભિમંત્રિત થઈ જાય છે. નાગરવેલના પાન રોજેરોજ નવાં લાવવા પરંતુ મંત્ર-મૂર્તિ સ્વરૂપસોપારી એની એ જ મૂકવી જોઈએ અને પૂજન કરવું જોઈએ. આવું વિધાન પણ સૂચિત છે.



આ ઉપાસના શીઘ્ર ફળદાયક બને અને સાધકની એકાગ્રતા સધાય તે માટે ઉપયોગી એવું ૐ યુક્ત **હ્રીં** બીજ મંત્રનું ચિત્ર અહીં આપવામાં આવ્યું છે. તેનો તાંબાના પતરાં ઉપર કંડારીને અથવા ચિત્રરૂપે સન્મુખ રાખીને જપ કરવાથી ઘણો મોટો ફાયદો થાય છે.

### ✦ મહાસિદ્ધિયોગ :

'ૐ હ્રીં નમઃ' એ અમોઘ બીજમંત્રની પ્રથમ સિદ્ધિ કરાવનાર અનુકૂળ દિવસો રોજરોજ નથી આવતા, તેથી નીચે આપેલા સિદ્ધિયોગ જ્યારે આવે ત્યારે આ મંત્રના જપનો આરંભ કરવો. મંત્રવિશારદોનું કહેવું છે કે, કોઈપણ ગ્રહણ વખતે સ્પર્શકાળથી મોક્ષકાળ સુધી મંત્રજપ કરવાથી મંત્રસિદ્ધિ સત્વર થાય છે. તેમજ અશ્વિન (આસો) માસની કૃષ્ણાષ્ટમી અથવા ચતુર્દશીની રાત્રિએ જપ કરવાથી પણ મંત્રસિદ્ધિ સત્વર થાય છે. કાર્તિક શુકલપક્ષની વૈકુંઠ ચતુર્દશીની રાત્રિએ પણ જપ કરવાથી મંત્રસિદ્ધિ પ્રાપ્ત થાય છે.

પંચાગમાં જણાવેલ શુભયોગો પણ આ બાબતમાં સહાયભૂત થાય છે. જો કોઈપણ કારણસર અનુકૂળ યોગ ન સધાય તો નીચે દર્શાવેલ કોષ્ટકની તિથિ, વાર,

સમય અને દિશાનો સુયોગ સાધી રાત્રે મંત્રજપ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, પરંતુ શુભાશુભ ગ્રહબળ અને ચંદ્રબળ પોતાની નામ રાશિને અનુકૂળ જોઈને તે દિવસે નીચે દર્શાવેલ યોગમાં મંત્રસિદ્ધિ કરવી.

◆ મંત્રસિદ્ધિ શુભયોગ કોષ્ટક :

| તિથિ | વાર | રાત્રિનો સમય | દિશા |
|---|---|---|---|
| ૧. | શુક્રવાર | ૬થી૧૦વાગતાં સુધી | પશ્ચિમાભિમુખ બેસીને |
| ૨. | બુધવાર | ૬થી૯ વાગતાં સુધી | " |
| ૩. | મંગળવાર | ૮થી ૧૧ " | " |
| ૪. | શનિવાર | ૧૧થી ૪ વાગતાં સુધી | ઉત્તરાભિમુખ બેસીને |
| ૫. | ગુરુવાર | ૧૦ થી ૧ " | " |
| ૬. | શુક્રવાર | ૬થી ૯ " | પૂર્વાભિમુખ બેસીને |
| ૭. | બુધવાર | ૬થી ૯ " | આગ્નેયાભિમુખ બેસીને |
| ૮. | મંગળવાર | ૬થી૧૧ " | નૈરૂત્યાભિમુખ બેસીને |
| ૯. | શનિવાર | ૧૨થી૪ " | પશ્ચિમાભિમુખ બેસીને |
| ૧૦. | ગુરુવાર | ૧૦થી ૧ " | પૂર્વાભિમુખ બેસીને |
| ૧૧. | શુક્રવાર | ૬થી૯ " | પશ્ચિમાભિમુખ બેસીને |
| ૧૨. | બુધવાર | ૬થી ૯ " | ઉત્તરાભિમુખ બેસીને |
| ૧૩. | મંગળવાર | ૮ થી ૧૧ " | " |
| ૧૪. | શનિવાર | ૧૨થી૪ " | ઈશાનાભિમુખ બેસીને |
| ૧૫. | ગુરુવાર | ૧૦થી૧ " | પૂર્વાભિમુખ બેસીને |

આ ઉપરાંત પંચાગમાં દર્શાવે. સિદ્ધિ, સાધ્ય, શુભ, સૌભાગ્ય, પ્રીતિ, આયુષ્યમાન, શિવ, ઇત્યાદિ શુભયોગમાં પણ ચોક્કસ સિદ્ધિ ઉપલબ્ધ થાય છે.

વળી મંત્ર વિશારદો આગળ વધીને જણાવે છે કે - ઉપરોક્ત કોઈપણ યોગોમાંથી કોઈપણ યોગ અનુકૂળ ન થાય તો, મનમૂહુર્ત એ જ સર્વશ્રેષ્ઠ યોગ છે. જે દિવસે મંત્રસિદ્ધિ કરવાનું મનમાં આવે તે જ દિવસે 'આજે જ યોગ અનુકૂળ છે એવો પાકો નિર્ધાર કરીને મંત્ર જપ શરૂ કરવો. ૩થી૪ કલાક મંત્રજપ કરવાથી મંત્ર સિદ્ધ અવશ્ય પ્રાપ્ત થાય છે એમ નિશ્ચયપૂર્વક જાણવું. કારણ કે, ૩ા મુહૂર્તમાં મનસુહૂર્ત શ્રેષ્ઠ છે.

મંત્ર અક્ષરશઃ આપણા મનમાં જડાઈ જાય, આપણા અંતરના તારેતારમાં વણાઈ જાય, તાલમાં તાલ મળી જાય અને ઉઠતાં બેસતાં હરઘડી તેનું સ્મરણ થયા કરે

ત્યારે સમજવું કે મંત્રો-પાસનામાં પ્રગતિ થઈ રહી છે. મંત્ર જપ ઉચિત થતો હશે તો થોડા જ દિવસમાં આવું પરિણામ અચુક આવ્યા વિના રહેશે નહીં.

જે હાલત સૂર્ય જોઈને કમળપુષ્પની થાય, જે હાલત ચંદ્રને જોતાં કુમુદિની પુષ્પ (પોયણાં)ની થાય છે. તેવી જ હાલત ઉપાસના કાળે આપણા હૃદયકમળની થવી જોઈએ તેની એક એક પાંદડીઓ વિકસ્વર ન થાય, તો સમજી લેવું કે હ્રીં કારની ઉપાસના માટે આપણો ઉત્સાહ પૂર્ણતાને પ્રાપ્ત થયો નથી. સૂર્યમુખીનું ફૂલ તો સૂર્યની ગતિની માફક ગતિ દિશા પરિવર્તન કરતું સૂર્યાભિમુખ જ રહે છે. તેવી રીતે સાધકે પોતાનું ચિત્ત મંત્રાભિમુખ કરવું જોઈએ. તે વિના લક્ષ્યસિદ્ધિ નહીં થાય. મંત્ર જપ સિવાયના સમયમાં મંત્રના અર્થ પર ચિંતન-મનન કરવું જોઈએ અને તેનું ધ્યાન કરવું જોઈએ.

ઉપરોક્ત મંત્રની સિદ્ધિ માટે ભીના કપડે બેસવું નહીં. અથવા ઉપવાસ કરવો નહીં. તે જ પ્રમાણે વર્ણાશ્રમ વ્યવસ્થાનું ઉલ્લંઘન કરવું કરવું નહીં અને જ્ઞાતિમુજબ ધર્માચરણના નિયમોનું પાલન કરવું. અલબત્ત, શારીરિક અથવા માનસિક રીતે ત્રાસ થાય એવા કોઈપણ કાર્ય કરવા નહીં. તેવી જ રીતે કોઈપણ સ્થળ-કાળનું બંધન ન રાખતાં જીવનચર્યા કે દિનચર્યામાં પવિત્રતા જાળવવી. પરંતુ જે જગ્યાએ જન સંપર્ક ન હોય અથવા જપ વખતે મનની સ્વસ્થતાનો ભંગ ન થાય એવા અનુકૂળ, પવિત્ર સ્થાન પર દર્ભાસન કે ઊનના આસન ઉપર પશ્ચિમ તરફનું મુખ કરીને રાત્રિના સમયે બેસવું. આ પછી અગાઉ જણાવેલા પ્રાર્થના અને ધ્યાનનો પ્રયોગ કરવો. ત્યારબાદ સંકલ્પપૂર્વક ન્યાસ વિધિ કરીને અંતઃકરણપૂર્વક એકાગ્રતાથી **'ૐ હ્રીં નમઃ'** એ શિવશક્તિ બીજમંત્રનો જપ ૧૦૮ વાર કે એથી વધારે થાય તેટલો જપ કરવો. વધારેમાં વધારે ૧૦૦૮ મંત્રજપ કરવા અતિશય હિતપ્રદ છે. મંત્ર જપ ગણના માટે હાથમાં માળાની જરૂર નથી. મણકા ફેરવતાં મનની સ્થિરતા અને સ્વસ્થતાને બાધ આવે છે. તેથી ત્રણ-ચાર કલાક જપ કરવા પૂરતા છે. મંત્ર જપ કર્યા પછી પ્રાર્થના પહેલા હાથમાં પાણી લઈ નીચે મુજબ જપ વિસર્જન મંત્ર ભણવો -

**યૈષા સેવા કૃતા મંત્રન્યસ્તત્વદ્ બુદ્ધિના મયા ।**
**યથા સાધ્યેન મનસા હ્યેકાગ્રેણ યુતાઽધુના ॥૧॥**
**તાવકભજને રતિદા ત્વમેવૈકા યદા ભવદ્દેવિ ।**
**મચ્છ્રદ્ધાં વર્દ્ધયતી વ નાદં પ્રાપયત્યસૌ ભવતુ ॥૨॥**

- એ પ્રમાણે બોલીને હાથમાંનું પાણી તરભાણામાં મૂકવું. ત્યારબાદ હાથ જોડી નીચે મુજબ પ્રાર્થના કરવી.

**ન્યાસાદીન્ન ચ પલ્લવં સ્વરમપિ પ્રાજ્ઞોન વેદ્મિ સ્વયં,**
**શ્રદ્ધાસક્તમતિઃ કરોમિ મનસા સેવા પરં તેઽધુના ॥**

કાર્યં મેડદ્ય કરોમિ ચેન્ન ભગવન્ દોષૈકદૃષ્ટિસ્તદા,
કાર્યોંડસ્મિન્ વિષયેડસ્ત્યનન્યગતિના કસ્યાવલંબો મયા ॥૧॥

- આ અંતિમ પ્રાર્થના કરી આસન મુક્ત (પદ્માસન કે પલાંઠીમાંથી) મુક્ત થવું. અર્થાત્ આસન છોડવું અને

અકારો વાસુદેવઃ સ્યાદુકારઃ શંકરઃ સ્વયમ્ ।
મકારો બ્રહ્મદેવશ્ચ પ્રણવેન ત્રયો મતઃ ॥
પ્રાણેશસ્તૈવસારૂઢી ભેરુંડા વ્યોમ શક્તિમાન્ ।
એતલ્લક્ષ્માક્ષરૈર્યુક્તં મંત્રરાજં નમામ્યહમ્ ॥

- આ રીતે પ્રાર્થના કરીને ઊઠવું.

**'ૐ હ્રીં નમઃ'** આ મંત્રસિદ્ધિ કરતી વખતે મંત્રશાસ્ત્રના નિયમ અનુસાર સાધકને સંકલ્પ, ધ્યાનમંત્ર, ન્યાસમંત્ર અને છેવટનો પ્રાર્થના મંત્ર મુખપાઠ ન હોય તો સાધક પુસ્તકમાંથી વાંચીને વિધિ કરશે તો પણ ચાલશે.

આ પવિત્ર વિદ્યાનું કોઈ વિપરીત પરિણામ આવતું નથી તેમજ સાધકજીવને કોઈપણ જાતની હાનિની સંભાવના નથી. આ વિદ્યા પ્રત્યેક જાતિ કે ધર્મની વ્યક્તિ, સ્ત્રી અથવા પુરુષ પ્રાપ્ત કરી શકે છે. આ વિદ્યા સ્વહિત અને પારકાનું પણ કલ્યાણ કરવાનું સાધના દ્વાર છે. મંત્ર જપ કરતી વખતે મંત્રનો ઉચ્ચાર બીજાને ન સંભળાય પરંતુ પોતાને જ સંભળાય એવી રીતે (સંધ્યાના મંત્રોચ્ચારની માફક) કરવો. મોટેથી ઘાંટા પાડીને અથવા મનમાં મંત્રજપ કરવો નહીં. વધુ મંત્રજપ ઝડપથી થાય તે માટે ખોટી ઉતાવળ કરવી નહીં. મંત્રનું ઉચ્ચારણ ખૂબ જ સ્પષ્ટ રીતે થાય તે અતિ મહત્ત્વનું છે. પાંચ હજાર જપને બદલે પાંચ સો જપ થાય તેનો વાંધો નથી.

તમે કાળી મહેનત કરો અને તેનાં ફળ લાંબેગાળે કાં તો આગલે જન્મે ચાખવા મળે એવું ઉધાર ખાતું આ વિદ્યામાં નથી. આ મહાવિદ્યાનો વેપાર રોકડો છે. એના સ્વાદિષ્ટ ફળો મહિના-પંદર દિવસમાં જ ચાખવા મળે છે ! યોગ્યદિશામાં અને નિયમપૂર્વક પ્રયત્નો કરવામાં આવે તો મહેનત નકામી જતી નથી અને ખાતરીપૂર્વક સફળતા મળે જ છે.

મંત્રસિદ્ધિ મળ્યા પછી દરરોજ સ્નાન કરીને વ્યવહારના નિત્યના કામકાજ પતાવીને જ્યારે જ્યારે મોં નવરું થાય ત્યારે મંત્રજપ ઉચ્ચારવાની ટેવ પાડવાથી થોડા જ દિવસોમાં (મહિનો કે બે-ત્રણ અઠવાડિયામાં)મંત્રમાં કાર્ય કરવાની શક્તિ આવશે. આ જ નિયમથી મંત્રજપ ચાલુ રાખવાથી અમુક દિવસોમાં સ્વયમેવ સવા લાખ મંત્ર જપનું પુરશ્ચરણ પૂર્ણ થાય છે. પુરશ્ચરણ કરનારને વાક્સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ સિદ્ધાંત છે. આ રીતે જેમના પાંચ પુરશ્ચરણ પૂર્ણ થાયછે. તેણે મહાપુરશ્ચરણનું ફળ

મળે છે અને ઈશ્વરને જે કામ કરતાં સમય લાગે છે તે જ કામ મહાપુરશ્ચરણકર્તા સાધક તત્કાળ કરી શકે છે. આ હંમેશના મંત્ર જપને માટે સંકલ્પવિધિ અથવા ન્યાસ, આસન, માળા અને મંત્ર વિસર્જન વિધિ કરવાની કોઈ જરૂર નથી. કોઈપણ વખતે કોઈપણ સ્થળે નિર્મળ અંતઃકરણથી અને ભક્તિ ભાવપૂર્વક મંત્રોચ્ચાર થતાં થતાં શ્રીમંતની જેમ કરોડો મંત્રજપનો ખજાનો સાધકને પ્રાપ્ત થશે અને જે વખતે જે કાર્ય કરવાની તેને ઈચ્છા થાય તે તત્કાળ ફળદાયક થશે. જો મંત્રજપની સંખ્યા ઓછી હોય તો મોટું કામ ન કરતાં મંત્રશક્તિ પ્રમાણે જ કાર્ય કરવું. જેમ જેમ મંત્ર જપ સંખ્યા વધતી જશે તેમ તેમ દિવ્યશક્તિ પ્રાપ્ત થતી જશે. અને તમારા હાથે મોટાં મોટાં કાર્યો પાર પાડવા માંડશે. સંસારમાં રહીને, સંપૂર્ણપણે સાંસારિક જવાબદારીઓ સંભાળીને, જો મંત્રવિદ્યાના સામર્થ્યથી કોઈપણ ઈચ્છાપૂર્ણ કરવી હોય તો તેને માટે આ મહાવિદ્યા જેવું પવિત્ર અને સુલભ સાધન બીજું કોઈ જ નથી. અનુભવના અંતે આ વિદ્યા ખરી સાબિત થશે. ત્યાર પછી આ વિદ્યાનું અધિકાધિક સામર્થ્ય મેળવવાના જોરદાર પ્રયત્નો કરવામાં આવશે તેમ તેમ સાધકને દિવ્ય સામર્થ્યની પ્રાપ્તિ થશે.

કોઈ સ્ત્રી રોગી, ગર્ભવતી હોય અથવા ૠતુમતી (રજસ્વલા)કે પછી સૂતકમાં હોય તો પણ પરમાત્માના નામની માત્રાનો પ્રભાવ સર્વની ઉપર સરખો જ પડે છે. આ મહાવિદ્યા માટે પથ્યપાલન એટલું જ કરવાનું કે સ્ત્રી સંભોગ કર્યા પછી સ્નાન વગેરેથી પવિત્ર થઈને પછી આ મંત્રનો ઉપયોગ કરવો. આ સિવાય જનહિતાર્થે પ્રયોગ કરતી વખતે ઉપવાસ, એઠું જુઠું કે આભડછેટ એમાંનું કોઈ બંધન આ વિદ્યામાં પાળવું પડતું નથી. આત્મવિશ્વાસ રાખવાથી કોઈપણ કામમાં અપયશ મળશે નહીં. પોતાની પાસે આવેલું કામ મારાથી થશે કે નહીં એવી શંકા મનમાં રાખવી નહીં. ધર્મને ખાતર આત્મશાંતિનું કાર્ય ચલાવવું એ જ પ્રધાન હેતુ રાખવો.





# શાક્તોનું રાત્રિ રહસ્યમ્



શક્તિ ઉપાસનામાં રાત્રિનું ઘણું મહત્ત્વ છે. રાત્રે શક્તિ ઉપાસના કરવાથી શક્તિ શીઘ્ર ફળવતી બને છે. અહ: એટલે દિવસ પુરુષ છે અને રાત્રિ સ્ત્રી છે. સૂર્યપ્રધાન જમણી (પિંગલા)નાડી જે સૂર્યનાડી, યમુના પણ કહેવાય છે તે પુરુષરૂપા-દિવસ છે. અને ચંદ્રપ્રધાન ડાબી (ઈડા)નાડી જે ચંદ્રનાડી ગંગા છે તે સ્ત્રી રૂપા-રાત્રિ છે એમ યોગીઓ કહે છે. સ્ત્રી શક્તિ સ્વરૂપા છે. તેનું શ્રેષ્ઠ સુખ સમયે જ મળે છે. શક્તિ સર્વારાત્રિ પ્રિયા છે.

દશ મહાવિદ્યાઓની પણ અલગ-અલગ રાત્રિઓ છે. જે નીચે પ્રમાણે તેના નામ સામે દર્શાવેલ છે.

૧. મહાકાલી - મહારાત્રિ, ૨. તારા-ક્રોધરાત્રિ,૩. ષોડશી દિવ્યરાત્રિ, ૪. ભુવનેશ્વરી - સિદ્ધરાત્રિ (ઈશ્વરરાત્રિ) ૫. છિન્નમસ્તા - વીરરાત્રિ, ૬. ત્રિપુર ભૈરવી - કાલરાત્રિ, ૭.ધૂમાવતી - દારુણરાત્રિ, ૮. બગલામુખી - વીરરાત્રિ, ૯. માતંગી - મોહરાત્રિ, ૧૦. કમલા - મહારાત્રિ.

'દુર્ગાસપ્તશતી'માં પણ કહ્યું છે કે -

**પ્રકૃતિસ્ત્વં ચ સર્વસ્ય ગુણત્રય વિભાવિની ।**
**કાલરાત્રિર્મહારાત્રિ મોહરાત્રિશ્વ દારુણા ॥**

અહીં કાલરાત્રિ એટલે કાલી ચૌદશ (દીપાવલીમાં), મહારાત્રિ એટલે મહાશિવરાત્રિ, મોહરાત્રિ એટલે કૃષ્ણજન્માષ્ટમી અને દારુણ રાત્રિ-હોલિકા દહન (ફાગણસુદ-પૂર્ણિમા) એવું વિદ્વાનો કહે છે. આ બધી રાત્રિઓ શક્તિ ઉપાસનાના જ પર્વો છે.

આદિશક્તિની વૈદિક સ્તુતિઓમાં રાત્રિ સૂક્તનું ઘણું મહત્ત્વ છે. રાત્રિ સૂક્તનો પાઠ દુર્ગા સપ્તશતીના પાઠથી પહેલા કરવામાં આવે છે. આ સૂતક બેરૂપમાં મળે છે. વૈદિક રાત્રિ સૂક્ત અને તાંત્રિક રાત્રિસૂક્ત. વૈદિક રાત્રિ સૂક્તમાં ઋગ્વેદની આઠ ઋચાઓ છે. તાંત્રિક રાત્રિ સૂક્ત દુર્ગા સપ્તશતીના પ્રથમ અધ્યાયમાં છે. ખરેખર વૈદિક રાત્રિસૂક્ત બીજરૂપમાં છે. એ જગદંબાના મહિમાને પ્રગટ કરે છે. તાંત્રિક રાત્રિ સૂક્તમાં વૈદિક રાત્રિસૂક્તનો જ સરળ વિસ્તાર છે.

રાત્રિદેવતાના પ્રતિપાદન સૂક્તને રાત્રિ સૂક્ત કહેવામાં આવે છે.રાત્રિ દેવી બે પ્રકારની છે - જીવરાત્રિ અને ઈશ્વરરાત્રિ. જીવરાત્રિ તે છે જેમાં સંસારના સર્વપ્રાણી

સૂઈ જાય છે અને વિશ્રામ કરે છે. તેઓ કેટલાક સમય માટે પોતાના તમામ કાર્યો છોડીને મૃતવત્ થઈ જાય છે. ઈશ્વરરાત્રિ તે છે. જેમાં ઈશ્વરના જાગતિક વ્યવહારનો લોપ થઈ જાય છે. ઈશ્વર સાંસારિક પ્રપંચને પોતાના વિરાટ શરીરમાં લીન કરી દે છે. આ રાત્રિ કાલરાત્રિ યા પ્રલયરાત્રિ કહેવાય છે. આ પ્રલયમાં કેવલ બ્રહ્મ અને તેની માયાશક્તિ બાકી રહી જાય છે. આ માયાશક્તિને અવ્યક્ત પ્રકૃતિ કહેવામાં આવે છે, જે સૃષ્ટિ રચનાના સમયે પ્રગટ થઈ જાય છે અને સંસારની બધી વસ્તુઓનું અને એના સર્વજીવોનું સર્જન કરે છે. આ માયાશક્તિનું નામ ભુવનેશ્વરી પ્રસિદ્ધ છે. દેવીપુરાણમાં ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે -

**બ્રહ્મ ભાષાત્મિકા રાત્રિઃ પરમેશલયાત્મિકા ।**
**તદધિષ્ઠાતૃ દેવી તુ ભુવનેશી પ્રકીર્તિતા ॥**

- વૈદિક રાત્રિસૂક્તના પાઠથી આદિશક્તિ ભુવનેશ્વરી પ્રસન્ન થાય છે. એમા કહેવામાં આવ્યું છે કે, મહત્ તત્ત્વ જેવા રૂપો દ્વારા પોતાની ઈન્દ્રિયોથી સર્વસ્થાનોમાં સર્વવસ્તુઓને રાત્રિદેવી પ્રકાશિત કરે છે. તેમણે સમગ્ર સૃષ્ટિના તમામજીવોને ઉત્પન્ન કર્યા છે. જીવોના શુભાશુભ કર્મોને તે જોતી રહે છે અને કર્મઅનુસાર જ જીવોને ફળ આપતી રહે છે. એ દેવી અમર છે, એ સમગ્ર વિશ્વને ધરતી પર નીચેની તરફ ફેલાતી લતાઓને ઉપરની તરફ વૃદ્ધિ પામતા વૃક્ષને વિટંળાઈને રહેલી છે.તે જીવોના અંધકારને નષ્ટ કરી નાંખે છે.

રાત્રિદેવી પરાચિત શક્તિછે. તે પોતાની બહેન બ્રહ્મવિદ્યામયી, ઉષાદેવીને પ્રગટ કરે છે, જેનાથી અવિદ્યાનો અંધકાર પોતે જ નષ્ટ થઈ જાય છે.

તે રાત્રિ દેવી અમારા ઉપર પ્રસન્ન થાઓ, જેના આગમનથી અમે પોતાના ઘરમાં સુખથી સૂઈ જઈએ છીએ. બરાબર તેવી જ રીતે રાતના સમયે પક્ષી વૃક્ષો પર બનાવેલા પોતાના માળામાં સુખથી સૂઈ જાય છે.

તે કરુણામયી રાત્રિદેવીની ગોદમાં સર્વ ગ્રામવાસી મનુષ્ય, પગથી ચાલનારા પશુઓ ગાય, ભેંસ, ઘોડા તેમજ પાંખોથી ઉડનારા પક્ષીઓ અને કીડા-પતંગિયા, કોઈ કામસર યાત્રા કરનારા પથિક અને બાજ વગેરે સુખથી સુવે છે.

રાત્રિરૂપી ચિત્શક્તિ, તમે કૃપા કરી વાસનારૂપી વકતા અને પાપથી અમને દૂર રાખો.કામ આદિ તસ્કરને દૂર હઠાવો અને અમારે માટે સુખપૂર્વક તરવા યોગ્ય બની જાઓ. મોક્ષદાયિની અને કલ્યાણકારી બની જાઓ.

હે ઉષા, હે રાત્રિની અધિષ્ઠાત્રિ દેવી ! બધી તરફ ફેલાયેલા આ અજ્ઞાનનો કાળો અંધકાર મારી પાસે આવી ગયો છે. તમે એને ઋણની માફક દૂર કરો. તમે જેવી રીતે ધનપ્રદાન કરીને ભક્તોનું ઋણ ચૂકવો છો. તેવી રીતે જ્ઞાન આપી અજ્ઞાનનું અંધારું હઠાવી દો.

રાત્રિદેવી તમે દૂધ દેનારી ગાયના સમાન છો. હું તમારી નજીક આવીને સ્તુતિ પૂજા આદિના માધ્યમથી તમને પોતાને અનુકૂળ બનાવું છું. પરમ વ્યોમ રૂપી પરમાત્માની પુત્રી તમારી કૃપાથી હું કામ આદિ શત્રુઓને જીતી ચુક્યો છું. તમે મારા આવિષનો સ્વીકાર કરો. આ પવિત્ર સૂક્તની કેટલીક ઋચાઓ આ પ્રમાણે છે.

**ૐ રાત્રીવ્યખ્યદાયતી પુરુષા દેવ્યક્ષભિઃ । વિશ્વા અધિ શ્રિયોડધિત ॥ ૧॥ ઓર્વપ્રા અમર્ત્યા નિવતો દેવ્યુદ્વતઃ । જ્યોતિષા બાધતે તમઃ ॥૨॥ નિરુસ્વસારમ સ્કૃતોષસંદેવ્યામતી અપેદુ હાસતે તમઃ ॥૩॥ સા નો અદ્ય યસ્યા વયં નિ તે યામન્નવિક્ષ્મહિ । વૃક્ષે ન વસતિં વયઃ ॥૪॥**

સામવેદમાં પણ એક રાત્રિસૂક્ત છે. આ સૂક્તનો રાત્રિ સમયે જપ કરવાથી સિદ્ધિ મળે છે. એનાથી મોક્ષ મળે છે. એ સૂક્ત દેવીના મહિમાનો પ્રકાશ પાડે છે. સૂક્ત આ પ્રમાણે છે.

**ૐ રાત્રિં પ્રપદ્યે પુનર્ભૂ મયોભૂં કન્યા શિખણ્ડિનીં પાશ-હસ્તાં યુવતીં કુમારિણીમાદિત્યઃ શ્રી ચક્ષુષેવાન્તઃ પ્રાણાય સોમો ગન્ધાયાપઃ સ્નેહાય મનોનુશાય પૃથિવ્યૈ શરીરમ્ ।**

- રાત્રિદેવી મયૂરપંખથી વિભુષિતા છે. તે અસુરોને બાંધવા માટે હાથમાં હંમેશા પાશ (દોરડું) રાખે છે. તે સદા નવયૌવના રહે છે. તેમના પ્રભાવથી આદિત્ય આંખનું રક્ષણ કરે છે, તે જ મનની અધિષ્ઠાત્રી દેવી છે. તે પાર્થિવ શરીરનું રક્ષણ કરે છે. તે અસુરોના વધ માટે વારંવાર પ્રગટ થાય છે.

રાત્રિ સૂક્તની માફક જ વૈદિક દેવી સૂક્ત પણ ભક્તોની બધી મનોકામનાઓ પૂર્ણ કરે છે. આ સૂક્તનો પાઠ દુર્ગા સપ્તશતીના પાઠ પછી કરવામાં આવે છે.

નવરાત્રિ દરમિયાન ગરવી ગુજરાતણો મન મૂકીને ગરબે ઘૂમે છે. આ આદ્યશક્તિના આશ્વાસનની અનુભૂતિ વરસોવરસ આસો માસના પહેલા સપ્તાહમાં થાય છે. આસો સુદ એકમથી નોમ સુધી ‘નવલી નોરતાની રાત’નો અનુભવ સમગ્ર ગુજરાત કરી રહે છે.

આ નવરાત્રિ મહોત્સવ વર્ષમાં ચાર વખત આવે છે. મહા, ચૈત્ર, અષાઢ અને આસો માસનાં ચારેય અજવાળિયાં (શુકલ પક્ષ) ભગવતી આદ્યશક્તિ ભુવનેશ્વરીની અસીમ કૃપાથી ઉજવળ બની રહે છે. આ ચાર નવરાત્રિ પૈકી આસોની શારદીય નવરાત્ર અને ચૈત્રની વાસંતિક નવરાત્ર સામાન્ય જનતા સારી રીતે જાણે છે અને માણે છે. જ્યારે મહામહિનાની માઘીનવરાત્ર અને અષાઢની અષાઢી નવરાત્ર બહુ પ્રચલિત નથી. તે શાક્ત સંપ્રદાયના શક્તિ ઉપાસકો જ જાણે છે. આ બે નવરાત્ર ગુપ્ત કે અજાણી નવરાત્ર પણ કહેવાય છે.

નવરાત્રિમાં તો ઘેર ઘેર અને મંદિરે મંદિરે આ મહામૂલા મહોત્સવની મધુરિમા છવાઈ જાય છે ! ગરવી ગુજરાતણો ગરબે ઘુમતાં ઘુમતાં ગુજરાતની ભાતીગળ સંસ્કૃતિ અને આગવીકલાનું દર્શન કરાવી જાય છે.

કલાત્મક રીતે કોરેલા અને કંડારેલી કુંભમાંથી ઊભરાતા ગર્ભદીપના અજવાળાં આત્માના અતળ ઊંડાણમાંથી સ્ફુરતાં પ્રકાશના કિરણોનું પ્રતીક બની રહે છે. શક્તિકૃપા સંયમથી જ પ્રાપ્ત થાય છે. શ્રીમદ ભગવદ્‌ગીતા એટલે જ તો કહે છે કે -

**યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી ।**
**યસ્યાં જાગ્રતિ ભૂતાનિ સા નિશા પશ્યતો મુનેઃ ॥**
**સર્વ જીવોની જે રાત્રિ તેમાં સંયમી જાગતો,**
**જેમાં જાગે બધા જીવો,તે દૃષ્ટા મુનિની નિશા.**

- આ છે શક્તિ ઉપાસનાનું 'રાત્રિરહસ્યમ્'.

'સ્વતંત્ર તંત્ર' - અનુસાર રાત્રિઓનું વિવરણ નીચે મુજબ છે -

મહારાત્રિ - ફાલ્ગુન માસની એકાદશી, (૨) દિવ્ય ચૈત્રિ - જેઠસુદ દસમી શુક્રવારથી યુક્ત હોય અને રાત્રિના સમયે એકાદશી હોય, (૩) ભાવરાત્રિ - અમાવાસ્યા મંગળવારથી યુક્ત હોય અને કુલ નક્ષત્રનો યોગ હોય, (૪) સિદ્ધિ-રાત્રિ - ચૈત્ર સુદ આઠમ, (૫) દારુણા રાત્રિ- માધવ (વૈશાખ) માસની શુકલપક્ષની ત્રીજ (અક્ષય તૃતીયા) કુલ -નક્ષત્રથી યુક્ત હોય, (૬) કાલરાત્રિ -દીપોત્સવીની ચતુર્દશી અમાવાસ્યાના યોગકાળમાં, (૭) મોહરાત્રિ - શ્રીકૃષ્ણ જન્માષ્ટમી, (૮) ક્રોધરાત્રિ - ચૈત્ર માસની શુકલપક્ષની નવમી તિથિ, (૯) ઘોરરાત્રિ માર્ગશીર્ષ (માગશર)માસની કૃષ્ણઅષ્ઠમી, (૧૦) વીરરાત્રિ-કુલ નક્ષત્રથીયુક્ત ચતુર્દશી (ચૌદશ)નો મંગળવાર સાથે યોગ હોય તે સમજવી.





# શ્રી ભ્રામરી-ભુવનેશ્વરી કથા



**ના**રદે પૂછ્યું- ' તે ભ્રામરીદેવી કોણ છે ?'

શ્રી નારાયણ નારદને જણાવે છે કે, 'હે નારદ! તમને હવે ભ્રામરી દેવીનું વૃતાંત જણાવું છું.'

' જે જગદંબા - પરાશક્તિ તે પ્રથમ મહામાયાના સ્વરૂપમાં મધુ - કૈટભ વધ સમયે વિષ્ણુને યોગનિદ્રામાં નાંખનાર હતાં અને પછી તે દાનવોને મોહ પમાડીને તેમણે નાશ કરાવ્યો હતો. તે મહાકાલ ચરિત્ર ગણાય છે. પછી મહાલક્ષ્મી કે જે સમયે મહિષાસુરનો નાશ કરવાનો હતો તે સમયે સર્વદેવોની પ્રાર્થનાથી, સર્વદેવોનીશક્તિરૂપ મહાતેજ પ્રગટ્યું હતું અને તેમાંથી સ્ત્રી સ્વરૂપે પ્રગટ થઈને મહિષાસુરનો નાશ કર્યો. તે મહાલક્ષ્મી ચરિત્ર ગણાયું છે અને તે પહેલા જે શુંભ-નિશુંભ દૈત્યોનો નાશ કર્યો હતો તે મહા સરસ્વતી ચરિત્ર ગણાયું છે. આ રીતે મહાકાલી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીરૂપ ત્રિગુણાત્મિકા સર્વોત્કૃષ્ટ પરમેશ્વરી જ સર્જન,પાલન અને સંહાર કરે છે. તેમના અનેક સ્વરૂપો દેવોના અને ભક્તોના કારણે થયલાં છે. આવું જ આ એક ભ્રામરી દેવીનું સ્વરૂપ છે. હે નારદ ! અચિંત્ય તથા અવ્યક્ત રૂપવાળાં જગદંબાનું મોક્ષદાયક વિચિત્ર ચરિત્ર કહું છું તે સાંભળો. જેમપુત્ર તરફ માતાનું જે જે ચારિત્ર હોય છે તે સર્વ નિષ્કપટ, કરુણાથી યુક્ત હોઈ કેવળ લોકો માટે જ હોય છે.''જુઓ-

**યદ્યચ્ચરિત્ર શ્રીદેવ્યાસ્તત્સર્વલોક હેતવે ।**
**નિર્વ્યાજયા કરુણયા પુત્રે માતૃર્યથા તથા ॥**

- પૂર્વે પાતાળલોકમાં નિવાસ કરનારો, મહાબળવાન, દેવોનો દ્વેષ કરનારો, મહાદુષ્ટ એક અરુણ નામે મોટો દૈત્ય હતો. પરંતુ દેવલોકને જીતવા માટે પૃથ્વી ઉપર આવીને તેણે બ્રહ્માને ઉદ્દેશીને ગંગાના કિનારા ઉપર ઉગ્ર તપ આદર્યું. હજારો વર્ષો સુધી તેણે ગાયત્રીના જપ જ કરવા માંડ્યા. આહારમાં, પાંદડાં,પછી જળ અને પછી છેવટે વાયુ જ ભક્ષણ કરીને જ રહેતો હતો. અંતે તેના તપના કારણે તેના શરીરમાંથી અગ્નિ પ્રગટ થયો, તેનાથી આખી પૃથ્વી બળવા લાગી. જેથી સર્વદેવો આશ્ચર્યમૂઢ બની ''આ શું? આ શું ?'' કરતા બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ ધ્યાનથી સર્વ જોઈ લીધું અને તુરત જ તે જ્યાં અરુણ દૈત્ય તપ કરતો હતો ત્યાં પ્રગટ થયા. સૂકાઈ ગયેલા પેટવાળો, ક્ષીણ કાયા છે જેની પરંતુ ધ્યાનથી મીંચેલાં નેત્રવાળો, તે અરુણ તપથી બીજા અગ્નિ જેવો દેખાતો હતો. બ્રહ્માએ આ દાનવને જોઈને કહ્યું કે, ''હે વત્સ ! તારું કલ્યાણ થાઓ. તારા મનમાં જે વરની ઈચ્છા હોય તે માંગ.''

બ્રહ્માજીની અમૃતતુલ્ય વાણી સાંભળી તેણે આંખો ઉઘાડી તો

ઉન્મીલિતાક્ષઃપુરતો દદર્શ જલજોભ્દવમ્ ।
ગાયત્રીસહિતં દેવં ચતુર્વેદ સમન્વિતમ્ ॥૪૮॥
અક્ષસ્ત્રકકુંડિકા હસ્તં જયતં બ્રહ્મ શાશ્વતમ્ ।
દૃષ્ટ્વોત્થાય મનામાથ સ્તુત્વાચ વિવિધૈઃ સ્તવૈઃ ॥

- પોતાની સન્મુખ ગાયત્રી સહિત, ચારવેદોથી યુક્ત, અક્ષમાળા, તથા કુંડિકાયુક્ત હાથવાળા અને સનાતન બ્રહ્મનો જપ કરતા બ્રહ્મદેવનાં દર્શન કર્યા. બ્રહ્માને જોઈ પ્રણામ કર્યા અને વિવિધ સ્તોત્રોથી સ્તુતિ કરી અને પોતાની બુદ્ધિમાં રહેલું 'મારું મૃત્યુ ન થાઓ' એવું વરદાન માંગ્યું, અરુણનું વચન સાંભળી બ્રહ્માજીએ તેને આદરપૂર્વક સમજાવ્યો કે, ''બ્રહ્મા,વિષ્ણુ,શંકર અને સર્વદેવોને માટે પણ એ મહાકાળ છે. તો પછી બીજાની તો શી વાત ? માટે તું યોગ્ય વરદાન માંગ કે જે મારાથી આપી શકાય તેવું હોય?''

અરુણ આદરપૂર્વક ફરી બોલ્યો કે, ''હે પ્રભો ! યુદ્ધમાં અથવા શસ્ત્રોથી કે અસ્ત્રોથી મારું મૃત્યુ ન થાય, તેમજ પુરુષોથી, સ્ત્રીઓથી, બેપગાંથી,ચાર પગાંથી કે બે પ્રકારનાં આકારવાળાંથી અથવા નપુંસકરૂપથી મારું મૃત્યુ ન થાય, આવું વરદાન મને આપો, કે જેથી દેવોને જીતી શકાય.'' એ પ્રમાણેનું વચન સાંભળી 'તથાસ્તુ' કહી વરદાન આપ્યું અને બ્રહ્માજી પોતાના સ્થાને ગયા.

આ પછી અરુણે પાતાળમાંથી બીજા દાનવોને બોલાવી દેવો પર ચઢાઈ કરી. ઈન્દ્ર ગભરાઈ ગયો, બધા દેવો વિચાર કરવા લાગ્યા કે હવે કરવું શું ? તેઓ બ્રહ્મા, વિષ્ણુ, શંકર પાસે ગયા.

અરુણ પોતાના તપોબળથી સ્વર્ગમાં ગયો અને વિવિધ રૂપો ધરીને સૂર્ય, ચંદ્ર સર્વના અધિકાર તે ભોગવવા લાગ્યો. સર્વદેવો ચિંતાતુર થયા તે સમયે આકાશવાણી થઈ કે, **''એતસ્મિન્ સમયે તત્ર વાગભૂદ શરીરિણી । ભજધ્વં ભુવનેશાની સા વઃ કાર્ય વિધાસ્યતિ ॥''**

'હે દેવો તમે ભુવનેશ્વરીનું ભજન કરો, તે તમારું કાર્ય કરશે.' આ દાનવ ગાયત્રીનો જપ કરે છે, તે છોડી દેશે તો જ તેનું મૃત્યુ થશે.' આકાશવાણી સાંભળી દેવોએ મંત્રણા કરીને નક્કી કર્યું કે, 'આપણે બધા જંબુદેશ્વરી પાસે જઈને તપ કરીએ. ત્યાર પછી તેઓ ત્યાં જઈને ઉત્તમ નિષ્ઠાવાળા સર્વ માયાબીજ (હ્રીઁ)નો જપ કરવામાં આસક્ત થઈ તપ કરવા લાગ્યા. ને દેવી યજ્ઞ માટે તત્પર થયા. પછી બૃહસ્પતિ સત્વર પેલા અસુર પાસે ગયા. તેમને જોઈને દૈત્યરાજ અરુણે પ્રશ્ન કર્યો કે 'હે મુનિ ! તમે કોણ છો ? અને ક્યાંથી આવો છો ? હું તમારો શત્રુ છું અને તમે મારી પાસે કેમ આવ્યા ?''

અરુણનું વચન સાંભળીને ગુરુ બૃહસ્પતિએ જણાવ્યું કે, "હે અરુણ ! જે ગાયત્રી દેવી છે તેનું તો અમે નિત્ય સેવન કરી ભક્તિ કરીએ છીએ તે જ દેવીને તમે પણ નિરંતર પૂજો છો, તેથી તમે તો અમારા પક્ષપાતી છો." આ પ્રમાણે બૃહસ્પતિનું વચન સાંભળીને દેવોની માયાથી મોહિત થયેલા તે દૈત્યોએ અભિમાનથી ઉત્તમ ગાયત્રીમંત્રનો ત્યાગ કર્યો અને અરુણ ગાયત્રીના ત્યાગથી તેજ રહિત બની ગયો.

આ પછી બૃહસ્પતિ દેવો જ્યાં ભગવતીની સ્તુતિ કરતા હતા ત્યાં પહોંચી ગયા અને સર્વવૃત્તાન્ત દેવરાજ ઇન્દ્રને કહી સંભળાવ્યો. તે પછી સંતોષ પામેલ સર્વદેવો પરમેશ્વરીનું ભજન કરવા લાગ્યા. આ પછી કેટલાક સમયબાદ જગતનું મંગલ કરનારા જગદંબા પ્રગટ થયાં. તે અંબિકા કરોડો સૂર્ય સમાન તેજસ્વી, કરોડો કામદેવ જેવાં સુંદર, અદ્ભુત ભમરાઓને મુઠ્ઠીમાં રાખનારા, વર તથા અભયને હાથમાં રાખનારાં, શાંત કરુણારૂપ, અમૃતના સમુદ્ર, જાતજાતના ભમરાઓથી યુક્ત, પુષ્પમાળા વડે શોભી રહેલાં, અસંખ્ય અદ્ભુત ભમરીઓ તથા 'હ્રીં' કાર (માયાબીજ)નું નિરંતર ગાયન કરનારા અસંખ્ય કરોડો ભમરાઓથી વીંટાયેલાં, સર્વ શૃંગારયુક્ત વેષવાળાં, સર્વવેદોએ વખાણેલાં, સર્વસ્વરૂપ, સર્વમંગલમયી, સર્વજ્ઞા, સર્વજનની, સર્વસ્વરૂપા,સર્વેશ્વરી તથા કલ્યાણ સ્વરૂપ હતાં તેમને જોઈને બ્રહ્માદિદેવો ક્ષુબ્ધ અંતઃકરણવાળા થઈ ગયા. એને હર્ષયુક્ત મનવાળા થઈ વેદોએ પ્રતિપાદન કરવા યોગ્ય એવાં મંગલમૂર્તિની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા -

(આ ભ્રામરી દેવીની સ્તુતિ 'દેવી ભાગવત'ના દશમ સ્કંધના તેરમાં અધ્યાયમાં શ્લોક-૮૭ થી ૧૦૩ સુધી કુલ-૧૭ શ્લોકમાં વર્ણવેલ છે તે નીચે નીચે મુજબ છે.)

**◆ શ્રી ભ્રામરી (ભુવનેશ્વરી)દેવીની સ્તુતિ :**

**દેવા ઊચુઃ- નમો દેવિ મહાવિદ્યે સૃષ્ટિસ્થિત્યંતકારિણિ ।**
**નમઃ કમલપત્રાક્ષિ સર્વાધારે નમોઽસ્તુ તે ॥૮૭॥**
**સવિશ્વતૈજસપ્રાજ્ઞ વિરાટ્સૂત્રાત્મિકે નમઃ ॥ ૮૮॥**
**દુર્ગે સર્વાદિરહિતે દૃષ્ટસંરોધનાર્ગલે।**
**નિરર્ગલ પ્રેમગમ્યે ભર્ગે દેવિ નમોઽસ્તુ તે॥૮૯॥**
**નમઃ શ્રીકાલિકે માર્તનમો નીલસરસ્વતી ।**
**ઉગ્રતારે મહોગ્રે તે નિત્યમેવ નમો નમઃ ॥૯૦॥**
**નમઃ પીતાંબરે દેવિ નમસ્ત્રિપુરસુન્દરિ ।**
**નમો ભૈરવી માતંગિ ધૂમાવતિ નમો નમઃ ॥૯૧॥**
**છિન્નમસ્તે નમસ્તેઽસ્તુ ક્ષીરસાગરકન્યકે ।**
**નમઃ શાકંભરિ શિવે નમસ્તે રક્તદંતિકે ॥૯૨॥**

નિશુમ્ભશુમ્ભદલનિ રક્તબીજવિનાશિનિ ।
ધુમ્રલોચનનિર્ણાશે વૃત્રાસુરનિબર્હિણિ ॥૯૩॥
ચંડમુડપ્રમાથિનિ દાનવાંતકરે શિવે ।
નમસ્તે વિજયે ગંગે શારદે વિકચાનને ॥૯૪॥
પૃથ્વીરૂપે દયારૂપે તેજોરૂપે નમોનમઃ ।
પ્રાણરૂપે મહારૂપે ભૂતરૂપે નમોऽસ્તુ તે ॥૯૫॥
વિશ્વમૂર્તે દયામૂર્તે ધર્મમૂર્તે નમોનમઃ ।
દેવમૂર્તે જ્યોતિમૂર્તે જ્ઞાનમૂર્તે નમોऽસ્તુ તે ॥૯૬॥
ગાયત્રિ વરદે દેવી સાવિત્રી ચ સરસ્વતિ ।
નમઃ સ્વાહે સ્વધે માતર્દક્ષિણે તે નમો નમઃ ॥૯૭॥
નેતિ નેતિતિ વાક્યૈર્યા બૌધ્યતે સકલાગમૈઃ।
સર્વપ્રત્યક્સ્વરૂપાં તાં ભજામઃ પરદેવતામ્ ॥૯૮॥
ભ્રમરૈર્વેષ્ટિતા યસ્માદ્ભ્રામરી યા તતઃ સ્મૃતા ।
તસ્યૈ દેવ્યૌ નમો નિત્યં નિત્યમેવ નમો નમઃ॥૯૯॥
નમસ્તે પાર્શ્વયોઃ પૃષ્ઠે નમસ્તે પુરતોંબિકે।
નમ ઉર્ધ્વ નમાશ્ચાધઃ સર્વત્રૈવ નમો નમઃ ॥૧૦૦॥
કૃપાં કુરુ મહાદેવિ મણિદ્વીપોધિવાસિનિ ।
અનંતકોટિબ્રહ્માંડનાયિકે જગદંબિકે ॥૧॥
જય દેવિ જગન્માતર્જય દેવિ પરાત્પરે ।
જય શ્રી ભુવનેશાનિ જય સર્વોત્તમોત્તમે ॥૨॥
કલ્યાણગુણરત્નાનામાકરે ભુવનેશ્વરિ ।
પ્રસીદ પરમેશાનિ પ્રસીદ જગતો રણે ॥૩॥

દેવો બોલ્યા - ' હે દેવિ ! હે મહાવિદ્યા ! હે સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનારાં! તમને નમસ્કાર થાઓ. હે કમળપત્રાક્ષી ! હે સર્વના આધારરૂપ ! આપને નમસ્કાર કરીએ છીએ. હે વિશ્વ, તેજસ,પાજ્ઞ, વિરાટ તથા સૂત્રાત્મારૂપ !આપને નમસ્કાર કરીએ છીએ. અવ્યાકૃત સ્વરૂપ અને કૂટસ્થ એવાં આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ.હે દુર્ગે ! હે જન્મ આદિથી રહિત ! હે દુષ્ટોને અટકાવવામાં અર્ગલારૂપ ! હે અનર્ગલ પ્રેમથી પ્રાપ્ત કરવા યોગ્ય ! હે પાપોને બાળી નાંખનારાં દેવિ ! આપને નમસ્કાર કરીએ છીએ.હે શ્રી કાલિકામાતા ! આપને નમસ્કાર હો. હે નીલ સરસ્વતિ ! આપને નમસ્કાર થાવ, હે ઉગ્ર તારા ! હે મહાઉગ્ર ! આપને નિત્ય વારંવાર નમસ્કાર હો. હે

બગલામુખી-દેવિ ! હે ત્રિપુરસુંદરિ ! હે ભૈરવી ! હે માતંગિ ! હે ધૂમાવતિ ! આપને વારંવાર નમસ્કાર હો હેછિન્નમસ્તા! હે ક્ષીરસાગરની કન્યા ! હે શાકંભરિ ! હે શિવા ! હે રક્તદંતિકા ! આપને નમસ્કાર હો, હે નિશુંભ તથા શુંભનો નાશ કરનારાં હે રક્તબીજનો વિનાશ કરનારાં ! હે ધૂમ્રલોચનનો નાશ કરનારાં ! હે વૃત્રાસુરનો નાશ કરનારા ! હે ચંડમુડનો વધ કરનારાં, હે દાનવોનો અંત કરનારાં ! હે મંગળમૂર્તિ ! હે વિજયા ! હે ગંગા ! હે શારદા ! હે વિકસ્વર મુખવાળાં ! આપને નમસ્કાર હો, હે પૃથ્વીરૂપ ! હે દયારૂપ ! હે દેવમૂર્તિ ! હે જ્યોતિમૂર્તિ ! હે જ્ઞાનમૂર્તિ ! તમને નમસ્કાર થાઓ. હે ગાયત્રી ! હે વર આપનારાં ! હે દેવિ ! હે સાવિત્રી, હે સરસ્વતિ! હે સ્વાહા ! હે સ્વધા ! હે માતા ! હે દક્ષિણા ! તમને વારંવાર નમસ્કાર હજો. જેમને સર્વવેદો 'નેતિનેતિ' એવાં વાક્યોથી જણાવે છે, તે સર્વના અંતરાત્મારૂપ પર દેવતાને અમે ભજીએ છીએ.જે દેવી ભમરાઓથી વીંટાયા છે. તેથી 'ભ્રામરી' કહેવાય છે, તે દેવીને નિત્ય વારંવાર નમસ્કાર થાઓ.આગળ આપને નમસ્કાર હો, ઉપર આપને નમસ્કાર હો, નીચે આપને નમસ્કાર હો, બન્ને બાજુ આપને નમસ્કાર હો, હે અંબિકા દેવી ! સર્વસ્થળે આપને વારંવાર નમસ્કાર થાઓ. હે અંબિકા દેવી ! સર્વસ્થળે આપને વારંવાર નમસ્કાર થાઓ. હે મણિદ્વીપમાં વસનારાં મહાદેવિ ! હે અનંતકોટિ બ્રહ્માંડનાં સ્વામિનિ! હે જગદંબ ! તમે કૃપા કરો. હે જગતના માતા દેવી તમને નમસ્કાર થાઓ. હે પરથી પર દેવિ ! આપને નમસ્કાર થાઓ. હે ભુવનેશ્વરિ ! આપને નમસ્કાર હો. હે કલ્યાણકારી ગુણોરૂપી રત્નોની ખાણરૂપ! હે ભુવનેશ્વરિ ! પ્રસન્ન થાવ. હે પરમેશ્વરિ! હે જગતની ઉત્પત્તિના સ્થાનરૂપ પ્રસન્ન બનો.''

દેવોના પ્રગલ્ભ તથા મધુર વચનો સાંભળીને મદોન્મત્ત કોયલ જેવું બોલનારાં જગદંબા બોલ્યાં - હે દેવો ! વર આપનારા ઈશ્વરોની સદા શિરોમણિરૂપ હું પ્રસન્ન થઈ છું. માટે તમે વરદાન માંગો.''

ભગવતીની વાણી સાંભળીને દેવોએ જણાવ્યું કે, '' હે મા ! તમારાથી અજાણ્યું શું છે? અમારા પર આવેલી અરુણ દાનવની દારુણ આપદાનો નાશ થાઓ.''

તે વખતે દેવોના મુખની વાણી સાંભળીને મહાભગવતી ભ્રામરી (ભુવનેશ્વરી)એ હાથમાં રહેલા, પડખે રહેલા, તથા આગળ પાછળ રહેલા જાતજાતના રૂપો ધારણ કરનારા ભ્રમરાઓને છોડી મૂક્યા. ઉપરાંત બીજા અનેક ઉત્પન્ન કર્યા. જેથી ત્રણે ભુવન વ્યાપ્ત બની ગયાં. તીડોના ટોળાંની માફક તેઓનો સમુદાય નીકળી પડ્યો. વખતે ભમરાઓથી અંતરિક્ષ વ્યાપ્ત બની ગયું. પૃથ્વી પર અંધકાર છવાયો. આકાશમાં પર્વતના શિખર ઉપર, વૃક્ષોમાં તથા જંગલોમાં ભમરાઓ જ ઉત્પન્ન થઈ પડ્યા, એક મહાન આશ્ચર્યરૂપ ઘટના હતી. જેમ મધ લઈ જનારા મનુષ્યને કોપેલી મધમાખી ફાડી ખાય તેમ ઉત્પન્ન થયેલા ભમરાઓને દૈત્યોની છાતીઓ કોરી ખાધી. તે વખ

શસ્ત્રો કે અસ્ત્રોનો ઉપાય ન હતો, યુદ્ધ કે વાતચીત થઈ શકતી ન હતી, કેવળ મરણ જ થવા લાગ્યાં. જે જે સ્થળે જે જે પ્રકારે રહ્યા હતા, તે તે પ્રકારે ત્યાં જ તેઓ સર્વ વિસ્મય પામી મરણ પામ્યાં, કોઈને પણ એકબીજાના સમાચાર તે સમયે મળ્યા નહીં. ક્ષણમાત્રમાં જ તે તે સર્વ દૈત્યો વિનાશ પામ્યા. આ પ્રમાણે કાર્યપૂર્ણ કરીને તે ભમરાઓ દેવીની સમીપમાં આવ્યા. આ આશ્ચર્ય થયું, આશ્ચર્ય થયું એમ લોકો કહેવા લાગ્યાં.

**આશ્ચર્યમેતદાશ્ચર્યમિતિલોકા સમૂચિરે ।**
**કિં ચિત્રં જગદંબાયા યસ્યા માયેમયીદશીત ॥૧૭॥**

- જેમની માયા આવા પ્રકારની છે તે જગદંબા (ભુવનેશ્વરી) સંબંધમાં શું આશ્ચર્ય છે ? બ્રહ્મા, વિષ્ણુ, આદિ દેવગણો હર્ષના સાગરમાં ડૂબી ગયા, પુષ્પવૃષ્ટિ કરી,દેવીનું પૂજન કર્યું. વાજીંત્રો વગાડ્યાં, નૃત્ય થયાં. સ્તુતિગાન થયાં. દેવીનો જયજયકાર થયો. માંગેલા વરદાન પૂર્ણ કરી દેવી ત્યાંથી અંતર્ધાન થયાં. આ ચરિત્રસંસાર સમુદ્રમાંથી તારનારું છે. જે મનુષ્ય આ દેવી ચરિત્રનો પાઠ કરે છે અથવા નિત્ય શ્રવણ કરે છે તે સર્વપાપોથી મુક્ત થઈ દેવીના સામુજયને પામે છે. જય હો દેવી ભ્રામરિ - ભુવનેશ્વરિ! જય હો.





# શ્રી ભુવનેશ્વરીની કૃપાકથા



કૌરવ-પાંડવોનું યુદ્ધ તે મહાભારત. આ બધો ટૂંકસાર અત્રે આવી જાય છે મુખ્ય તો અભિમન્યુની પત્ની ઉત્તરા તેણે કુળનો નાશ થતાં અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી મરણ પામેલા પુત્ર પરીક્ષિતને જન્મ આપ્યો હતો, જે શ્રીકૃષ્ણના ભાગિનેય અભિમન્યુનો પુત્ર હતો. અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળેલ પરીક્ષિતને શ્રીકૃષ્ણે અદ્‌ભુત પ્રતાપથી સજીવન કર્યો, તેથી પૃથ્વી ઉપર 'પરીક્ષિત' નામથી પ્રખ્યાત થયો હતો.

મહાભારતની બધી લીલા સમાપ્ત થયા પછી સર્વભાઈઓ સુભદ્રા, દ્રૌપદી, મહાભાગા ઉત્તરા અને નગરવાસી લોકો સાથે પાંડવો શતયૂપા આશ્રમમાં જઈ પહોંચ્યા. તે વખતે વિદુરજી ન દેખાયા, ત્યારે યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રને પૂછ્યું કે, બુદ્ધિમાન વિદુરજી ક્યાં છે? એટલે ધૃતરાષ્ટ્રે કહ્યું કે- ''વિરક્ત થયેલા વિદુર નિસ્પૃહ તથા પરિગ્રહ રહિત થઈને કોઈ એકાંત પ્રદેશમાં રહે છે અને હૃદયમાં સનાતન બ્રહ્મનું સદા ધ્યાન કરે છે. બીજા દિવસે વનમાં ગંગાકિનારે જતાં કૃશકાય થયેલ તીક્ષ્ણવ્રતી વિદુરને જોયા. તેમને જોઈ યુધિષ્ઠિરે કહ્યું કે '' હું રાજા યુધિષ્ઠિર આપને વંદન કરું છું'' તે સાંભળીને નિર્દોષ વિદુરજી જાણે કાષ્ટતુલ્ય થઈ ગયા હોય તેમ ઊભા રહ્યા. પછી એ ક્ષણવારમાં વિદુરના મુખમાંથી અદ્‌ભુત તેજ નીકળ્યું અને પરસ્પર ધર્મના અંશરૂ હોવાથી યુધિષ્ઠિરના મુખમાં લીન થઈ ગયું. તેજ સમયે વિદુરે પ્રાણ છોડ્યા અ યુધિષ્ઠિર રાજા શોકમગ્ન બન્યા. પછી તેમના દેહની દહન ક્રિયા માટે ઉદ્યમ કરવ લાગ્યા. એટલે આકાશવાણી થઈ કે હે રાજન ! આ તો વિરક્ત હતા, તેથી દાહ યોગ્ય નથી. માટે તમે યથેષ્ઠ જાઓ. તે સાંભળી સર્વભાઈઓ ગંગાના નિર્મળ જળ સ્નાન કર્યું અને ત્યાંથી જઈને તે વાત ધૃતરાષ્ટ્રને વિસ્તારથી જણાવી.

પછી પાંડવો નગરવાસીઓ સાથે તે આશ્રમમાં ગયા, ત્યાં સત્યવતીના શ્રીવ્યાસ, નારદ અને બીજા મહાત્મા મુનિઓ ધર્મતનય યુધિષ્ઠિર પાસે આવ્યા. સમયે શાંત મંગલદર્શનીય મુનિ વ્યાસને શ્રી કુંતીએ કહ્યું. ' હે મહર્ષિ વ્યાસ ! મારા કર્ણને માત્ર તે જન્મ્યો ત્યારે જ મેં જોયો છે, તેથી મારું મન સંતાપ પામે છે, તો તપોધન! કર્ણના મને દર્શન કરાવો. હે મહાભાગ ! આપ સમર્થ છો, માટે ઈચ્છિત કરો.'' પછી ગાંધારીને કહ્યું કે, ''દુર્યોધન રણમાં ગયો ત્યારે મેં તેને નથી. તો હે મુનિશ્રેષ્ઠ ! નાના ભાઈઓ સહિત તે મારા પુત્રનાં આપ દર્શન કરા પછી સુભદ્રાએ પણ કહ્યું કે ''મને પ્રાણથી અધિકપ્રિય મહાવીર અભિમન્યુને હું ઈચ્છું છું તો હે સર્વજ્ઞ તપોધન ! તેનાં આજે દર્શન કરાવો.''

શ્રીસૂતજી બોલ્યા-એવા પ્રકારના વાક્યો સાંભળીને સત્યવ્રતી પુત્રશ્રી પ્રાણાયામ કરી, સનાતની ભુવનેશ્વરી દેવીનું ધ્યાન કર્યું અને પછી સાયંકાળ

ત્યારે ગંગા કિનારે મુનિશ્રેષ્ઠ વ્યાસે યુધિષ્ઠિર વગેરેને બોલાવી તે પવિત્ર નદીના જળમાં સ્નાન કરી,પુરુષને આરામ આપનારા સગુણા અને નિગુણા, દેવદેવી, બ્રહ્મરૂપા મણિદ્વીપના અધિવાસિની ભુવનેશ્વરી (જગદંબા)ની સ્તુતિ કરી.

(દેવીની સ્તુતિ શ્લોક- ૬૧ થી ૬૪)

યદા ન વેદા ન ચ વિષ્ણુરીશ્વરો ન વાસવો નૈવ જલાધિપસ્તથા ।
ન વિત્તપોન યમશ્ચ પાવકસ્તદાઙસિ દેવી ત્વમહં નમામિ તામ્ ॥
જલં ન વાયુર્ન ધરા ન ચાંબરંગુણી ન તેષાં ચન ચેન્દ્રિયાણ્યહમ્ ।
મનો ન બુદ્ધિર્ન ચ તિગ્મગુઃ શશી તદાઙસિ દેવી ત્વમહં નમામિતામ્ ॥
ઈમં જીવલોકં સમાધાય ચિતે ગુણૈર્લિંગકોશં ચ નીત્ત્વા સમાધૌ ।
સ્થિતા કલ્પકાલં નયસ્યાત્મતંત્રા ન કોઙપ્યસ્તિ વેત્તાં વિવેકં ગતોઙપિ ॥
પ્રાર્થયત્યેષ માં લોકો મૃતાનાં દર્શન પુનઃ ।
નાહં ક્ષમોઙસ્મિ માતસ્ત્વં દર્શયાશુ જનાન્મૃતાન્ ॥

- હે દેવિ ! જ્યારે બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઈન્દ્ર, વરુણ, કુબેર, યમ તથા અગ્નિ પણ ન હતાં ત્યારે આપ જ એક હતાં. આપને હું નમન કરું છું. હે દેવિ ! જ્યારે જળ,વાયુ,પૃથ્વી,આકાશ અને તેમના શબ્દાદિ ગુણો, ઈન્દ્રિયો, અહંકાર, મન, બુદ્ધિ, સૂર્ય તથા ચંદ્ર કાંઈપણ ન હતું ત્યારે આપ જ હતાં. તેવાં આપને હું નમન કરું છું. (૬૧,૬૨ વંશસ્થ)

આ સમસ્ત જીવલોકને આપ ચિત્તમાં સમાવો છો. હિરણ્યગર્ભાત્મક સમષ્ટિ શરીર આપનું જ ચિત્ત છે. આ લિંગ કોશને - એટલે હિરણ્યગર્ભાત્મક સમષ્ટિ લિંગ શરીરને ગુણો સાથે સામ્યાવસ્થારૂપ સમાધિમાં સ્થાપો છો. પુનઃ આપ કલ્પની સમાપ્તિ સુધી પૂર્ણ સ્વતંત્રતાથી વિચરો છો, તે વખતે વિવેકને વરેલો કોઈ કોઈ જ્ઞાની પણ આપને જાણી શકતો નથી. તે સમયે આપ પ્રપંચથી પર બની જાઓ છો.(૬૩ ઉપજાતિ) હે જગદંબા, આ લોકો મૃતાત્માઓના દર્શનની મારી પાસે પ્રાર્થના કરે છે, પરંતુ હું સમર્થ નથી, માટે આપ સત્વર સદ્ગત થયેલાં સ્વજનોનાં દર્શન કરાવો.(૬૪)

શ્રી સૂતજી બોલ્યા- એ પ્રમાણે વ્યાસજીએ સ્તુતિ કરી, ત્યારે માયાદેવી, શ્રીભુવનેશ્વરીએ સદ્ગત થયેલા સર્વરાજાઓને સ્વર્ગમાંથી બોલાવીને બતાવ્યા ત્યારે કુંતી, ગાંધારી, સુભદ્રા, ઉત્તરા અને સર્વ પાંડવો પોતાના સંબંધીઓને પાછા આવેલા જોઈ આનંદ પામ્યાં. પછી અમાપ તેજવાળા વ્યાસે મહામાયા દેવીનું સ્મરણ કરી, પ્રગટ થયેલી ઈન્દ્રજાળની માફક પુનઃ તેઓને વિદાય કર્યા. એટલે પાંડવો તથા મુનિઓ જવાની અનુજ્ઞા લઈને ત્યાંથી નીકળ્યા અનેવ્યાસની પ્રતિષ્ઠા ગાતા યુધિષ્ઠિર રાજા હસ્તિનાપુર પહોંચ્યા.

( આ રીતે શ્રી ભુવનેશ્વરીની પાંડવો ઉપર કૃપાની કથા 'શ્રીમદ્ દેવી ભાગવત' બીજા સ્કંધના સાતમા અધ્યાયમાં કહેવામાં આવી છે.)





# બ્રહ્માદિ દેવોને શ્રીભુવનેશ્વરીનાં દર્શન



જન્મેજયરાજા શ્રી વ્યાસજીને પૂછે છે કે,' હે ભગવાન્ ! આપે પૂજવા યોગ્ય જે 'અંબા' નામ કહ્યું તે કોણ છે અને તેમના સંબંધી સર્વમાહિતી તથા તેમની યજ્ઞવિધિ વગેરે મને જણાવો.

આ સંબંધમાં વ્યાસજી જણાવે છે કે, ' હે રાજા ! આવો જ પ્રશ્ન મેં નારદજીને કરેલો હતો અને નારદજીએ બ્રહ્મા પાસેથી જે સાંભળ્યું હતું તે હું આપને જણાવું છું.

સૌ કોઈ બ્રહ્મા,વિષ્ણુ,મહેશ, ગણપતિ કે જુદા જુદા દેવને પૂજે છે. કોઈ શક્તિને પૂજે છે, તો કોઈ વેદાન્તી નિરંજન, નિરાકાર નિર્ગુણ રૂપરહિત અને વ્યાપક એવા બ્રહ્મને માને છે. કેટલાક પુરુપોત્તમને જગતનું કારણ માને છે. તો કેટલાક અનેક ઈશ્વરને માને છે. કેટલાક પુરુષ અકર્તા અને પ્રકૃતિ કર્ત્રી માન છે. આ સંબંધમાં, જે મનુષ્ય વિરક્ત નિસ્પૃહ તથા મત્સર રહિત હોય છે, તે જ આ વસ્તુ જાણે છે.

પૂર્વે જ્યારે બધું જળવત્ હતું ત્યારે ભગવાન વિષ્ણુના નાભિ-કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા. તે સમયે બ્રહ્માના લલાટમાંથી રુદ્ર ઉત્પન્ન થયા હતા અને વિષ્ણુના કાનમાંથી મધુ-કૈટભ દૈત્ય ઉત્પન્ન થતાં જ મહામાયાની લીલાથી તેનો સંહાર થયો. પછી બ્રહ્મા વગેરેને સૃષ્ટિ રચવાનું ફરમાન થતાં, તેમણે પોતાની અશક્તિ જણાવી, તે સમયે હાસ્ય કર્યું અને આકાશમાંથી વિમાન આવતાં તેમાં બધાને બેસાડી બધું દૃશ્ય બતાવવા વિમાનને ઉપાડ્યું.

બ્રહ્મા જણાવે છે કે- 'મનની ગતિ પ્રમાણે ગમન કરતું એ વિમાન બીજા સ્થળમાં જ્યાં ગયું ત્યાં જળ નહીં જોવામાં આવતાં અમો વિશ્વ પામ્યાં. એ સ્થળે ફળોથી સુંદર અને કોયલના શબ્દોથી શોભી રહેલાં સઘળા વૃક્ષો હતા. પૃથ્વી,પર્વતો,ઉપવનો,સ્ત્રીઓ,પુરુષો,પશુઓ,નદીઓ,વાવ-કુવા, તળાવો અનેઝરણાં એ સર્વ રમ્ય હતાં. આ પછી એક રમણીય નગર દૃશ્યમાન થયું. તે દિવ્યગઢથી તથા અનેક પ્રકારના ઘરોથી શોભી રહેલું હતું. ઘણી યજ્ઞશાળાઓ પણ હતી. એ નગરને જોઈ આ સ્વર્ગ છે એવી અમને જાણ થઈ. પરંતુ આ અદ્ભુત સ્વર્ગ કોણે બનાવ્યું છે એ સમજાયું નહીં. ત્યાં એક દેવ સરખો રાજા વનમાં મૃગયા કરવા જતો હતો. તેમજ જે અંબિકાને પ્રથમ જોયાં હતાં, તે પણ વિમાનમાં બેઠેલા જોવામાં આવ્યાં. પછી અમારું વિમાન આગળ આવ્યું. તે બીજા મનોહર દેશમાં પહોંચ્યું. ત્યાં ઉત્તમ નંદનવનમાં

પારિજાતની છાયામાં ઉભેલી કામધેનુ જોવામાં આવી. તેની પાસે હાથી ઊભો હતો. ત્યાં મેનકા આદિ અપ્સરાઓના ટોળા ગાયન અને નૃત્યો સહિત અનેક ભાવોથી ક્રીડા કરતાં હતાં. સેંકડો ગંધર્વ, યક્ષ અને વિદ્યાધરો, મંદારવૃક્ષની વાડીમાં ગાતા અને ક્રીડા કરતા હતા. ત્યાં ઈન્દ્રાણી સહિત ઈન્દ્ર પણ અમારા જોવામાં આવ્યાં.

અમો સર્વ ત્યાં એ સ્વર્ગને તથા અમારી સૃષ્ટિથી જુદા દેવો,કુબેર, યક્ષ, સૂર્ય અને અગ્નિને જોતાં જવિસ્મય પામ્યા. પછી અમારું વિમાન દિવ્ય બ્રહ્મલોકમાં ગયું.ત્યાં બીજા બ્રહ્માને શિવ તથા વિષ્ણુને જોઈ વિસ્મય પામ્યાં.

એ બ્રહ્માની સભામાં સઘળા વેદ, તેના અંગ,પર્વતો,નદીઓ અને સર્પોને દેહધારી થઈને બેઠેલા જોઈને શિવ અને વિષ્ણુએ પૂછ્યું કે, 'એ વળી બીજા બ્રહ્મા કોણ છે? '' મેં કહ્યું કે- આ બ્રહ્માને હું જાણતો નથી. હું કોણ છું ? આ કોણ છે. અને શા માટે છે. એ વિષયમાં જ મને ભ્રાંતિ છે.

ત્યારપછી અલ્પ સમયમાં અમારું મન સરખા વેગવાળું વિમાન ત્યાંથી પ્રયાણ કરી તે કૈલાસપર્વતના શિખરે પહોંચ્યું. ત્યાં પવિત્ર સ્થાનમાં નંદી પર સવારી કરનારા, ત્રણનેત્રવાળા, પાંચમુખવાળા, દશભુજાઓથી યુક્ત અર્ધચંદ્રના મુકુટવાળા,વ્યાઘ્ર ચર્મધારી અને હાથી ચામડાના ઉત્તરીય વસ્ત્રવાળા સદાશિવ દેખાયા. ગણેશજી અને કાર્તિકસ્વામી પણ હતા આ બધું જોઈને અમો વિસ્મય પામ્યા. હું તો સંશયથી ઘેરાઈને બેસી જ રહ્યો હતો, એટલામાં ક્ષણવારમાં અમારું વાયુવેગી વિમાન વિષ્ણુના નિવાસસ્થાન વૈકુંઠમાં પહોંચ્યું ત્યાં કલ્પનામાં ન હોય તેવી વિભૂતિ મારા જોવામાં આવી. એ શ્રેષ્ઠ નગરનું નિરીક્ષણ કરીને અમારી સાથેના વિષ્ણુને મહાઆશ્ચર્ય થયું. તેટલીવારમાં કમળ જેવા નેત્રોવાળા, ફૂલ સરખી કાંતિવાળા, ચારહાથવાળા ગરુડ ઉપર બિરાજમાન એ લોકના એ વિષ્ણુ એ વૈકુંઠની બહાર આવ્યા. એ સનાતન વિષ્ણુને જોઈને નવાઈ પામી અને ત્રણ જણા એકમેકની સામે જોતાં જ વિમાનમાં બેઠા હતા. એટલામાં તો વિમાન તરત જ ગતિમાન થયું. ત્યાં સુધા નામનો સમુદ્ર આવ્યો. એ સમુદ્રમાં એક અદ્‌ભુત બેટ જોવામાં આવ્યો. આ બેટ મંદાર અને પારિજાત વૃક્ષોથી બહુ જ શોભાયમાન હતો. અનેક પ્રકારનાં પાથરણાં પાથરેલા હતાં. અનેક પ્રકારનાં ચિત્રોથી તે વિચિત્ર લાગતો હતો. એ દ્વીપમાં અમોએ દૂરથી એક મનોહર પલંગ જોયો. આ પલંગના ચારપાયે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર અને ઈશ્વર હતા અને ફલકના સ્થાને સદાશિવ હતા. રત્નો જડેલા તથા અનેક પ્રકારના રત્નોથી સુશોભિત એ પલંગ ઉપર એકઉત્તમ સ્ત્રી બિરાજમાન હતી.

આ સ્ત્રીએ રક્ત વસ્ત્ર અને રક્તપુષ્પ ધારણ કરેલાં હતાં. રક્તચંદન લેપન કરેલું હતું. નેત્રો પણ રક્ત હતા એવી તે સ્ત્રીની ક્રાંતિ શોભતી હતી. સુંદર મુખ અને લાલહોઠ શોભી રહ્યા હતા. કરોડો લક્ષ્મીઓથી પણ તેમની ક્રાંતિ વિશેષ હતી. સઘળું શરીર સૂર્યના બિંબ જેવું હતું. ચાર હાથમાં વર, પાશ, અંકુશ અને અભય ધારણ કરેલાં

હતાં. પૂર્વે કદી નહીં જોયેલાં અને તે જ વખતે જોવામાં આવતાં એ ભુવનેશ્વરી દેવી જ હતાં. તે મંદહાસ્ય વડે શોભી રહ્યાં હતાં.

**હ્રીંકારજયનિષ્ઠસ્તુ પક્ષિવૃંદૈર્નિષેવિતા ।**
**અરુણા કરુણામૂર્તિઃ કુમારી નવયૌવના॥ (૩। ૩। ૪૧)**

હ્રીંકારનો જપ કરતું પક્ષીવૃન્દ તેમની આરાધના કરતું હતું. દેવી સ્વયં રક્તવર્ણ હતાં. સાક્ષાત્ કરુણામૂર્તિ હતાં અને કુમારી તથા નવયૌવના હતાં. (૪૧)

વળી સર્વપ્રકારના શૃંગાર અને વેશથી તે સુશોભિત હતાં, મંદહાસ્યથી વિલસિત મુખસરોજ હતું, ઊગતા અને પુષ્ટ સ્તન યુગલથી કમળની કળીઓને તેમણે જીતી લીધી હતી. અનેક પ્રકારના મણિઓના સમૂહથી વ્યાપ્ત અલંકારો વડે તે સમલંકૃત હતાં. સુવર્ણના બાજુબંધ, બેરખા તથા મુકુટથી વધુ શોભી રહ્યાં હતાં. શ્રી ચક્રાકાર કુંડળોથી મુંખકમળ દૈદીપ્યમ લાગતું હતું.

**કનચ્છ્રીચક્ર તાટંક વિટંકવદનામ્બુજા ।**
**હૃલ્લેખા ભુવનેશીતિ નામજાપ પરાયણૈઃ ॥૪૪॥**
**સખીવૃંદૈઃ સ્તુતા નિત્યં ભુવનેશી મહેશ્વરી ।**
**હલ્લેખાદ્યાભિરમરકન્યાભિઃ પરિવેષ્ટિતા ॥૪૫॥**
**અનંગકુસુમાદ્યાભિદેવીભિઃ પરિવેષ્ટિતા ।**
**દેવી ષટ્કોણમધ્યસ્થ યંત્રરાજોપરિ સ્થિતા ॥૪૬॥**

- 'હૃલ્લેખા ભુવનેશ્વરી' એવાં નામોનો જપ કરવામાં તત્પર એવાં સખીવૃન્દ નિત્ય એ શ્રી ભુવનેશ્વરીની સ્તુતિ કરતાં હતાં. દેવકન્યાઓ તથા અનંગ કુસુમાદિ દેવીઓ તે મહેશ્વરી દેવીને ચારે બાજુએ વીંટળાઈ વળ્યાં હતાં, અને ષટ્કોણ યંત્રની મધ્યે રહેલા યંત્રરાજ ઉપર બિરાજમાન હતાં.

તેમનાં દર્શન કરી વિસ્મય પામેલા અમે સર્વે ત્યાં જ ઊભા રહ્યાં, અને અહ રહેલી આ દેવી કોણ હશે ? એમનું નામ શું હશે ? તે આપણે જાણતા નથી. અ દિવ્યાંગના દૂરથી સહસ્ત્રનેત્રોવાળી, સહસ્ત્ર હાથવાળી સુંદર દેખાય છે, એમાં સંશ નથી. આ નથી અપ્સરા કે નથી ગંધર્વી કે નથી દેવાંગના. આવા સંશયને પામેલા અ હે નારદ ! ત્યાં ઊભા રહ્યા. ત્યારે મધુર સ્મિતવાળાં શ્રી અંબાને જોઈ ભગવાન વિ પોતાના મનથી જ્ઞાન દ્વારા નિર્ણય કરી કહેવા લાગ્યા કે -

'આ ભગવતી દેવી આપણા સર્વનું આદિકારણ છે અને આજ દેવી મહાવિ મહામાયા, પૂર્ણ પ્રકૃતિ, અવિનાશિની, મંદમતિને દુર્જ્ઞેય, યોગ-આરાધનાથી પ્રાપ્ય,નિ આશયવાળાં, પરમાત્માની ઈચ્છાશક્તિ, અત્યંત નિત્ય તથા અનિત્ય સ્વરૂપવા અલ્પભાગીઓને દુરારાધ્ય, વિશ્વેશ્વરી, શિવા વેદોને ઉત્પન્ન કરનારાં, વિશાલા

સર્વના આદિ મહેશ્વરી છે. આજ ભગવતી પ્રલયકાળે સકલવિશ્વનો સંહાર કરી સર્વજીવોના લિંગ શરીરોને પોતાના સ્વરૂપમાં સ્થાપી દઈ ક્રીડા કરે છે.

**સર્વબીજમયી હ્યેષા રાજતે સાંપ્રતં સુરૌ ।**
**વિભૂતયઃસ્થિતાઃ પાર્શ્વે પશ્યતાં કોટિશઃક્રમાત્ ।।પપ।।**

- હે દેવવરો !હાલમાં સર્વબીજમય સ્વરૂપે આ દેવી શોભે છે. જુઓ, કરોડો વિભૂતિઓ તેમની પાસે ક્રમથી ઊભી છે.

આપણને આ ભગવતીનું દર્શન આપોઆપ મળ્યું તેથી આપણે ભાગ્યશાળી થયા છીએ. મૂળ પ્રકૃતિ તે આજ છે અને આજ પરમાત્માને બ્રહ્માંડ રચી બતાવે છે. આપણે બધા લાખમાં ભાગથી પણ આ દેવીના સમાન થવા સમર્થ નથી. હું જ્યારે બાળકરૂપમાં હતો, પ્રલયના મહાસાગરમાં મને જાણે પ્રીતિથી ઝૂલાવતાં હોય એવાં જે ઉત્તમ સ્ત્રી હતાં, તે જ આ જગદંબા છે. મને તેમના દર્શનથી નિશ્ચયાત્મક જ્ઞાન થયું છે કે, આ દેવી અવશ્ય આપણી માતા છે.

( આ કથા ‘શ્રીમદ્ દેવી ભાગવત’ના તૃતીય સ્કંધમાં વર્ણવેલ છે.)





# શ્રી ભુવનેશ્વરી નખદર્શન - ત્રિદેવોની સ્તુતિ



**વ્યા**સમુનિ, જન્મેજયને જણાવે છે કે, બ્રહ્મા,વિષ્ણુ અને મહેશને સ્વયં ભગવતીએ જ લીલા દર્શન કરાવ્યું. ત્યારબાદ આ ત્રણ દેવોએ વિચાર કર્યો કે, - ''આપણે ભગવતીની સમીપ જઈને તેમની સ્તુતિ કરીએ. જો દાસીઓ નહીં જવા દે, તો આપણે દ્વાર પાસે ઊભા રહી સ્તુતિ કરીશું.''

આવા વિચાર સાથે તે ત્રણે દેવો વિમાનમાંથી ઉતરીને ત્યાં પહોંચ્યા. દ્વાર પ્રવેશ પહેલાં જ ભગવતીની કૃપાદૃષ્ટિ મંદસ્મિત સાથે તેમના પર પડી. અને તેજ સમયે આ ત્રણે જણા પુરુષમટીને સ્ત્રીરૂપમાં દેવાંગના જેવા શરીરવાળા બની ગયા. ત્યારબાદ તેઓ ભગવતી પાસે ગયા તો ત્યાં પલંગ નીચે બાજઠ ઉપર ભગવતીનું ચરણ હતું. તેમાં અંગૂઠાના નખની અંદર મહાપ્રકાશ દેખાયો.

'હે નારદ ! જે આશ્ચર્ય મે નજરે નિહાળ્યું તે તમને કહીશ, સાંભળો. ભગવતીના શ્રી ચરણકમળના નખદર્પણમાં સ્થાવરજંગમ સહિત અખંડ બ્રહ્માંડ મેં નીરખ્યું. સાથે હું વિષ્ણુ, મહાદેવ, વાયુ, અગ્નિ, યમ, સૂર્ય, વરુણ, ચંદ્ર, ત્વષ્ટા, કુબેર, ઈન્દ્ર, પર્વતો, સાગર, સરિતાઓ, ગંધર્વો, અપ્સરાઓ, વિશ્વાવસુ, ચિત્રકેતુ, શ્વેત, ચિત્રાંગદ,નારદ, તુંબરુ, હાહા, હૂહૂ, અશ્વનીકુમારો, અષ્ટવસુ, સાધ્યો, સિદ્ધો, પિતૃઓ, શેષાદિકનાગો, સર્વ કિન્નરો, સર્પો, રાક્ષસો, વૈકુંઠ, બ્રહ્મલોક અને પર્વતોમાં ઉત્તમ કૈલાસ. આ સર્વ ભગવતીના નખની અંદર રહેલું મેં જોયું. વળી જે કમળ ઉપર હું હતોતે મારા જન્મસ્થાન કમળને મેં મારી સાથે નખમાં નિહાળ્યું. ત્યા શેષશાયી જગન્નાથ પ્રભુ અને મધુ-કૈટભ દાનવ પણ તેમાં હતાં.

આ પ્રમાણે પાદપદ્મ નખમાં રહેલા સમસ્તને જોતાં હું અત્યંત વિસ્મય પામ્યો અને તે જોયા પછી 'આ શું ?' આમ શંકા થઈ. ભગવાન વિષ્ણુ અને શંકર પણ વિસ્મયગ્રસ્ત થઈ ઊભા રહ્યા અને આ અવસરે - **'તાં તદા મેનિરે દેવીં વયં વિશ્વસ્ય માતરમ્ ॥'** અમે ત્રણે દેવો દેવીને વિશ્વની માતા માનવા લાગ્યાં.'

આ પ્રમાણે સુધામય મણિદ્વીપમાં વિવિધ વિહારને નીરખતાં અમારાં સો વર્ષો ક્ષણવારમાં જ વીતી ગયાં. અમે પણ મણિદ્વીપની રમણીયતા ભરેલા મનોરમ પદાર્થોને નીરખીને નિતાન્ત મુગ્ધ થઈ ગયા તેમજ મન પણ પ્રસન્ન થયા. એક દિવસ યુવતી ભાવમાં રહેતા ભગવાન વિષ્ણુએ શ્રી ભુવનેશ્વરી દેવીની આ પ્રમાણે સ્તુતિ કરી. સ્તુતિનો સારાંશ અહીં આપવામાં આવ્યો છે.

ભગવાન વિષ્ણુ કહેવા લાગ્યા કે - 'હે ભુવનેશ્વરિ મા ! આપ કે જે પ્રકૃતિરૂપ સર્વનું નિર્માણ કરનાર, કલ્યાણરૂપ, મનોરથ પૂર્ણ કરનાર, વૃદ્ધિરૂપ તથા સિદ્ધિરૂપ આપને વારંવાર નમસ્કાર કરું છું. સચ્ચિદાનંદરૂપ અને સંસારનાં ઉત્પત્તિ, સ્થિતિ ને લય રૂપ ભગવતીને નમસ્કાર કરું છું. પાંચ કૃત્યો કરનારાં અવિચળ અર્ધમાત્રાના અર્થરૂપ, પરબ્રહ્મ તથા પ્રત્યગાત્મારૂપ આપ છો. આપને હું વારંવાર પ્રણામ કરું છું. હે મા ! તમારી શક્તિ આ જગતને રચવામાં વિશાળ તથા પ્રભાવશાળી છે. શબ્દાદિ પંચ તન્માત્રાએ અને અગિયાર ઈન્દ્રિયોઅને પંચભૂતરૂપે પરિણામ પામેલાં તમો ઈન્દ્રજાળની માફક અનિર્વચનીય લાગો છો. હે મા ! જે વસ્તુ દેખાય છે તે નામ સહિત જ દેખાય છે. એ નામને સ્વરૂપ બંને તમારાં જ છે. હે મા ! આખી સૃષ્ટિમાં દરેક ઠેકાણે તમો જ વ્યાપી રહેલાં છો. બુદ્ધિમાન પુરુષો કહે છે કે, પુરુષ શક્તિ વિના વ્યવહાર કરવામાં અશક્ત છે. આ સમગ્ર જગતને રચીને પાલન કરો છો. ત્યાં તમે દયાળુ દેખાઓ છો અને સંહાર સમયે ક્રૂર દેખાઓ છો. માટે તમારા ઐશ્વર્યના ચરિત્રને જાણવા કોઈ જ શક્તિમાન નથી.''

'હે મા ! તમે મધુ કૈટભ દૈત્યોથી અમારું રક્ષણ કર્યું છે. તથા તમારા મહા વિસ્તીર્ણ લોકનું દર્શન કરાવ્યું છે અને આ મણિદ્વીપમાં સુખની પરમકોટિમાં પહોંચાડ્યા તેથી અમને નિશ્ચય થયો છે કે, તમારાં દર્શનનો મહિમા મોટો છે.હે ભગવતિ ! અમો તમારાં ચરિત્રને જાણી શક્તા નથી. તો પછી બીજા કોણ જાણી શકે ? આ તમારા સ્વરૂપ સમૂહમાં આવાં કેટલાંક બ્રહ્માંડ છે એની કોઈને ખબર નથી. હે મા ! તમારાં ચરમકમળમાં પડીને માગું છું કે, સર્વદા મારા મનમાં આ તમારું દર્શન તથા મુખમાં તમારું નામ રહેજો અને નેત્રને તમારા ચરણકમળનું દર્શન મળજો. હે મા ! "હું તમારો સેવક છું." આટલી ભાવના તમો મારા પર રાખશો અને તમે મારાં ઈશ્વરી છો એમ સદંતર હું ભાવના રાખી શકું તેટલી કૃપા કરજો. હે મા ! મા દીકરાની પેઠે તમારીને મારી આ ભાવના સદા રહેજો."

આ પ્રમાણે દેવાધિદેવ જનાર્દન ભગવાન જ્યારે સ્તુતિ કરી વિરામ પામ્યા ત્યારે પ્રણામ કરી સન્મુખ ઉભેલા શિવજીએ સ્તુતિ કરવા માંડી. શિવજીએ કરેલ સ્તુતિનો સારાંશ અહીં રજુ કરવામાં આવ્યો છે તે આ પ્રમાણે છે -

શિવજી બોલ્યા- 'હું વિષ્ણુ અને બ્રહ્મા ત્રણે તમારા પ્રભાવથી જ ઉત્પન્ન થયેલા છીએ, કારણ કે અમારો મોહ હમણાં જ તમારાં દર્શનથી મટ્યો છે. તેથી તમો સર્વલોકની રચના કરવાવાળાં છો. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, ઈન્દ્રિયો, બુદ્ધિ, મન અને અહંકાર એ સ્વરૂપે પણ તમે જ છો. તમારી આજ્ઞાથી અમે સૃષ્ટિ રચીએ છીએ, પરંતુ તમારી માયાથી મોહ પામેલા જીવો આ સૃષ્ટિ, બ્રહ્મા, વિષ્ણુ, રુદ્રે બનાવેલી છે એમ જાણે છે, તે ખરેખર મૂળ સિદ્ધાંતને જાણતા નથી. હે ભુવનેશ્વરી દેવિ! આપ જ

સર્વ બાબતમાં આપની કૃતિ પ્રમાણે અનેક પ્રકારના રૂપથી ક્રીડા કરો છો અને પ્રલયકાળમાં વિરામ પામો છો. જગતની રચના ઉપરથી જણાય છે કે, તમે પોતાના ભક્તો અને અભક્તોના સુખદુઃખનો આવિર્ભાવ રાખ્યો છે. સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિને લય કરવામાં તમારા ત્રણે ગુણો જ સમર્થ છે, તેથી જ અમે ત્રણે ઉત્પન્ન થઈને જગતના કારણરૂપ મનાઈએ છીએ.''

''હે મા! તમારું ચરણકમળ છોડીને અમે ક્યાંય જવા માંગતા નથી. અહીંથી વિખૂટા પડીને અમને પુરુષપણું મળે અથવા ત્રૈલોક્યની સમૃદ્ધિ મળે તો તે પણ મેળવવાની અમને ઈચ્છા થતી જ નથી. તમારા ચરણકમળના પ્રતાપે તો હું મહેશ સંસારનો નાશ કરનારો છું. તે અજ્ઞાનનો હૃદયપલટો થયો છે. પૃથ્વીમાં પણ તમારી પાસે જ રહી સેવા કરવાનું મૂકીને અન્ય સુખની ઈચ્છા કોણ કરે? તમારું ચરણકમળ નજીકમાં ન હોય તો એક નિમેષ પણ યુગજેવડો થઈ પડે.''

'હે મા! તમારાં ચરણકમળનું પૂજન છોડીને જેઓ અન્યપ્રકારના તપમાં લાગે છે, તે દૈવને ઠગે છે. કારણ કે તપથી મોક્ષદશા નથી પરંતુ તમારું સેવન કરવાથી જ આ સંસારમાંથી મુક્તિ મળે છે. હે જગદંબા! અમારા ઉપર કૃપાકરો. હે મા! સંસાર સાગરમાંથી મારું રક્ષણ કરો.''

બ્રહ્માજી બોલ્યા - 'અત્યંત તેજોમય ભગવાન શંકરે જ્યારે આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે અંબિકા દેવીએ તે સમયે નવાક્ષર મંત્રનો અત્યંત સ્પષ્ટ ઉચ્ચાર કર્યો. એટલે તે મંત્ર ગ્રહણ કરીને મહાદેવ પરમ હર્ષ પામ્યા અને દેવીના શ્રી પદામ્બુજને પ્રણામ કરી ત્યાં જ ઊભા રહ્યાં.

આ રીતે શિવજીએ સ્તુતિ કર્યા બાદ બ્રહ્માજીએ ભગવતીની સ્તુતિ કરી તે સ્તુતિનો સારભાગ આ પ્રમાણે છે-

'હે મા ! વેદોએ આપને જાણીને જ આપના એક અંશાત્મક સ્વરૂપ સ્વાહાનું વિધાન કર્યું છે. હે જગદંબે ! તમે ત્રિભુવનમાં સર્વજ્ઞ એટલે સર્વોત્કૃષ્ટ થયાં છો. 'હું બ્રહ્મા છું.' આ ગર્વથી હું ડૂબી ગયો હતો, પરંતુ તમારા ચરણકમળની રજને ગ્રહણ કરવાથી હું ધન્ય થયો છું. હે મા ! મને સંસારરૂપ બેડીને ત્યજીને તમારી ભક્તિમાં જોડાયેલો રહું તેમ કરો. હે અજન્મા દેવિ ! જે આદિકાળના લોકોએ પરમતત્ત્વવિજ્ઞાન અનુભવ્યું છે, તેઓ માત્ર અર્ધનિમેષકાળ સુધી પણ તમારા પવિત્રચરિત્રને તથા શિવા, અંબિકા, શક્તિ, ઈશા એવાં નામોને ત્યજતા નથી. હે મા ! તમે કેવળ દૃષ્ટિથી જ સર્વવિશ્વ રચવાને સમર્થ છો, પરંતુ આદિસૃષ્ટિમાં કેવળ વિનોદ માટે મને બ્રહ્મા બનાવીને સૃષ્ટિ રચો છો. વિષ્ણુ જે પોતાનું રક્ષણ કરવા સમર્થ નથી તો બીજાનું શું રક્ષણ કરે ? વળી આ મહેશ સર્વસંહારક નથી. કારણ કે, પ્રલયકાળે તમે તેનો સંહાર

કર્યો હતો. તેથી જ પછીથી મારી ભૃકુટિમાંથી ઉત્પન્ન થયેલા છે. ટૂંકમાં અમો ત્રણે જણ મૂળકર્તા તરીકે છીએ જ નહીં.

"હે મા ! તમારો જન્મ જોયો કે સાંભળ્યો નથી. તેથી જ આદ્યશક્તિ છો. તમારી સાથે જોડાઈને જ અમો ત્રણે જણા રચના, પાલન અને સંહાર કરી શકીએ છીએ. અમે જેવા જન્મ્યા છીએ તેવા બીજાઓ પણ જન્મ્યા છે. હે મા ! તમે એવા ચમત્કાર કરનારા છો કે, જેના ચમત્કારોને નિસ્પૃહ પરમેશ્વર પણ જાણવા ઈચ્છે છે.

હે મા ! વેદ તો એક જ બ્રહ્મ કહે છે. તો હે મા ! તમે પુરુષ છો કે સ્ત્રી છો, તે તમારાં સ્વમુખે જણાવો, જેથી હે મા ! હું તો તમને પરમશક્તિને જાણીને આ સંસાર સમુદ્રથી મુક્ત થાઉં."

આ પ્રમાણે બ્રહ્માએ ભગવતીની સ્તુતિ કરી. આ વિષ્ણુ, શિવ અને બ્રહ્માએ કરેલ સ્તુતિ મૂળરૂપે આ ગ્રંથમાં સ્તોત્ર વિભાગમાં આપવામાં આવી છે. તેનો પાઠ કરવાથી ભગવતી ભુવનેશ્વરીના કૃપાપાત્ર બની શકાય છે. તેની ફળશ્રુતિ ખૂબ જ મોટી છે.





# શ્રી ભુવનેશ્વરીનું અધિષ્ઠાન મણિદ્વીપ



**આ** મણિદ્વીપનું વર્ણન શ્રીમદ્ દેવી ભાગવત સ્કંધ-૧૨ મુજબનું છે

મહર્ષિ વ્યાસે કહ્યું કે - બ્રહ્મલોકથી ઉપરના ભાગમાં જે 'સર્વલોક' પ્રખ્યાત છે તે જ 'મણિદ્વીપ' છે કે જ્યાં દેવી બિરાજે છે. એ મણિદ્વીપ સર્વલોક કરતાં અધિક શ્રેષ્ઠ છે માટે જ તેની સર્વ લોક એવી સંજ્ઞા છે. આ લોક સર્વજગતની આદિમાં મૂલપ્રકૃતિરૂપ જગદંબાએ પોતાને રહેવા માટે જ માનસિક ઈચ્છાથી તેને બનાવ્યો છે. વળી એ મણિદ્વીપ કૈલાસ કરતા અધિક છે અને વૈકુંઠ તથા ગોલોક કરતાં પણ ઉત્તમ છે, તેથી આ સર્વલોક અથવા મણિદ્વીપ સર્વ કરતાં પણ અધિક કહેવાય છે. ત્રણે લોકમાં તેના જેવું સુંદર સ્થાન કોઈ પણ લોકમાં નથી. હે નૃપવર્ય જગતત્રયના છત્રરૂપ, સંસારના સંતાપનો નાશ કરનાર અને સર્વ બ્રહ્માંડોના પ્રતિબિંબરૂપ મણિદ્વીપ જ સ્થાન છે. (+૧-૫

આ મણિદ્વીપની ચારે તરફ અનેક યોજન વિસ્તારવાળો અને તેટલો જ ઊં અમૃત મહાસમુદ્ર છે. આ સુધાસમુદ્ર વાયુના આઘાતથી ઊછળતા સેંકડો તરંગોથી વ્યાપ્ત છે, રત્નોની સ્વચ્છ રેતીથી યુક્ત છે, મત્સ્ય અને શંખોથી ભરપૂર છે. તરંગોના સંઘર્ષણથી ઉત્પન્ન થયેલી લહરીઓના કણોથી શીતલ છે, વિવિધ પ્રકારની ધજાઓવાળ અનેક વહાણોની અવરજવરથી શોભી રહ્યો છે અને તેના કિનારે કિનારે રત્ન સમા કાંતિવાળા વૃક્ષો આવી રહ્યાં છે. એ અમૃતના સમુદ્ર પછી લોહ ધાતુથી બનાવેલો અ આકાશમાં સાત યોજનની ઊંચાઈવાળો મોટો કિલ્લો છે. એ કિલ્લામાં અનેક શસ્ત્રોવા અને જાતજાતનાં યુદ્ધમાં કુશળ એવા રક્ષકો ચારે બાજુ આનંદ કરતા રહે છે. કિલ્લાને ચાર દ્વારો છે, સેંકડો દ્વારપાલોથી તે યુક્ત છે અને હે રાજન્ ! દેવી ઉપ ભક્તિવાળા અનેક ગણોથી તે વીંટાયેલો છે. જે દેવતાઓ જગદીશ્વરનાં દર્શન મ આવે છે તેઓના ગણો તથા વાહનો ત્યાં રહે છે. વળી એ કિલ્લો સેંકડો વિમાનો સંઘર્ષણથી થતા ઘંટાનાદથી ગાજી રહ્યો છે અને અશ્વોના હણહણાટ તથા ખરીઓ આઘાતથી દિશાઓના મુખ તેણે બહેરાં કરી દીધા છે. રાજન્ ! હાથમાં છડીવાળા કિલકિલાટ શબ્દ કરી રહેલા દેવીના પાર્ષદોએ છડીઓથી મારેલા દેવસંઘોના સે ત્યાં શોભી રહ્યા છે. જાતજાતના અવાજોથી અત્યંત વ્યાપ્ત એવા તે કિલ્લામાં કોલ થતાં કોઈપણ સ્થળે કોઈનો શબ્દ કોઈ સાંભળી શકતું નથી. વળી ત્યાં પગલે પ મીઠા જળથી ભરેલાં સરોવરો છે અને હે રાજન્ ! રત્ન સમાન વૃક્ષોથી શોભી ર અનેક વાડીઓ છે. એ કિલ્લા પછી કાંસાની ધાતુથી બનાવેલો બીજો એક મોટો

છે, જેની ટોચ આકાશને સ્પર્શ કરે છે. એ કિલ્લો પહેલા કિલ્લા કરતાં તેજમાં સોગણો અધિક છે. ૬-૧૮

વળી તે દરવાજાઓ તથા બારણાંથી યુક્ત છે અને અનંત વૃક્ષોથી વ્યાપ્ત છે. એ વૃક્ષો નિરંતર પુષ્પોવાળાં, સદાકાળ ફળોથી વ્યાપ્ત, નવી કુંપળોવાળાં અને ઉત્તમ સુગંધથી વ્યાપ્ત છે. પનસ, બોલસરી, લોધર, કરેણ, સીસમ,દેવદાર,કાંચનાર,આંબા, સુમેરુ, લિકુચ, હિંગુલ, એલચી, લવિંગ, કાયફળ,પાટલા, મુચુકુંદ,ફલિની, જઘને ફલા, તાલ, તમાલ, સાલ, કંકોલ, નાગભદ્રક, પુન્નાગ, પીલુ, સાલ્વક, કપૂર, અશ્વકર્ણ, હસ્તિકર્ણ, તાલપર્ણ, દાડિમ, ગણિકા, બપોરિયા, લીંબુ, કુરંડક, ચાંપેય, કનકવૃક્ષ, કૃષ્ણસાગરનાં વૃક્ષો, ચંદનના વૃક્ષો, ખજૂર, જૂઈ, તાલપર્ણી, શેલડી,છીરવાળા વૃક્ષો ખેરના વૃક્ષો, આંબલી, ભિલામાં, રુચક, કાંટાશેરિયા, બીલીનાં વૃક્ષો, તુલસીનાં વનો તથા મલ્લિકાનાં વનો-ઇત્યાદિ વૃક્ષોની જાતિઓનાં વનો ત્યાં આવી રહ્યાં છે અને હે રાજન્ ! તે ઉપવનો સેંકડો વાવોથી યુક્ત છે. ૧૯-૨૮

ત્યાંનાં સર્વ ઉત્તમ વૃક્ષો કોયલોના શબ્દોથી વ્યાપ્ત, ગુંજારવ કરતા ભમરાઓથી શોભી રહેલાં, ગુંદરને ઝરી રહેલાં અને સ્નિગ્ધ છાયાવાળાં છે. વળી તે જાતજાતની ઋતુઓમાં હોઈ અનેક પક્ષીઓથી વ્યાપ્ત રહે છે અને અનેક જાતના રસને સ્રવી રહેલી નદીઓથી અત્યંત શોભી રહ્યાં છે. પારેવાં,પોપટ, મેના તથા હંસોની પાંખોથી ઉત્પન્ન થયેલા વાયુથી, જેમાં વૃક્ષો હાલી રહ્યા છે, એવું તે ઉત્તમવન સુગંધને લાવનારા પવનથી ભરપૂર છે. આમતેમ દોડી રહેલાં હરિણીઓનાં ટોળાંથી યુક્ત છે અને નૃત્ય કરતા મયૂરોના સમૂહના સુખદાયક કેકા શબ્દોથી ગાજી રહ્યુ છે. વળી તે દિવ્ય વન ચારેબાજુ મકરંદ રસને ઝરી રહ્યું છે. ૨૯-૩૩.

એ કાંસાના કિલ્લા પછી ત્રીજો તામ્રનો કિલ્લો કહેવાય છે. તામ્રનો કિલ્લો સમચોરસ આકારવાળો અને સાત યોજનની ઊંચાઈવાળો છે. હે રાજન ! એ બે કિલ્લાની વચ્ચે કલ્પવૃક્ષની વાડી આવેલી છે, જેના વૃક્ષોનાં પુષ્પો સુવર્ણ સમાન કાંતિવાળા છે અને પાન પણ સુવર્ણ સમાન હોઈને તેનાં ફળનાં આ બીજ રત્ન જેવાં હોય છે. આ વાડીની સુગંધ ચારે તરફ દશ યોજના સુધી ફેલાય છે. રાજન ! વસંત ઋતુથી રાતદિવસ એ વન રક્ષાયલું હોય છે. તે વસંત પુષ્પના સિંહાસન પર બેસી રહે છે, પુષ્પોનાં છત્રથી શોભે છે, પુષ્પોના અલંકારોથી અલંકૃત હોય છે અને પુષ્પોના આસવથી મદમત્ત રહે છે. ચૈત્રલક્ષ્મી તથા વૈશાખલક્ષ્મી- આ બન્ને તેની માનીતિ સ્ત્રીઓ છે. ૩૪-૩૮

એ બન્ને સ્ત્રીઓ પ્રફુલ્લ મુખવાળી હોઈને પુષ્પોના ગુચ્છાઓરૂપ દડાઓથી રમ્યા કરે છે. વળી તે દિવ્ય વન અત્યંત રમણીય છે, ચારે તરફ મકરંદને સ્રવી રહ્યું છે, પુષ્પોની સુગંધવાળા વાયુથી દશ યોજન સુધી વ્યાપ્ત છે, ગાન કરવામાં લુબ્ધ અને

સ્ત્રીઓ સહિત એવા દિવ્ય ગંધર્વોથી શોભીતું છે. મદોન્મત્ત કોયલના શબ્દોથી ગાજી રહ્યુ છે, વસંતની લક્ષ્મીથી યુક્ત છે અને કામી લોકોના કામને વધારનારું છે.

એ તામ્ર કિલ્લા પછી ચતુર્થ કિલ્લો કહેવાય છે. તેની ઊંચાઈ પણ સાત યોજનની કહી છે. રાજન તે બન્ને કિલ્લાઓની વચ્ચે સંતાનક વૃક્ષોની વાડી છે. તેનાં પુષ્પોની સુગંધ ચારે તરફ દશ યોજના સુધી ફેલાય છે. નિરંતર પ્રફુલ્લ રહેનારાં તેનાં પુષ્પો સુવર્ણ સમાન છે અને તેનાં ફળો અમૃત જેવા રસથી યુક્ત હોઈ મધુર છે.૪૨-૪૪

નૃપવર્ય ! તે વાડીનો નાયક ગ્રીષ્મઋતુ છે. જયેષ્ઠલક્ષ્મી તથા અષાઢલક્ષ્મી - આ બે તેની માનીતી સ્ત્રીઓ છે. સંતાપથી ત્રાસ પામેલા લોકો ત્યાંના વૃક્ષોનાં મૂળમાં બેઠા હોય છે. એ કિલ્લો અનેક સિદ્ધો તથા અનેક દેવોથી વીંટાયલો રહે છે. ચંદનના રસથી ચર્ચેલાં પુષ્પોની માળાઓથી અલંકૃત હસ્તકમળમાં પંખાઓને ધારણ કરનારાં અને વહેતા શીતળ જળનું સેવન કરનારાં લલનાથી તે કિલ્લો શોભી રહ્યો છે. સીસાના તે કિલ્લા પછી પાંચમો સુંદર પિત્તળનો કિલ્લો આવેલો છે.

રાજન્ ! તે કિલ્લો સાત યોજનની ઊંચાઈવાળો છે. તે બન્ને કિલ્લાઓ વચ્ચે હરિચંદનનાં વૃક્ષોની વાડી છે. એ બન્ને કિલ્લાનો સ્વામી વર્ષાઋતુ છે. તે મેઘરૂપી વાહનવાળો, વીજળીરૂપી પીળા નેત્રોવાળો, મેઘરૂપી કવચવાળો, વજ્ર જેવા કડાકાઓથી ગાજી રહેલો, ઈન્દ્રધનુષ ધારણ કરનારો અને હજારો જળધારાઓને છોડી રહેલો હોઈ ગણોથી વીંટાયલો રહે છે. ૪૯-૫૧

શ્રાવણલક્ષ્મી, ભાદ્રપદલક્ષ્મી, સ્વરસ્યા, રસ્યમાલિની, અંબા, નિરત્ની અભ્રમતી, મેઘયંતિકા, વર્ષયન્તી, નિપુણિકા અને વારિધારા-આ બાર વર્ષાઋતુની માનીતીને મદવિહ્વળ શક્તિઓ છે. એ વાડીમાં બધાં વૃક્ષો નવા પલ્લવોવાળાં અને નવીન લતાઓથી વીંટાયલાં છે. ત્યાંનાં ઘાસ લીલાં જ રહે છે, જેથી લીલાં તૃણોથી સઘળી ભૂમિ છવાયલી છે. ૫૨-૫૪

વળી, ત્યાં નદીઓ તથા નદોના પ્રવાહ વેગથી વહ્યા કરે છે અને સરોવરોના જળ રાગી લોકોનાં ચિત્ત જેવાં મેલાં છે. દેવીનું કામ કરનારા દેવો તથા સિદ્ધો ત્યાં રહે છે, અને જેઓએ વાવ, કૂવા તથા તળાવો દેવી માટે અર્પણ કરેલાં હોય છે, એવા ગણો પણ વિલાસો તથા સ્ત્રીઓ સાથે ત્યાં વસે છે. એ પિત્તળના કિલ્લા પછી છઠ્ઠો સાત યોજનની ઊંચાઈવાળો પંચલોહનો કિલ્લો છે. ત્યાં પણ એ બન્ને કિલ્લાઓની મધ્યમાં મંદારવૃક્ષ વાટિકા છે. આ મંદાર વાટિકા અનેક પુષ્પોવાળી વેલીઓથી વ્યાપ્ત અને અનેક પલ્લવોથી શોભીતી છે. ૫૬-૫૮

એ સ્થળે તેનો અધિષ્ઠાતા નિર્દોષ શરદઋતુ કહેવાય છે. આશ્વિનલક્ષ્મી તથા કાર્તિક લક્ષ્મી એ બે તેની માનીતી સ્ત્રીઓ છે. ત્યાં અનેક સિદ્ધ લોકો સ્ત્રીઓ તથા પરિવાર સાથે વસે છે. એ પંચલોહના કિલ્લા પછી સાતમો સાત યોજનાની ઊંચાઈવાળો

અને મોટાં શિખરોથી દીપતો રૂપાનો કિલ્લો છે. એ બે કિલ્લાની વચ્ચે પારિજાતવૃક્ષોની વાટિકાછે. તે પુષ્પોના ગુચ્છાઓથી યુક્ત છે. ૫૯-૬૧

તેનાં પુષ્પો ચારે બાજુ દશયોજન સુધી સુગંધ ફેલાવનારા છે અને દેવીનું કામ કરનારા ગણો છે તે સર્વને આનંદ ઉપજાવે છે. ત્યાં મહાઉજ્જવળ હેમંતઋતુ સ્વામી તરીકે કહેવાય તે પોતાના ગણો તથા આયુધો સહિત હોઈને સર્વ રાગી લોકોનું રંજન કરે છે. ૬૨,૬૩

માર્ગશીર્ષ લક્ષ્મી તથા પૌષલક્ષ્મી - આ બે તેની માનીતી સ્ત્રીઓ છે. ત્યાં દેવીનાં વ્રત કરનારા શુદ્ધ લોકો રહે છે. એ રૂપાના કિલ્લાથી આગળ આઠમો સાત યોજનની ઊંચાઈવાળો. સોનાનો કિલ્લો આવેલો છે. તે તપ્તનદ નામના સુવર્ણથી બનેલો છે. ૬૪,૬૫

એ બન્ને કિલ્લાઓની મધ્યમાં પુષ્પપલ્લવથી શોભતી કંદબવૃક્ષા વાટિકા છે. તેમાં કંદબની મદિરાની હજારો ધારાઓ વહ્યા કરે છે, કે જે ધારાઓને યથેષ્ટ પીવાથી આત્માનંદ અનુભવાય ત્યાં મોટા ઉદયવાળા શિશિર ઋતુને સ્વામી તરીકે કહેવામાં આવ્યો છે. ૬૬,૬૭

માઘલક્ષ્મી તથા ફાલ્ગુની લક્ષ્મી - એ બે તેની માનીતી સ્ત્રીઓ છે. એ બન્નેની સાથે શિશિર ઋતુ અનેક પ્રકારના વિલાસોવાળો તથા અનેક ગણોથી વીંટાયલો રહે છે. જેઓ દેવીની પ્રીતિ માટે ગોદાન-ભૂદાન ઈત્યાદિ દાન કરનારા હોય છે, તે મોટા સિદ્ધ લોકો અનેક પ્રકારના ભોગોથી ઉત્પન્ન થયેલા મોટા આનંદવાળા થઈને સ્ત્રીઓ તથા પરિવારોથી વીંટાઈને ત્યાં વસે છે. ૬૮-૭૦

એ સુવર્ણના કિલ્લાથી આગળ સાત યોજનની લંબાઈવાળો અને કેસર જેવા લાલ વર્ણવાળો પોખરાજનો નવમો કિલ્લો છે. ત્યાંની ભૂમિ, વનો તથા ઉપવનો પોખરાજનાં જ છે અને રત્ન જેવા વૃક્ષોના ક્યારાઓ પણ પોખરાજના જ કહેવાય છે. ૭૧,૭૨

મણિદ્વીપમાં જે કિલ્લો જે રત્નનો હોય છે તે જ રત્નનાં વૃક્ષો, વનભૂમિ તથા પક્ષીઓ હોય છે, જળ પણ તે જ રત્નના વર્ણ જેવું હોય છે અને મંડપો, મંડપના સ્તંભો, સરોવરો તથા કમળો પણ તે જ રત્ન જેવાં હોય છે. જેવો કિલ્લો હોય છે તેવું જ તે કિલ્લામાંનું સર્વકંઈ હોય છે.૭૩,૭૪

રાજન્ ! રત્નોના કિલ્લા વગેરેમાં પરિભાષા કહેવામાં આવી છે અને તેજમાં પહેલાંના કિલ્લા કરતાં તે પછીનો કિલ્લો લાખગણો હોય છે. એ પોખરાજના કિલ્લામાં પ્રત્યેક બ્રહ્માંડમાં વર્તતા દિક્પાલોના સમષ્ટિરૂપ દિક્પાલો ચળકતાં ઉત્તમ આયુધોને ધારણ કરતા રહે છે. એ કિલ્લાની પૂર્વ દિશામાં ઊંચા શિખરોવાળી અને અનેક પ્રકારનાં ઉપવનોથી યુક્ત અમરાવતી નગરી છે. ત્યાં ઈન્દ્ર શોભી રહ્યા છે.

સ્વર્ગના જેટલી શોભા છે તેથી અધિક-તેથી હજાર ગણી અધિક તે સમષ્ટિઈન્દ્રની નગરીની શોભા છે. ૭૫-૭૮

એ સ્થળે ઐરાવત પર આરુઢ થયેલો, હાથમાં વજ્ર ધારણ કરતો અને દેવોની સેનાથી વીંટાયલો પ્રતાપી ઈન્દ્ર શોભી રહ્યો છે. તેમજ દેવાંગનાઓના સમૂહોથી વીંટાયલી ઈન્દ્રાણી પણ ત્યાં બિરાજે છે. વળી રાજન ! એ કિલ્લાના અગ્નિખૂણામાં વ્યષ્ટિ-અગ્નિની નગરી જેવી સમષ્ટિ-અગ્નિની નગરી છે. ત્યાં સ્વાહા તથા સ્વધાથી યુક્ત અગ્નિ પોતાનાં વાહનો તથા અલંકારો સહિત અને પોતાના દેવગણોથી વીંટાઈને બિરાજે છે. ૭૯-૮૧

રાજન્ ! દક્ષિણ દિશામાં યમની નગરી છે. તેમાં દંડને ધારણ કરનાર ચિત્રગુપ્ત વગેરે પોતાના યોદ્ધાઓથી વીંટાયેલો અને પોતાની શક્તિ સહિત સૂર્યપુત્ર મહાન યમદેવ રહે છે. નૈર્ઋતી રાક્ષસી દિશામાં રાક્ષસોથી વીંટાયલો, ખડ્ગને ધારણ કરનારો અને પોતાની શક્તિ સહિત નિર્ઋતી શોભી રહ્યો છે. પશ્ચિમ દિશામાં વરુણનીનગરી છે. તેમાં પાશને ધારણ કરનારો, પ્રતાપી, મોટા માછલા પર બેઠેલો, વારુણી મદિરાથી વિહ્વળ, પોતાની શક્તિસહિત, પોતાના જળજીવોના ગુણોથી યુક્ત અને નિજાંગના સાથેની રતિલીલામાં આસક્ત વરુણ રાજા રહે છે. વાયુ ખૂણામાં વાયુનો લોક છે.તેમાં વાયુની સાધના કરનારા યોગીઓથી વીંટાયલો, હાથમાં ધ્વજ ધારણ કરનારો, વિશાળ નેત્રોવાળો, મૃગરૂપ વાહન પર બેઠેલો, મરુદ્ગણોથી વીંટાયલો અને પોતાની શક્તિ સહિત વાયુદેવ રહે છે. રાજન્ ! ઉત્તર દિશામાં મોટો યક્ષલોક છે ૮૨-૮૮

તેમાં વૃદ્ધિ, ઋદ્ધિ આદિ શક્તિઓ તથા નવનિધિઓથી યુક્ત, મોટા ઉદરવા[illegible] અને ધનના અધિપતિ કુબેર રહે છે. તે કુબેર મણિભદ્ર, પૂર્ણભદ્ર, મણિમાન, મણિકંધ[illegible] મણિભૂપ, મણિસ્રગ્વી અને મણિકાર્મુકધર ઈત્યાદિ સેનાપતિઓ સહિત અને પોતા[illegible] શક્તિઓ સાથે રહે છે. ઈશાન ખૂણામાં ઘણો જ મોટો અને અમૂલ્ય રત્નોથી વ્યા[illegible] રુદ્રલોક કહેવાય છે, જ્યાં રુદ્ર અધિષ્ઠાતા દેવ છે. તે ક્રોધવાળા, પ્રદીપ્ત નેત્રવાળા, પ[illegible] પર મોટાં ભાથાં બાંધનારા અને ડાબા હાથમાં શોભતા ધનુષવાળા છે. તેમની પ્રત્યંચા[illegible] સજ્જ કરેલા ધનુષવાળા અને તેમના પોતાના જેવા અસંખ્ય રુદ્રો વીંટાયલા રહે છે[illegible] જેઓ ત્રિશૂલ નામના ઉત્તમ આયુધવાળા, વિકૃત મુખવાળા, ભયંકર મુખવા[illegible] મુખમાંથી અગ્નિને બહાર કાઢતા, દશ હાથવાળા, કેટલાક સો હાથવાળા, હ[illegible] હાથવાળા, દશપગવાળા, દશ ડોકોવાળા, ત્રણ નેત્રોવાળા અને ઉગ્ર મૂર્તિવાળા વળી અંતરિક્ષમાં તથા પૃથ્વી પર ફરનારા જે જે રુદ્રો રુદ્રાધ્યાયમાં કહ્યા છે તેઓ સ[illegible] તે વીંટાયલા છે. તેમજ કરોડો રુદ્રાણીઓ સહિત, ભદ્રકાલી વગેરે માતાઓ સ[illegible] અનેક જાતની શક્તિઓવાળી ડામરી આદિ દેવીના ગણોથી વીંટાયલા, વી[illegible]

આદિથી યુક્ત, મુંડમાળાને ધારણ કરનારા, નાગોનાં કંકણવાળા, ડોકમાં નાગોને ધારણ કરનારા, વાઘનું ચામડું પહેરનારા,હાથીના ચામડારૂપી ઉત્તરીય વસ્ત્રવાળા, ચિતાની ભસ્મથી લીપેલા અંગવાળા અને પ્રમથ આદિ ગણોથી વીંટાયલા તે મહેશ્વરે શબ્દ કરતા ડમરુના અવાજથી દિશાઓમાં મુખ બહેરાં કરી મૂક્યા છે, અને અટ્ટહાસો તથા ખભા ઠોકવાના શબ્દોથી આકાશતલને ત્રાસયુક્ત કરી મૂક્યું છે. વળી તે ભૂતોના સંઘથી ઘેરાયલા આ ભૂતોની સાથે જ વસનારા હોઈ ઈશાન દિશાના પતિ છે અને તેમનું નામ પણ ઈશાન જ છે. ૯૦-૧૦૦

**માણેકના કિલ્લા અને બીજા આઠ કિલ્લાઓનું વર્ણન :**

મહર્ષિ વ્યાસ બોલ્યા : એ પોખરાજના કિલ્લા પછી કેસર જેવા લાલ રંગનો દર્શ કિલ્લો પદ્મરાગ મણિ-માણેકનો છે. : તેની વચ્ચેની ભૂમિ પણ તેવી માણેકની જ છે. હે રાજા ! એ કિલ્લો દશ યોજન ઊંચો અને દરવાજા તથા દ્વારોવાળો છે. તેની અંદર માણેકની જ થાંભલાઓવાળા અનેક મંડપો છે. તેની મધ્ય ભૂમિમાં અસંખ્ય આયુધોને ધરતી, વીર અને રત્નોના શણગારોથી શણગારેલી ચોસઠ કલાઓ રહે છે. ૧-૩

એ દરેક કલાના પણ જુદા જુદા લોક ત્યાં રહે છે અને તે તે લોકની તે સ્વામિનીઓ છે. તેઓ એ કિલ્લાની વચ્ચેના ઘરને ચોતરફથી વીંટાઈને સદા રહે છે. તેઓ પોતે પણ પોતપોતાના લોકવાસીઓથી સેવાયેલી હોઈ, પોતપોતાનાં વાહનો તથા હથિયારોથી યુક્ત રહે છે. હે જનમેજય ! તે કલાઓનાં નામો હું કહું છું, સાંભળો ૪,૫

પિંગલાક્ષી, વિશાલાક્ષી, સમૃદ્ધિ, વૃદ્ધિ, શ્રદ્ધા, સ્વાહા, સ્વધા, અભિખ્યા, માયા, સંજ્ઞા,વસુંધરા, ત્રિલોકધાત્રી, સાવિત્રી, ગાયત્રી, ત્રિદેશેશ્વરી, સુરૂપા, બહુરૂપા, સ્કંદમાતા, અચ્યુતપ્રિયા, વિમલા, અમલા, અરુણી, આરુણી, પ્રકૃતિ, વિકૃતિ, સૃષ્ટિ, સ્થિતિ, સંહૃતિ, સંધ્યા, માતા, સતી,હંસી,મર્દિકા, વજ્રિકા, દેવમાતા,ભગવતી, દેવકી, કમલાસના, ત્રિમુખી, સપ્તમુખી, અન્યા, સુરાસુરવિમર્દિની, લંબોષ્ઠી, ઊર્ધ્વકેશી, બહુશીર્ષા, વૃકોદરી, રથરેખા, શશીરેખા, ગગનવેગા, પવનવેગા, ભુવનપાલા, મદનાતુરા, અનંગા, અનંગમથના, અનંગમેખલા, અનંગકુસુમા, વિશ્વરૂપા, સુરાદિકા, ક્ષયંકરી, અક્ષોભ્યા, સત્યવાદિની, શુચિવ્રતા, ઉદારા અને વાગીશી - આ ચોસઠકળાઓ કહેવાઈ છે.૬-૧.૪.

આ બધી કળાઓએ તેજસ્વી જીભવાળાં મુખ છે. તેથી મુખમાંથી ઉગ્ર અગ્નિને બહાર કાઢ્યા કરે છે. તેમજ ક્રોધથી લાલ નેત્રોવાળી હોઈ આવી વાણી ઉચ્ચાર્યા કરે છે કે, અમે સઘળું પાણી પી જઈએ. અગ્નિનો સંહાર કરીએ. પવનને સ્તંભિત કરી દઈએ. અને સર્વ જગતનું ભક્ષણ કરી જઈએ. એવી અમે છીએ. ૧૫.૧૬

વળી તે બધી ધનુષ-બાણ ધારણ કરીને, યુદ્ધ માટે સદા ઉત્સુક જ રહે છે. દાઢો કચકચાવી દિશાઓનાં મોઢાં બહેરાં કરી મૂકે છે. તેઓ પીળા અને ઊંચા કેશવાળી છે.તે દરેકની પાસેસો સો અક્ષૌહિણી સેનાઓ છે. ૧૭,૧૮

હે શ્રેષ્ઠ રાજા ! આ અક્ષૌહિણી સેનાઓ પણ એવી છે કે, તેમાંની એક એક સેના લાખ બ્રહ્માંડોનો નાશ કરી નાખવા સામર્થ્ય છે. જો એક એક સેના આવું સામર્થ્ય ધરાવે છે, તો સઘળી સેના આ જગતમાં શું ન કરે તે કહેવું પણ અશક્ય છે. હે રાજા તે કિલ્લામાં બધી યુદ્ધ સામગ્રી પણ છે. રથો, ઘોડા, હાથીઓ, શસ્ત્રો તથા પાર્ષદો ગણતાં ગણી શકાતા જ નથી. ૧૯-૨૧

આ માણેકના કિલ્લા પછી **ગોમેદ મણિથી બનાવેલો અગિયારમો મોટો** કિલ્લો છે. તે દશ યોજન ઊંચો છે, પ્રફુલ્લ જાસુદનાં પુષ્પ સમાન કાંતિવાળો છે. તેની અંદરની ભૂમિ પણ તેવી જ છે અને ત્યાં વસનારાઓનાં ભવન, પક્ષીઓ, શ્રેષ્ઠ સ્તંભો, વાવડીઓ અને સરોવરો પણ ગોમેદમણિનાં બનેલાં હોઈ કેસર જેવા લાલ રંગનાં છે. ૨૨-૨૪

તેની વચ્ચે રહેતી બત્રીસ શક્તિઓ મહાદેવીઓ કહેવાય છે. હે રાજા ! તેઓ અનેક પ્રકારના શસ્ત્રોને ધારણ કરે છે. ગોમેદમણિથી શણગારેલી હોઈ દરેક જુદા જુદા લોકમાં રહે છે. તેઓ ચિંતામણિ ગૃહને ચારે બાજુથી વીંટાઈવળી શસ્ત્રોથી સજ્જ છે અને તેમના મુખ પિશાચોનાં જેવા છે. ૨૫-૨૬.

વળી તે શક્તિઓને સ્વર્ગલોકમાં વસનારાઓ કાયમ પૂજે છે. તેઓ હાથમાં ચક્ર ધારણ કરે છે. ક્રોધથી લાલ નેત્રોવાળી છે અને નિરંતર, 'છેદન કરો, ભેદન કરો દહન કરો' એ પ્રમાણે ઉચ્ચારણ કર્યા જ કરે છે. તેઓ યુદ્ધ માટે આતુર હૃદયવાળી છે. એ એક એક મહાશક્તિ પાસે દશ દશ અક્ષોહિણી સેના છે. હે રાજા ! એ સેનામાં ... એક એક શક્તિ રહી છે, તે એક એક લાખ બ્રહ્માંડોનો નાશ કરનારી છે. આવી મહ... સેનાનું વર્ણન કેવી રીતે થઈ શકે ? એ કિલ્લામાં રથોની તથા વાહનોની ગણતરી ... નથી. ત્યાં દેવીની સર્વપ્રકારની યુદ્ધસામગ્રી વિરાજમાન છે.

હવે પાપનાશક તે શક્તિઓનાં નામો હું કહું છું, વિદ્યા, હ્રીં, પુષ્ટિ, પ્રજ્ઞ... સિનીવાલી, કુહૂ, રુદ્રા, વીર્યા, પ્રભા, નંદા, પોષિણી, ઋદ્ધિદા, શુભા, કાલરા... મહારાત્રિ, ભદ્રકાલી, કપર્દિની, વિકૃતિ, દંડિની, મુંડિની, સેંદુખંડા, શિખંડિ... નિશુંભશુંભમથિની, મહિષાસુરમર્દિની, ઈન્દ્રાણી, રુદ્રાણી, શંકરાર્ધશરીરિણી, ના... નારાયણી, ત્રિશૂલિની, પાલિની, અંબિકા અને હ્લાદિની - આ નામની તે ... શક્તિઓ કહેલી છે. એ દેવીઓ જો કોપે, તો બ્રહ્માંડનો નાશ જ થઈ જાય. ... શક્તિઓનો, પરાજય કદી કોઈ સ્થળે થતો નથી. ૩૧-૩૫॥

એ ગોમેદના કિલ્લા પછી હીરારૂપ મણિઓથી બનેલો બારમો કિલ્લો છે... દશ યોજન ઊંચો અનન ગોપુરદ્વારવાળો છે. તેમજ તે કમાડ અને સાંકળોથી બાં... અને નવીન કક્ષોથી શોભીતો છે. એ કિલ્લાની મધ્યભૂમિ, ઘરો, ગલીઓ, શેરી...

મોટા માર્ગો, આંગણાં, વૃક્ષોના ક્યારા, વૃક્ષો, સારંગપક્ષીઓ, લાંબી વાવો, નાની વાવડીઓ, તળાવો તથા કૂવા વગેરે બધું હીરામય છે. ૩૬-૩૯

ત્યાં ભુવનેશ્વરીની દાસીઓ વસે છે. તેઓ દરેક લાખો દાસીઓથી સેવાયેલી અને મદગર્વિત તેમાંની કોઈ પંખાઓ ધારણ કરે છે, કોઈ હસ્તકમળમાં અનેક પ્રકારનાં પીણાંનાં પાત્રો ધારણ કરે છે અને કોઈ કોઈ અત્યંત ગર્વવાળી હોઈ તાંબૂલનાં પાત્રો ધારણ કરે છે. વળી કોઈ કોઈ છત્રને, કોઈક ચામરોને, કોઈક અનેક પ્રકારનાં વસ્ત્રોને, કોઈ હસ્તકમળમાં પુષ્પોને, કોઈક હાથમાં જાત જાતની આરસીઓને, કોઈક કેસરના વિલેપનને, કોઈ કાજળને અને અન્ય કેટલીક સિંદૂરના પાત્ર ધારણ કરે છે. વળી કેટલીક ભગવતી ભુવનેશ્વરીના લલાટમાં ચિત્રના શણગાર કરે છે, કેટલીક ભગવતીની પગચંપી કરવા તત્પર હોય છે. કેટલીક શણગાર કરે છે, બીજી કેટલીક આભૂષણો ધરી રાખે છે અને કેટલીક પુષ્પોના શણગારો કરે છે, એવી અન્ય પણ અનેક જાતના વિલાસોમાં ચતુર ઘણી દાસીઓ છે. એ સર્વ દાસીઓ પોતાનાં વસ્ત્રોને મજબૂત બાંધી રાખનારી તથા યુવાન છે. દેવીની કૃપાદૃષ્ટિના કારણે તેઓ ત્રણે જગતને તુચ્છ માને છે. ૪૦-૪૬

શૃંગારના મદથી ગર્વિત દેવીઓ દેવી ભુવનેશ્વરીની દૂતીઓ મનાય છે. હે ઉત્તમ રાજા ! તેમનાં નામો હું કહું છું, તમે સાંભળો. ૪૭

પહેલી અનંગરૂપા, બીજી અનંગમદના, ત્રીજી સુંદરી મદનાતુરા, ચોથી ભુવનવેગા, પાંચમી ભુવનપાલિકા, છઠ્ઠી સર્વશિશિરા, સાતમી અનંગવેદના અને આઠમી અનંગમેખલા છે.૪૮,૪૯

આ સર્વે વીજળી જેવાં અંગોવાળી, અવાજ કરતી મેખલાવાળી, પગમાં ઝાંઝરોના અવાજવાળી બહાર અને અંદર આમતેમ દોડતી, વીજળીઓ સમાન, સર્વ કાર્યોમાં કુશળ અને હાથમાં છડીઓ ધારણ કરે છે. આ આઠે દાસીઓનાં મકાનો કિલ્લાની બહાર ચોતરફ આઠ દિશાઓમાં છે. તે મકાનો અનેક જાતનાં વાહનો તથા હથિયારોથી શોભાયમાન છે. ૫૦,૫૨

એ હીરાના કિલ્લાથી આગળ **વૈડૂર્ય મણિઓથી બનાવેલો તેરમો કિલ્લો છે.** તે દશ યોજન ઊંચો અને દરવાજા તથા દ્વારોથી સુશોભિત છે. ત્યાંની બધી ભૂમિ વૈડૂર્યમણિની જ છે. તેમજ અનેક જાતનાં ઘરો, શેરીઓ, પોળો અને મોટા સર્વ માર્ગો પણ વૈડૂર્યમણિના જ બનેલા છે. વાવ, કૂવા, તળાવો, નદીઓના કિનારા અને સઘળી રેતી પણ વૈડૂર્યમણિઓની જ છે. હે ઉત્તમ રાજા ! ત્યાં આઠે દિશાઓમાં બ્રાહ્મી આદિ માતાઓનુંમંડળ પોતાના ગણોથી વીંટાઈને શોભે છે. ૫૩-૫૬

એ માતાઓ દરેક બ્રહ્માંડની વ્યષ્ટિ માતાઓની સમષ્ટિ માતાઓ કહેવાય છે. બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઇંદ્રાણી અને ચામુંડા આ સાત અને

આઠમાં મહાલક્ષ્મી એ નામે તે માતાઓ કહેવાય છે. તેઓ બ્રહ્મા, રુદ્ર, આદિ દેવોના જેવા આકારવાળી, જગતનું કલ્યાણ કરનારી અને પોતપોતાની સેનાઓથી વીંટાયેલી હોય છે. હે રાજા ! એ કિલ્લાનાં ચારે દ્વારોમાં મહેશ્વરી-ભુવનેશ્વરીનાં વાહનો શણગારો સહિત કાયમ તૈયાર રહે છે. ૫૭-૬૦.

કરોડો હાથીઓ, કરોડો ઘોડા, કરોડો પાલખીઓ અને હંસો, સિંહો, ગરુડો, મયૂરો તથા બળદોથી જોડેલા કરોડો રથ તૈયાર જ રહે છે. હે રાજા ! તે રથો આસપાસના રક્ષકોથી યુક્ત હોય છે અને તેમની ધજાઓ આકાશને ચુમ્બન કરતી છે. તેમજ અનેક પ્રકારનાં ચિહ્નોવાળાં, જાતજાતનાં વાજિંત્રોથી યુક્ત અને મોટી ધજાઓવાળાં કરોડો વિમાનો પણ ત્યાં છે. ૬૧-૬૩

એ વૈડૂર્યમણિના કિલ્લા પછી આગળ ચૌદમો ઈન્દ્રમણિથી બનેલો કિલ્લો છે. તે દશ યોજન ઊંચો છે. તેની અંદરની ભૂમિ, શેરીઓ, મોટા માર્ગો, ઘરો,વાવ, કૂવા અને તળાવો એ સઘળાં ઇંદ્રનીલમણિનાં બનેલાં છે. તે કિલ્લામાં એક કમળ છે, જે ઘણા યોજન વિસ્તારવાળું, સોળ આરાવાળું અને બીજા સુદર્શનચક્ર સમાન શોભી રહ્યું છે. તે કમળમાં સોળ શક્તિઓનાં જાતજાતનાં સ્થાનો છે. તે બધાં રાચ-રચીલાથી યુક્ત અને સમૃદ્ધિવાળાં છે. ૬૪-૬૭

હે ઉત્તમ રાજા ! એ શક્તિઓનાં નામો હું કહું છું. સાંભળો :કરાલી, વિકરાલી, ઉમા, સરસ્વતી, શ્રી, દુર્ગા,ઉષા, લક્ષ્મી, શ્રુતિ, સ્મૃતિ, ધૃતિ, શ્રદ્ધા,મેધા, મતિ, કાંતિ અને આર્યા આ સોળ શક્તિઓનાં નામો છે. ૬૮,૬૯

તે કાળા મેઘ જેવી કાળી, હસ્તકમળમાં તલવાર ધારણ કરતી, એક સરખી ઢાલ ધારણ કરતી અને યુદ્ધ માટે તત્પર મનવાળી છે. આ બધી દેવીઓ જગદીશ્વરી દેવીની સેનાપતિઓ છે. અને દરેક બ્રહ્માંડમાં રહેલી શક્તિઓની સ્વામિનીઓ કહેવાય છે. વળી તેઓ બ્રહ્માંડોને ખળભળાવનારી, ભુવનેશ્વરી દેવીની શક્તિસંપન્ન છે. તેઓ અનેક પ્રકારના રથો પર બેઠેલી અને જુદી જુદી શકિતઓથી યુક્ત છે. એમના પરાક્રમોને વર્ણવવાને શેષનાગ પણ સમર્થ નથી.

એ ઈન્દ્રનીલમણિના મોટા કિલ્લા પછી આગળ ઘણો જ મોટો **પંદરમો મોતીઓનો કિલ્લો** કહેલો છે તે દશ યોજન ઊંચો છે. તેની અંદરની ભૂમિ મોતીની જ બનેલી છે. તેની વચ્ચે આઠ પાંખડીઓવાળું એક કમળ છે. એ પણ મોતીઓના સમૂહથી વ્યાપ્ત, વિશાળ અને કેશરવાળું છે. તેમાં ભુવનેશ્વરી દેવીના સમાન આકારવાળી,એદેવીનાં આયુધો-પાશ,અંકુશ,વર તથા અભય-ધારણ કરતી, આઠ મંત્રીઓરૂપ, જગતની ખબરોને જણાવતી, દેવી સમાન ભોગોવાળી, સર્વના અભિપ્રાયને જાણતી,પંડિત સર્વકાર્યોમાં કુશળ, સ્વામીનું કાર્ય કરવા તત્પર, દેવીના અભિપ્રાયને જાણતી, ચતુર, અતિ સુંદર, અનેક શક્તિસંપન્ન છે. તેઓ પોતાની જ્ઞાનશક્તિથી દરેક બ્રહ્માંડમાં વર્તતાં પ્રાણીઓના સમાચાર કહી શકે છે.૭૩-૭૮

હે ઉત્તમ રાજા ! તેમનાં નામો હું કહું છું, તે તમે મારી પાસેથી સાંભળો : અનંગકુસુમા, અનંગકુસુમતુરા, અનંગમદના, અનંગમદનાતુરા, ભુવનપાલા, ગગનવેગા, શશિરેખા અને ગગનરેખા આ આઠ તેમના નામ છે. એ દેવીઓ પાશ, અંકુશ, વર તથા અભયને ધારણ કરે છે, લાલ શરીરવાળી છે અને પ્રતિક્ષણ ભગવતીને જગતની વાતો જણાવ્યા કરે છે. ૭૯-૮૨॥

એ મોતીના કિલ્લાથી આગળના ભાગમાં સોળમો મોટો મરકતમણિનો કિલ્લો આવેલ છે. તેની ઊંચાઈ દશ યોજન છે અને અનેક જાતનાં સૌભાગ્યોથી તથા જાતજાતનાં ભોગોથી યુક્ત છે. તેની અંદરની ભૂમિ તેવી જ અર્થાત્ મરક્તમણિની જ છે. તેનાં ઘરો પણ મરક્તમણિનાં છે. એ કિલ્લામાં મોટો વિસ્તારવાળો એક ષટ્કોણ છે. તેના ખૂણાઓમાં રહેલા દેવતાઓનાં નામ સાંભળો. ૮૩, ૮૪

પૂર્વના ખૂણામાં ચાર મુખવાળા અને કુંડિકા, અક્ષમાલા, અભય તથા દંડરૂપ આયુધને ધારણ કરતા શ્રેષ્ઠ બ્રહ્મા, ગાયત્રી સહિત રહે છે. તે જ આયુધને ધારણ કરતા શ્રેષ્ઠ દેવતા ગાયત્રી દેવી, મૂર્તિમાન સર્વ વેદો, વિવિધ શાસ્ત્રો, સ્મૃતિઓ અને મૂર્તિમાન પુરાણો પણ ત્યાં રહે છે. વળી બ્રહ્માના જે અવતારો, ગાયત્રીના અવતારો તથા વ્યાહ્યતિઓના જે અવતારો છે, તેઓ પણ કાયમ ત્યાં જ રહે છે. ૮૫-૮૭॥

નૈર્ઋત્ય ખૂણામાં શંખ, ચક્ર, ગદા તથા પદ્મને ધારણ કરતાં સાવિત્રી અને તેવા જ વિષ્ણુ રહે છે મત્સ્ય, કૂર્મ વગેરે વિષ્ણુના જે સમગ્ર અવતારો છે અને સાવિત્રીના જે અવતારો છે, તે બધા પણ ત્યાં જ રહે છે. વાયુ ખૂણામાં ફરશી, અક્ષમાલા, અભય તથા વરને ધારણ કરતા મહારુદ્ર રહે છે અને તેવાં જ સરસ્વતી પણ રહે છે. દક્ષિણા-મૂર્તિ વગેરે જે જે રુદ્રના અવતારો છે, તેઓ પણ ત્યાં જ વસે છે. વળી ચોસઠ આગમો અને બીજા પણ જે આગમો કહેવાય છે, તેઓ સર્વ મૂર્તિમાન સ્વરૂપે ત્યાં જ વસે છે.૮૮-૯૨॥

અગ્નિખૂણામાં પોતાના બન્ને હાથમાં રત્નના કળશને તથા મણિઓના કરંડિયાને ધારણ કરતા ધનાધીશ કુબેરનો નિવાસ છે. આ શ્રી કુબેર અને વીથીઓથી યુક્ત, મહાલક્ષ્મી સહિત અને દેવીના નિધિઓના અધિપતિ છે. તે પોતાના ગણોથી વીંટાઈને અહીં રહે છે. પશ્ચિમના ખૂણામાં, નિત્યપાશ-અંકુશ-ધનુષ તથા બાણને ધારણ કરનારા કામદેવ રતિ સહિત બિરાજે છે. વળી ત્યાં સર્વ શૃંગારો મૂર્તિમંત થઈને સદા તેની સમીપે વસે છે. ઈશાન ખૂણામાં નિત્ય પુષ્ટિ સહિત વિઘ્નેશ્વર ગણિપતિજી રહે છે. તે વીર વિઘ્નહર્તા, પાશ તથા અંકુશને ધારણ કરતા વિરાજે છે.

હે નૃપવર્ય ! ગણેશની જે જે વિભૂતિઓ છે. તેઓ સર્વે મોટા ઐશ્વર્ય સહિત ત્યાં વસે છે. ષટ્કોણમાં રહેલા આ બ્રહ્માદિ દેવો જે કહ્યા, તેઓ પ્રત્યેક બ્રહ્માંડમાં રહેલા વ્યષ્ટિ બ્રહ્માદિનાં સમષ્ટિ સ્વરૂપે છે અને તેઓ જગદીશ્વરીની સેવા કર્યા કરે છે. ૯૮-૯૯

મરકતમણિના આ મોટા કિલ્લાની પછી આગળ **સત્તરમો પ્રવાલ પ્રાકાર** આવેલ છે. તેની ઊંચાઈ સો યોજનની છે. તેની કેસર જેવી લાલ ક્રાન્તિ છે. તે કિલ્લાની અંદરની ભૂમિ તેવી જ - પરવાળાંની જ છે અને ઘરો પણ તેવાં જ છે. તેની મધ્યમાં પાંચ ભૂતોનાં સ્વામિની પાંચ દેવીઓ વસે છે. તેમાંનાં પહેલાં હલ્લેખાં, બીજા ગગના, ત્રીજાં રક્તા, ચોથાં કરાલિકા અને પાંચમી મહોચ્છુષ્મા એવા નામનાં છે. તેઓ પાંચ ભૂતો સમાન પ્રભાવવાળાં, પાશ-અંકુશ-વર-અભયને ધારણ કરનારાં, અમાપ અલંકારોવાળા, દેવી સમાન વેષવાળા અને નવા યૌવનથી એ પ્રવાલ પ્રાકારથી આગળ અઢારમો નવરત્નોનો પ્રાકાર છે. તે મહાન કિલ્લો અનેક યોજનાના વિસ્તારવાળો છે. તેમાં પૂર્વામ્નાય, પશ્ચિમામ્નાય, ઉત્તરામ્નાય તથા ઊર્ધ્વામ્નાયની દેવીઓના અનેક નિવાસો છે. તે પ્રાસાદો બધા રત્નોમય છે અને તળાવો તથા સરોવરો પણ તેવાં - રત્નોનાં જ છે. રાજન્ ! શ્રીં ભુવનેશ્વરીના અવતારો પાશાંકુશેશ્વરી વગેરે જે છે અને મહાવિદ્યાઓના જે ભેદો છે, તેઓ સર્વે ત્યાં નિવાસ કરે છે. કરોડો સૂર્ય સમાન કાંતિવાળી સર્વ દેવીઓ પોતાની આવરણ દેવીઓ સહિત અને પોતાનાં ભૂષણો તથા વાહનો સહિત ત્યાં જ વિરાજે છે અને કરોડ મહામંત્રોની દેવતાઓ પણ ત્યાં જ રહે છે. ૧૦૪-૧૦૭

આ નવરત્નમણિમય કિલ્લાથી આગળ એક દિવ્ય ચિંતામણિગૃહ છે. ચિંતામણિ પ્રાસાદની સર્વ વસ્તુ ચિંતામણિ રત્નની બનેલી છે. તે પ્રાસાદના હજારો સ્તંભો સૂર્ય સમાન કાંતિવાળા, ચંદ્ર સમાન કાંતિવાળા અને વીજળી સમાન કાંતિવાળા પાષાણોથી બનાવેલા છે, કે જેમની કાંતિથી આંખ અંજાઈ જવાથી અંદરની કોઈપણ વસ્તુ જોઈ શકાતી નથી. ૧૦૮-૧૧૦





# ચિંતામણિ ગૃહનું વર્ણન અને દેવીનું ધ્યાન



મહર્ષિ વ્યાસે કહ્યું - "ષોડશદલ અષ્ટદલ તથા ષટકોણના મધ્યે જે ચિંતામણિગૃહ બિંદુસ્થાને વિરાજે છે, તે જ મૂલ પ્રકૃતિરૂપ ભુવનેશ્વરી દેવીનું સ્થાન છે. તેમાં અસંખ્ય સ્તંભવાળા ચાર મંડપો છે.૧

પ્રથમ શૃંગાર મંડપ, દ્વિતીય મુક્તિમંડપ, તૃતીય જ્ઞાનમંડપ અને ચતુર્થ એકાંતમંડપના નામથી પ્રસિદ્ધ છે. આ ચારેય ઉત્તમ મંડપો વિવિધ પ્રકારના ચંદરવાથી સુશોભિત, અનેક જાતના ધૂપોથી સુવાસિત અને કાંતિથી કરોડો સૂર્ય સમાન પ્રકાશમાન બની રહ્યા છે. આ મંડપોની ચારે બાજુ પ્રથમ કેસરની વાટિકા, દ્વિતીય મલ્લિકાની વાટિકા અને તૃતીય મોગરાની વાટિકા રહેલી છે. હે નૃપવર્ય ! તે વાટિકાઓમાં અસંખ્ય કસ્તૂરીમૃગ કસ્તૂરીથી ભરેલા અને કસ્તૂરીને સ્રવી રહેલા છે.૨-૫

આ ચારે મંડપોની બન્ને બાજુએ પણ મહાપદ્મા નામની વાટિકા છે, જે રત્નસોપાનોથી રચેલી છે, તેમજ અમૃતના રસથી ભરેલી છે, ગુંજન કરતા મદોન્મત ભ્રમરોથી સંયુક્ત છે, હંસો તથા બતકપક્ષીથી વ્યાપ્ત છે અને સુગંધથી ભરી દીધેલ દિશાઓના કિનારાવાળી છે. એ વાટિકાઓના પરિમલથી મણિદ્વીપ સુવાસિત રહે છે.૬,૭

પ્રથમ શૃંગારમંડપમાં દેવીઓ વિવિધ સ્વરોથી ગાય છે, ઉત્તમ દેવો સભાસદ તરીકે હોય છે અને સૌના મધ્યમાં શ્રી જગદંબા બિરાજે છે. ૮

હે રાજન્ ! મુક્તિમંડપના મધ્યમાં તો ભગવતી પોતાના ભક્તોને નિરંતર સંસારબંધનથી મુક્ત કરે છે અને તૃતીય જ્ઞાનમંડપમાં જ્ઞાનોપદેશ કરે છે. ચતુર્થ એકાંતમંડપમાં જગદંબા પોતાની મંત્રિણી દેવીઓની સાથે નિત્ય જગતની રક્ષાનો વિચાર કર્યા કરે છે. ૯,૧૦

હે રાજન્ ! ચિંતામણિગૃહમાં શક્તિનાં દશ તત્ત્વોરૂપ સોપાનમય એક પલંગ શોભી રહ્યો છે. આ પલંગના ચાર આધારસ્તંભો બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર તથા ઈશ્વર કહેવાય છે અને વચ્ચેના પાટિયારૂપે સદાશિવ છે. ૧૧,૧૨

તે પલંગ ઉપર ભુવનેશ્વર નામના મહાન દેવ બિરાજે છે. સૃષ્ટિની આદિમાં પોતાની ક્રીડા માટે ભગવતી જે બે રૂપોવાળાં થયાં હતાં, તેમાંના જમણા અર્ધભાગરૂપ એ મહેશ્વર છે. એ સર્વેશ્વર મહાદેવ કામદેવના ગર્વનો નાશ કરવા માટે ઉદય પામતા કરોડો કામદેવ જેવા સુંદર છે. વળી ભુવનેશ્વર પંચવક્ત્ર છે અને ત્રિનેત્ર છે, મણિઓના અલંકારોથી અલંકૃત છે, પોતાના કરકમલોમાં હરિણ, અભય, પરશુ તથા વરને ધારણ કરી રહ્યા છે, સોળ વર્ષની વયના છે. કોટિ સૂર્ય સમાન પ્રકાશમાન છે, કરોડો ચંદ્ર જેવા

અતિ શીતલ છે, શુદ્ધ સ્ફટિક સમાન છે અને શીતલ કાંતિવાળા છે. ભગવાન ભુવનેશ્વરના વામ ઉત્સંગમાં શ્રી ભુવનેશ્વરી ભગવતી બિરાજમાન છે.

આ ભુવનેશ્વરી ભગવતી નૂતન રત્ન સમૂહ નિર્મિત કટિમેખલાથી શોભી રહ્યાં છે. ભગવતીનાં બાજુબંધરૂપ અલંકારો તપેલા સુવર્ણથી જડેલા વૈડૂર્યમણિના છે. ભુવનેશ્વરી દેવીનું મુખકમળ ઝળકતી શોભાવાળા ચક્રાકાર કર્ણાભૂષણોથી સુંદર છે. લલાટની કાંતિના વૈભવથી ભગવતીએ અર્ધચન્દ્રને પણ જીતી લીધો છે. પરિપકવ બિમ્બફલની કાંતિનો તિરસ્કાર કરનારા ઉભય ઓષ્ઠથી તે શોભી રહ્યાં છે. તેમનું મુખ કેસરનાં તથા કસ્તૂરીના તિલકથી શોભી રહ્યું છે. તેમના દિવ્ય ચૂડામણિમાં ચન્દ્ર તથા સૂર્ય અત્યંત ઝળકી રહ્યા છે. ઉદય પામતા શુક્રગ્રહ સમાન સ્વચ્છ એવા નાસિકાના અલંકારથી તે દીપી રહ્યાં છે. ગળાના એક જાતના અલંકારમાં લટકાવેલા ઉજ્જવળ મોતીઓના ઝૂમખાથી તે શોભી રહ્યાં છે. તેમનાં સ્તન ચંદન, કપૂર તથા કેસરના વિલેપનથી અલંકૃત છે. જુદા જુદા પ્રકારના વિવિધ અલંકારો ભુવનેશ્વરી દેવીએ ધારણ કર્યા છે. તેમનો કંઠ શંખના જેવો છે. દાડમના ફળના બીજ જેવી દંતપંક્તિથી તે શોભી રહ્યા છે. અમૂલ્ય રત્નોથી મઢેલા મુકુટથી તેમનું મસ્તક યુક્ત છે. તેમનું મુખકમલ મદોન્મત્ત ભ્રમરપંક્તિઓની માળાઓથી વિલસી રહેલા કેશોથી યુક્ત છે. ૧૮-૨૪

તેમનું મુખ કલંકની કઠોરતાથી રહિત શરદઋતુના ચંદ્ર જેવું છે. ગંગાના જળમાં પડતી ઘૂમરી સમાન શોભાયમાન નાભિથી તે વધુ શોભી રહ્યાં છે. માણિક્યના ટુકડાઓથી જડેલી વીંટીઓથી તેમની આંગળીઓ શોભી રહી છે. કમળની પાંખડી જેવા આકારવાળું ત્રણ નેત્રોથી તે સુંદર લાગે છે. તેમની કાંતિ સરાણ પર ઘસીને ઉજ્જવળ કરેલા પદ્મરાગ મણિ જેવી ઉજ્જવળ છે. રત્નોની કિંકિણીઓવાળા રત્નોનાં કડાંથી તે શોભી રહ્યાં છે. તેમણે ધારણ કરેલી મણિ તેમજ મોતીઓની સેરોમાં રહેલી ચકતાંની પંક્તિ પુષ્કળ શોભી રહી છે. રત્નાંગુલિઓ અર્થાત્ મુદ્રિકાના રત્નોની નીકળતી કાન્તિથી તેમના કર દીપી રહ્યા છે. ૨૫-૨૮

કંચુકીની અંદર જડેલા અપાર અનેક પ્રકારના રત્નોની પંક્તિની કાંતિને તે પ્રસરાવી રહ્યાં છે. જૂઈનાં પુષ્પોથી કેશપાશ સુગંધીમય છે, જેમાં ગૂંથેલી જૂઈની માળામાં રહેલી ભમરાઓની પંક્તિથી તે યુક્ત છે.૨૯

ગોળ, મજબૂત અને ઊંચા સ્તનના ભારને લીધે જાણે તે થાકી ગયાં હોય તેવાં જણાય છે. મંગળ મૂર્તિ છે. તેમની ચાર ભુજાઓ, વર, પાશ, અંકુશ તથા અભયથી શોભે છે. સર્વ શૃંગારવાળા વેશથી તે સમ્પન્ન છે. તેમના શરીરરૂપી વેલી અત્યંત સુકુમાર છે. સૌન્દર્યની ધારાનું તો તે સર્વસ્વ છે. વિના હેતુ તે કરુણામય છે..૩૦,૩૧

પોતાના ભાષણની મીઠાશથી તેમણે વીણાનો પણ તિરસ્કાર કર્યો છે. કરોડો સૂર્ય ચંદ્રની કાંતિને તે ધારણ કરે છે. અનેક સખીઓ, દાસીઓ, દેવાંગનાઓ તથા સર્વ દેવતાઓ તેમની ચારેબાજુ વીંટાઈ વળ્યાં છે. ઇચ્છાશક્તિ, જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિથી

તે યુક્ત છે. લજ્જા, પુષ્ટિ, તુષ્ટિ, કીર્તિ, કાંતિ, ક્ષમા, દયા, બુદ્ધિ, મેધા, સ્મૃતિ તથા લક્ષ્મી એ સર્વ દેવાંગનાઓ મૂર્તિમાન થઈ તેમની પાસે રહે છે. જ્યાં, વિજયા, અજિતા, પરાજિતા, નિત્યા, વિલાસિની, દોગ્ધ્રી, અઘોરા અને મંગલા, આ નવ પીઠશક્તિ તો પરા અંબિકાની સેવા કરે છે. ૩૨-૩૬

"હે રાજન્ ! તેમની પાસે શંખ અને પદ્મ નામના બે નિધિ રહે છે. એ નિધિઓમાંથી નીકળતી નવરત્ના (નવરત્નોને વહેતી), કાંચનસ્રાવી(સોનું ઝરતી) અને સપ્તધાતુને વહેતી સર્વ નદીઓ સુધા સાગરના છેડે જઈ મળે છે. આ ભુવનેશ્વરી દેવી શ્રી મહાદેવના ડાબા ખોળામાં બિરાજે છે. મહેશ્વરનું સર્વેશ્વરપણું તેમના સંગને જ કારણે છે, અન્ય કોઈપ્રકારે નથી." ૩૭-૩૯

આ ચિંતામણિ ગૃહનું માપ તમે સાંભળો. મહાપુરુષો કહે છે કે તે ગૃહ હજાર યોજન વિસ્તારવાળું છે. તેની આસપાસ ઉત્તરે પૂર્વના કરતા બે ગણા વિસ્તારવાળા મોટા કિલ્લાઓ આવેલા છે. એ મણિદ્વીપ અંતરિક્ષમાં નિરાધાર-અદ્ધર શોભી રહ્યો છે. તે નિરંતર સંકુચિત તેમજ વિકસીત થઈ શકે છે. કાર્યવશ સૃષ્ટિની આદિમાં વસ્ત્રની માફક ફેલાય છે અને પ્રલયમાં સંકુચિત થઈ જાય છે. જ્યાં મહાપ્રભાવવાળાં દેવી ભુવનેશ્વરી બિરાજે છે, તે ચિંતામણિ ગૃહને સર્વ કિલ્લાઓની કાંતિના શ્રેષ્ઠ અવધિરૂપ કહે છે. ૪૦-૪૩

પ્રત્યેક બ્રહ્માંડમાં રહેનારા દેવો, નાગો, મનુષ્યો તથા અન્ય જે જે શ્રી દેવીના ઉપાસકો છે, તે સર્વ એ મણિદ્વીપમાં જ જાય છે, જેઓ દેવીના પૂજનમાં તત્પર હોઈ દેવીના ક્ષેત્રમાં પ્રાણો ત્યજે છે, તે સર્વે એ મણિદ્વીપમાં જ જાય છે, જ્યાં દેવીના મોટા ઉત્સવો થઈ રહ્યા છે. ૪૪,૪૫॥

ઘીની, દૂધની, દહીંની, મધની, અમૃતની, દ્રાક્ષની રસની, જાંબુના રસની, આંબાના રસની તથા શેરડીના રસની હજારો નદીઓ ત્યાં વહે છે. ત્યાંનાં વૃક્ષો મનધાર્યાં ફળ આપે છે, વાવો અને કૂવાઓ મનગમતાં જળ આપે છે. ત્યાં કોઈ પ્રકારની ન્યૂનતા નથી. રોગ, પળિયાં કે વૃદ્ધાવસ્થા ત્યાં કદી છે જ નહિ. ચિંતા માત્સર્ય, કામ, ક્રોધ વગેરે કાંઈ પણ ત્યાં નથી. સર્વ લોકો યુવાન હોઈ, હજારો સૂર્ય સમાન તેજસ્વી છે અને સ્ત્રીઓ સહિત નિત્ય શ્રી ભુવનેશ્વરી દેવીનુ ભજન કરે છે. તેમાંના કેટલાકે સાલોક્ય મુક્તિ, કેટલાકે સામીપ્ય મુક્તિ, કેટલાકે સારૂપ્ય મુક્તિ જ્યારે કેટલાકે સાર્ષ્ટિ મુક્તિ પ્રાપ્ત કરી છે. મણિદ્વીપમાં જે જે દેવતાઓ વસે છે, તે બધા દરેક બ્રહ્માંડમાં વસતા દેવોના સમષ્ટિ સ્વરૂપો છે અને તેઓ ત્યાં રહી શ્રી જગદીશ્વરીની સેવા કરે છે. ત્યાં સાત કરોડ મહામંત્રો મૂર્તિમાન થઈને ભગવતીની ઉપાસના કરે છે. ૪૬-૫૩

તેમજ સમગ્ર વિદ્યાઓ પણ ગુણોની સામ્યાવસ્થારૂપ, મંગળમય, કારણ બ્રહ્મસ્વરૂપ અને માયામિશ્ર સ્વરૂપવાળાં તે મહાદેવીની ઉપાસના કરે છે. હે રાજન ! એમ અતિશય મોટા મણિદ્વીપનું વર્ણન મેં તમારી સમક્ષ કર્યું. સૂર્ય, ચંદ્ર કરોડો વીજળીઓ તથા અગ્નિ, એ મણિદ્વીપની સમાન, કોઈ સ્થળે મરકતમણિની કાંતિ

સમાન, કોઈ સ્થળે વીજળી તથા સૂર્યના જેવી કાંતિવાળો, કોઈ સ્થળે બપોરના સૂર્ય સમાન, કોઈ સ્થળે કરોડો વીજળીઓની ધારાઓ જેવી ઉત્તમ કાંતિથી વ્યાપ્ત અને કોઈ સ્થળે સિંદૂર-ઈન્દ્રનીલ તથા માણિક્ય સમાન કાંતિવાળો છે. તેની દિશાઓના કિનારા ઉત્તમ હીરાઓની કાંતિથી ઝળહળી રહ્યા છે. કાંતિના કારણે તે કોઈ સ્થળે દાવાનળ જેવો, કોઈ સ્થળે તપેલા સોના જેવો, કોઈ સ્થળે ચન્દ્રકાન્ત મણિ જેવો અને કોઈ સ્થળે સૂર્યકાંત મણિ જેવો, રત્નોના શિખરોથી તે યુક્ત છે. તે રત્નના કિલ્લા તથા દરવાજાવાળો છે અને રત્નપત્ર, રત્નફળ તથા રત્નવૃક્ષોથી તે શોભી રહ્યો છે. ૫૪-૬૦

નાચતા મોર પક્ષીઓના ટોળાથી તથા હોલા-કબૂતર પક્ષીઓના શબ્દોથી, કોયલોના મનોહર ટહુકાઓથી તથા પોપટોના આલાપથી તે શોભી રહ્યો છે. મનોહર, રમણીય જલવાળાં લાખો સરોવરોથી તે વીટાયેલો છે. તેમના મધ્યભાગમાં ખીલેલાં રત્નમય કમળોના કારણે ચારેય બાજુ સો યોજન પર્યન્ત સુગંધી ફેલાઈ રહી છે. મંદ મંદ પવનથી ચલાયમાન થતાં વૃક્ષોથી તે વ્યાપ્ત છે. ચિંતામણિ રત્નોના સમૂહોની જ્યોતિ આકાશમાં પ્રસરી રહી છે. રત્નોની કાંતિથી ચારે બાજુ દિશાઓના કિનારાઓ ઝળહળી રહ્યા છે. ૬૧-૬૪

"હે રાજન્ ! વૃક્ષોના સમૂહોના અત્યંત સુગંધવાળા પવનથી તે પૂર્ણ છે. સર્વ સ્થાનો ધૂપની સુગંધથી મહેકી રહ્યાં છે. મણિરૂપ હજારો દીવાઓથી તે પ્રકાશમાન છે. મણિઓનાં ઉત્તમ છિદ્રોની અંદર ઝળકતી કાંતિથી દિશાઓની ભૂલામણી થાય છે અને અંદરના ભાગમાં તે દર્પણોથી યુક્ત છે. ૬૫,૬૬

હે રાજન્ ! સંપૂર્ણ ઐશ્વર્ય, સમસ્ત શૃંગાર, સંપૂર્ણ સર્વજ્ઞાનપૂર્ણ, સંપૂર્ણ તેજ, સર્વ પરાક્રમ, સર્વોત્તમ ગુણો અને સંપૂર્ણ દયાની તો ત્યાં સમાપ્તિ જ છે. રાજાના આનંદથી માંડી બ્રહ્મલોક પર્યન્તના જે આનંદો છે, તે સર્વ આનંદો ત્યાં જ સમાઈ જાય છે. હે રાજન્ ! મેં આપ સમક્ષ મહાન મણિદ્વીપનું વર્ણન કર્યું. મહાદેવીનું તે પરમસ્થાન સર્વ લોકમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે. ૬૭-૭૦

તેના સ્મરણ માત્રથી સર્વ પાપો નષ્ટ થઈ જાય છે. પ્રાણપ્રયાણ સમયે તેનું સ્મરણ કર્યાથી હરકોઈ પ્રાણી મહાદ્વીપમાં જાય છે. જે મનુષ્ય સાવધાનતાપૂર્વક આઠમા અધ્યાયથી બારમા અધ્યાય સુધીના - આ પાંચ અધ્યાયનો નિત્ય પાઠ કરે, તેને ભૂત-પ્રેત-પિશાચ વગેરે તરફથી કોઈપણ જાતનો ઉપદ્રવ થતો નથી. નવા મકાનના નિર્માણ સમયે તેમજ નવા મકાનના વાસ્તુયોગમાં કાળજીપૂર્વક આ પાંચ અધ્યાયનો પાઠ કરવામાં આવે તો કલ્યાણ મંગળ પ્રાપ્ત થાય છે.૭૧-૭૩

(આ ગ્રંથમાં જે 'મણિદ્વીપ' અને 'ચિંતામણી ગૃહ'નું વર્ણન છે. તે પ.પૂજ્ય શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રી કૃત 'શ્રીમદ દેવી ભાગવત'ના બારમા સ્કંધમાંથી સાભારઉદ્ધત કરેલ છે. તેનો લેખક ઋણ સ્વીકાર કરે છે. : શરદચંદ્ર ઈ. પુરોહિત)





# શ્રી ભુવનેશ્વરી સાથે ઉપાસ્ય ચિંતામણિ ગણેશજી



**શ્રી** ગણેશજી વિભુ છે, સર્વત્ર વ્યાપક આદ્ય - પ્રથમ પૂજ્યદેવ છે. તેઓના ધામ-નિવાસસ્થાનને 'સ્વાનંદધામ' કહેવામાં આવ્યું છે. સર્વ-સૌંદયનિધિ શ્રીગણેશ પોતાની સ્વાનંદધામમાં નિત્ય નિરંતર નિવાસ કરી સમસ્ત લોકનું સર્વમંગલ કરે છે. આ વાત સહજસિદ્ધ છે કે, સર્વસૌંદર્યકોશનું પ્રતીક છે - તેઓનું સ્વાનંદમંગલ, પૂર્ણાનંદ, પરાનંદ અને પુરાણ પુરુષોત્તમ શ્રી ગણેશજીનું ધામ આનંદથી પરિપૂર્ણ છે. તેમને 'ચિંતામણિ-દ્વીપયતિ' કહેવામાં આવેલ છે. કલ્પદ્રુમ ભવનાલય-કલ્પદ્રુમના ઉપવનમાં નિવાસ કરનારા નિરૂપિત કરવામાં આવ્યા છે.

**ચિન્તામણિ દ્વીપપતિઃ કલ્પદ્રુપભવનાલયઃ ।**

**(ગણેશસહસ્ત્રનામસ્તોત્ર - ૨૯)**

'શારદાતિલક'માં મહાગણપતિના ધ્યાન નિરૂપણ પ્રસંગમાં વર્ણન આ પ્રમાણે ('શારદાતિલક' ૧૩/૩૨/૩૫)

સાધકે શેરડીના રસના સમુદ્રમાં નવરત્નમય દ્વીપનું ધ્યાન કરવું જોઈએ. તે દ્વીપનો પ્રાંતભાગ ઉક્ત સાગરની લહેરોથી પ્રક્ષાલિત છે. તેમાં મંદમંદ પવનનો સંચાર થઈ રહ્યો છે. મંદાર, પારિજાત આદિ પંચવિધ કલ્પવૃક્ષોની લતાઓથી તે વ્યાપ્ત છે. ત્યાં પ્રગટ થયેલ રત્નોની પ્રભાથી ભૂતલ અરુણ દેખાય છે. ઉદિત સૂર્ય અને ચંદ્રમાના પ્રકાશથી દિગ-દિગન્ત પ્રકાશિત છે. તે દ્વીપની મધ્યમાં નવરત્નમય પારિજાત છે, પ્રીતિવર્ધક છ ઋતુઓ દ્વારા તે નિત્ય સેવિત છે. તેની નીચે નિર્મિત મહાપીઠ પર માતૃકામય કમલની મધ્યમાં ષટ્કોણ છે. ષટ્કોણની અંદર ત્રિકોણ છે. તેની અંદર મહાગણપતિ સ્થિત છે. આ પ્રમાણે તેનું ધ્યાન કરવું જોઈએ.

ગણેશ પુરાણના ઉત્તરખંડના ૫૦માં અધ્યાયમાં મુદ્ગલમુનિ દ્વારા શ્રી ગણેશજીના સ્વાનંદલોક અથવા ધામનું વર્ણન મળે છે. તે લોકમાં કામકાયિની શક્તિપીઠ પર સદા ગણેશજી વિરાજમાન રહે છે. આ સ્વાનંદલોક યા ધામ ચિંતામણિદ્વીપનો પર્યાય છે.

**સ કામદાયિની પીઠે સંતિષ્ઠતિ વિનાયકઃ ।**

**(ગણેશપુરાણ - ૨।૫૦।૫૧)**

શ્રી ગણેશજીનું આ સ્વાનંદધામ પાંચ હજાર યોજનના વિસ્તારવાળું છે. દિશાઓને પ્રકાશિત કરનારી રત્નકાંચનમયી ભૂમિ છે એની. આ ઈક્ષુરસ સાગરની

મધ્યમાં વિરાજિત છે. વેદાધ્યયન, દાન, વ્રત, યજ્ઞ, જપ-તપથી આ કોઈપણ સ્થિતિમાં પ્રાપ્ત નથી થઈ શકતું. એની પ્રાપ્તિ તો ભક્તિના પરિણામરૂપ વિનાયકદેવની કૃપાથી જ થાય છે. વિઘ્નેશ્વર આમાં સમષ્ટિ-વ્યષ્ટિરૂપથી નિવાસ કરે છે.

સ્વાનંદભવનની અમિત શોભા છે. તેમાં ગજમુક્તામણિમય અસંખ્ય પ્રકાશમાન ગૃહ છે. દુઃખ અને મોહથી રહિત તે ગણેશલોક તેમની કૃપાથી જ પ્રાપ્ય છે. તેના ઉત્તરભાગમાં ઈક્ષુસાગર શોભા પામે છે. તેમાં સહસ્ત્રદળથી યુક્ત પદ્મિની છે. તેમાં ચંદ્રમા સમાન કાન્તિમાન સહસ્ત્ર દળવાળું કમળ શોભિત છે. તેની કર્ણિકામાં રત્ન-કાંચનનિર્મિત શૈયા છે. દિવ્યામ્બરયુક્ત વિનાયક તેના પર શયન કરે છે. સિદ્ધિ-બુદ્ધિ અત્યંત ભક્તિભાવથી તેના ચરણોની સેવા કરતી રહે છે.ત્રણ મૂર્તિયોથી યુક્ત સામવેદ તેમનું ગાન કરે છે, શાસ્ત્ર મૂર્તિમાન થઈને તેમની સ્તુતિ કરે છે. સમસ્ત પુરાણ તેમના સદ્‌ગુણોનું વર્ણન કરે છે. તેમાં શુંડ-દંડથી વિભૂષિત બાલસ્વરૂપ ગણેશજી વિરાજમાન છે. તેમનું અંગ કોમળ છે. અરુણ વર્ણ છે, તેમની મોટી મોટી આંખો છે અને એકદંત છે. તેમાં મુકુટ અને કુંડળ, કસ્તૂરી-તિલકથી શોભિત છે. તેમની માળા દિવ્ય છે. તેમનું અંબર-પરિધાન દિવ્ય છે. તેમના શરીરમાં દિવ્યગંધનો લેપ છે. તેઓ મુક્તામણિ ગુણોથી યુક્ત રત્નમંડિત હીર ધારણ કરે છે. અનંત કોટિ સૂર્યો સમાન તેજસ્વી છે. તેમના મસ્તક પર અંધચંદ્રનો મુકુટ છે. સ્મરણ કરવા માત્રથી - **'સ્મરણાત્ પાપહા સદ્ય'** શીઘ્ર પાપોનો નાશ કરે છે.

તેજોવતી અને જવાલિની - આ શક્તિઓ તે પર્યંકની સમીપ સદા સ્થિત રહે છે. એ શક્તિઓ સહસ્ત્રસૂર્યો સમાન તેજસ્વિની છે. શ્રી ગણેશજીનું આ સ્વાનંદધામ શીત, જરા, કલેશ, સ્વેદ, તંદ્રા, ક્ષુધા, તૃષા, દુઃખ આદિથી સર્વથારહિત છે, પુણ્યાત્માજન જ આમાં આનંદમગ્ન થઈને નિવાસ કરે છે.

સર્વસૌંદર્યનિધિ શ્રી ગણેશજીનું સ્મરણ પરમમંગલકારી છે. તેઓ સમસ્ત-સમૃદ્ધિ પ્રદાન કરે છે. તેમના સ્વરૂપ, રૂપ, અંગ-પ્રત્યંગ, આભરણ-આભૂષણ પરિધાન, પરિવાર, પ્રતિહાર, પાર્ષદ, વાહન તથા લોકાદિ સર્વબધું જ દિવ્ય છે. તેનાથી પરમાનંદની પ્રાપ્તિ થાય છે. તેમના ચિંતનથી મોટી શાંતિ અને આત્મતૃપ્તિની ઉપલબ્ધિ થાય છે. તેઓ સંસારની યાત્રા કરનારાઓનો શ્રમ હરી લે છે. તેના ચરણ-કમળના ધ્યાનથી આ લોક અને પરલોક બંને સફળ થાય છે. તેઓ પાપતરુનો નાશ કરીને વિઘ્નોના ગઢને ધૂળ ભેગો કરીને પોતાના સ્વજનો અને સમસ્ત સંસારના પ્રાણિયોના આનંદનું સંવર્ધન કરે છે.

આમ ગણેશના સ્વાનંદલોક અને ભુવનેશ્વરીના મણિદ્વીપનામાં આવેલ ચિંતામણી ગૃહના વર્ણનો ઘણી જ સમાનતા ધરાવે છે. ચિંતામણી દ્વીપપતિ કલ્પદ્રુ-ભવનાલય ગણપતિનું ચિંતામણિ સ્વરૂપ ભુવનેશ્વરી સાથે પૂજનીય મનાય એવું મા

પણ મંતવ્ય છે. એટલે ભુવનેશ્વરીની ઉપાસના કરતી વખતે ચિંતામણી ગણેશનું અને ભુવનેશ્વર મહાદેવનું પૂજન અવશ્યમેવ સર્વ સિદ્ધિ પ્રદ બની રહેશે એમાં શંકાને સ્થાન નથી.

ગણેશ પુરાણની કથા છે કે - ત્રિપુરાસુરે અમરાવતી પર અધિકાર પ્રાપ્ત કર્યો. બ્રાહ્મણવેશ ધારણ કરી ગણેશજીએ ત્રિપુરાસુરને કહ્યું કે મેં કૈલાસમાં શિવજીની પાસે ગણેશજીની મૂર્તિ જોઈ છે. તે મૂર્તિ ચિંતત કામનાઓની પૂર્તિ કરનારી છે. ચિંતામણી ગણેશમૂર્તિ છે. આ શિવજીદ્વારા પૂજિત છે.

**અહં કૈલાસમગમં દૃષ્ટવાન્ મૂર્તિમુત્તમામ્ ।**
**શિવેન પૂજિતાં સમ્યગ્ગાણેશીં ચિન્તિતાર્થદામ્ ॥**

(ગણેશ પુ. ૧।૪૧।૨૦)

**ત્રિપુરાસુરે દૂતને મોકલીને શિવજી પાસે તે ચિંતામણી ગણેશ મૂર્તિની યાચના કરી.**

**મૂર્તિશ્ચિન્તામણેસ્તેડસ્તિ ગૃહે સર્વાર્થદા શુભા ।**

શિવજીએ કહેવડાવ્યું કે - 'વિનાયુદ્ધ તે મૂર્તિ નહીં આપી શકાય.' ત્રિપુરાસુર કૈલાસમાં ગયો. ભ્રમણ કરતાં કરતાં તેને ચિંતામણિ સ્વરૂપ સુંદર ગણેશમૂર્તિ જોવામાં [illegible] તે હજારો કોટિ સૂર્ય સમાન પ્રભામયી, અનેક આભૂષણોથી શોભિત અને ત્ર્યૈલોક્ય સુંદર હતી. તેને લઈને તે પોતાના સ્થાન પર આવ્યો.

ગણેશજીની આરાધના કરી. ગણેશજીને સોના,ચાંદી, અને લોહના ત્રણ નગર ત્રિપુરાસુરને પ્રદાન કર્યાં. તેણે કાશ્મીરના પાષાણમાંથી શ્રી ગણેશજીની મૂર્તિ બનાવડાવી, મંત્રવિદ્યા વિચક્ષણ બ્રાહ્મણો દ્વારા તેની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરાવી. આને માટે તેણે ગણેશપુરમાં રત્ન અને સુવર્ણઆદિથી તેમનું એકભવ્ય મંદિર પણ બનાવ્યું હતું.

આ તરફ શિવજીએ પણ ઘોર તપ દ્વારા ગણેશજીને પ્રસન્ન કર્યા. તેમની કૃપાથી તેમણે ત્રિપુરાસુર પર વિજય પ્રાપ્ત કર્યો અને પોતાનું 'ત્રિપુરારિ'નામ સાર્થક કર્યું. ભગવાન શંકર દ્વારા ગણેશજીની મૂર્તિ સ્થાપના અને મંદિરનિર્માણનો પ્રસંગ ગણેશ પુરાણમાં ઉપલબ્ધ થાય છે.

**'સંસ્થાપયામાસ મહાગણેશં પ્રાસાદમુશ્ચૈર્દઢમાશુ ચક્રે ॥**

(ગણેશ પુ.૧।૪૫।૧૩)

- એ ગણેશમૂર્તિની પૂજા દેવતા-ઋષિ-મુનિ સર્વએ કરી.

દેવરાજ ઈન્દ્રએ પણ મહર્ષિ ગૌતમના શાપમાંથી મુક્ત થવા માટે ગણેશજીની મૂર્તિની સ્થાપના કરીને ઉપાસના કરી હતી. ઈન્દ્રએ ચિંતામણિ તીર્થમાં રત્ન અને સુવર્ણમંડિત એક મંદિર બનાવીને તેમાં શ્રી ગણેશજીની એકદિવ્ય સુંદર સ્ફટિકનીમૂર્તિ સ્થાપિત કરી ઉપાસના કરી તેથી ગણેશજીએ પ્રસન્ન થયા અને ઈચ્છિત વરદાન પ્રદાન કર્યું હતું.

'સ્કંધપુરાણ'ના કાશીખંડમાં કાશીના છપ્પન(૫૬) વિનાયકોનું વર્ણન છે તેમાં છપ્પનવિનાયક સાત આવરણમાં વિભક્ત છે. તે પૈકી ચતુર્થ આવરણમાં ચિન્તામણિ વિનાયકનું નામ આવે છે.

એકવીસ પ્રધાન ગણપતિ ક્ષેત્રોમાં 'કલમ્બ' એ ચિંતામણિ ક્ષેત્ર છે.

મહર્ષિ ગૌતમના શાપમાંથી છૂટકારો પ્રાપ્ત કરવા માટે અહીં ઇન્દ્રએ ચિંતામણી ગણેશની સ્થાપના કરીને ઉપાસના કરી હતી. આ સંસ્થાનનું પ્રાચીન નામ કદંબપુર છે. બહારના યવતમાલ નગરથી ત્યાં બસ માર્ગે જવાય છે.

ગણેશપુરાણમાં ગણેશ મંદિર નિર્માણ સંબંધી જે આવશ્યક નિર્દેશ છે, તેને અનુરૂપ જ ગણેશલોકની ભાવના અનુસારનું 'દશભુજ ચિન્તામણિ ગણેશ'નું એક મંદિર મહારાષ્ટ્રમાં પૂના શહેરમાં આવેલું છે. તેમાં સ્થાપિત મૂર્તિ આદેશ અનુસાર એક કુવામાંથી મળી હતી.

મધ્યપ્રદેશમાં ઉજ્જૈનથી ચાર કીલોમીટર દૂર એક 'ચિંતામણિ ગણપતિ'નું મંદિર છે. તેનું નિર્માણ અહિલ્યાબાઈ હોલ્કરે કરાવ્યું હતું. અહીં ચૈત્ર માસના દર બુધવારે યાત્રા મેળો ભરાય છે. બીજુ ઉજ્જૈન સ્ટેશનની નજીક વિઘ્નવિનાયક ચિંતામણિ ગણેશ મંદિર આવેલું છે તે પણ ખૂબ પ્રસિદ્ધ છે.

અંતમાં જણાવવાનું કે - ભુવનેશ્વરી પીઠ, ગોંડલ (ગુજરાત)માં ભુવે... મહાદેવની સાથે ચિંતામણિ ગણપતિનું સ્વરૂપ સ્થાપિત છે. આટલું જાણ્યા પછી ભુવનેશ્વરીની ઉપાસનામાં ચિંતામણિ ગણેશનું સ્વરૂપ જ અગ્રપૂજામાં મહત્ત્વપૂર્ણ રીતે પૂજનીય છે. એમાં બે મત નથી.

**શ્રી પાર્વતીજી ભગવાન શિવને કહે છે કે-**
**લીલાવિગ્રહવાનેષઃ સ્વપ્રકાશો ગુણાતિગઃ ।**
**શુદ્ધસત્ત્વમયઃ સર્વજીવેશો ભુવનેશ્વરઃ ॥**
**પરમાત્મા ગુણાતીતઃ પુત્રતાં તે સમાગતઃ ॥**

**(ગણેશ પુ.૨।૮૨।૫૮**

- યોગીઓના પરમારાધ્ય ભગવાન યોગેશ્વરશિવ દૃષ્ટિમાં લીલાવિગ્રહધારી સ્વયંપ્રકાશ શ્રી ગણેશજી ત્રિગુણાતીત પરાત્પર, પરાત્પર પરમાત્મા છે. પાર્વતી કહે તેઓ શુદ્ધ સત્ત્વમય, સમસ્તજીવોના ઈશ્વર ભુવનેશ્વર છે. તે જ પરમાત્મા પાર્વતી પુત્રરૂપમાં પ્રગટ થયા છે.

આટલું જાણ્યા પછી ચિંતામણી દ્વિપપતિ ગણપતિનું પૂજન ચિંતામણિ ગણેશ રૂપમાં ભગવતી ભુવનેશ્વરી સાથે થાય તે સર્વથા ઉચિત છે.



# શ્રી ભગવતી ભુવનેશ્વરીનાં તીર્થસ્થાન

**ભા**રત વર્ષમાં દેવ-દેવીઓના અનેકો મંદિર જોવા મળે છે. પરંતુ માતાશ્રી ભુવનેશ્વરીના મંદિર ખૂબ જ અલ્પસંખ્યામાં આંગળીને વેઢે ગણી શકાય એટલાં જ છે.

**(૧) ભુવનેશ્વરમાં ભુવનેશ્વરી :**

હાવડા-વાલ્ટેયર લાઈન પર કટક-ખુરદારોડની વચ્ચે કટકથી ૧૮ માઈલ દૂર ભુવનેશ્વર સ્ટેશન છે. સ્ટેશનથી ભુવનેશ્વરનું મુખ્ય મંદિર લગભગ ત્રણ માઈલ દૂર છે. જગન્નાથપુરીથી ભુવનેશ્વર ત્રણ યોજન દૂર છે. આ સ્થાન ઉત્કલ (ઓરીસ્સા)ની પ્રાચીન રાજધાની હતું અને સ્વાધીન ભારતમાં ફરીથી ઉત્કલની રાજધાની બની ગયું છે.

ભુવનેશ્વર કાશીની માફક જ શિવ મંદિરોનું નગર છે. કહેવામાં આવે છે કે એક સમયે અહીં હજારોની સંખ્યામાં મંદિરો હતા. હાલમાં પણ સેંકડો મંદિરો છે. એને ઉત્કલ-વારાણસી અને ગુપ્તકાશી તરીકે લોકો ઓળખે છે. પુરાણોમાં એને 'એકામ્ર ક્ષેત્ર' કહેવામાં આવ્યું છે. કથા છે કે, કાશીમાં સર્વ તીર્થાધિદેવોનો વાસ થવાથી ભગવાન શંકરને એકાંતમાં રહેવાની ઇચ્છા થઈ. દેવર્ષિ નારદે 'એકામ્રક્ષેત્ર'ની પ્રશંસા કરી અહીં આવીને ભગવાન શંકરે ક્ષેત્રાધિપતિ અનંત વાસુદેવજી પાસે કેટલોક કાળ નિવાસની અનુમતિ માંગી. ભગવાન વાસુદેવે શંકરજીને અહીં નિત્ય નિવાસનો અનુરોધ કરી રોકી લીધા. ત્યારથી આ ક્ષેત્ર 'શાંભવક્ષેત્ર' તરીકે ઓળખાયું.

ભુવનેશ્વરનું મુખ્ય મંદિર શ્રી લિંગરાજ મંદિર છે. શ્રી લિંગરાજનું નામ જ ભુવનેશ્વર છે. આ મંદિર ઉચ્ચ પ્રાકારની અંદર છે. પ્રાકારોની ચારેબાજુ ચાર દ્વાર છે. જેમાં મુખ્ય દ્વારને સિંહદ્વાર કહેવાય છે. સિંહદ્વારમાં પ્રવેશ કરતા પ્રથમ ગણેશજીનું મંદિર, તેની આગળ નંદીસ્તંભ અને આગળ મંદિરનો ભોગમંડપ છે. આ મંડપમાં હરિહરમંત્રથી લિંગરાજજીને ભોગ ધરાવવામાં આવે છે. ભોગમંદિરની આગળ નાટ્યમંદિર (જગમોહન)છે. આગળ મુખશાળા છે. જેનું દ્વાર દક્ષિણ તરફ છે. અહીંથી આગળ વિમાન મંદિર (શ્રીમંદિર) છે. આ નિજ-મંદિરની નિર્માણકળા ઉત્કૃષ્ટ છે. એના બહારના ભાગમાં અત્યંત મનોરમ શિલ્પ-સૌંદર્ય છે. અંદરનો અંશ પણ મનોહર છે.

શ્રી લિંગરાજ (ભુવનેશ્વર)ના નિજ-મંદિરમાં ચપટુ અગઠિત વિગ્રહ છે. વસ્તુતઃ જલતત્ત્વ પ્રધાન આ બુદ-બુદ-લિંગ છે. શિલામાં બુદબુદાકાર ઉપસી આવેલ અંકુર ભાગોને બુદબુદલિંગ કહેવાય છે. એ ચક્રાકાર હોવાથી હરિહરાત્મક લિંગ પણ મનાય છે. અને હરિહરાત્મક માનીને તેમની પૂજા હરિહરમંત્રથી થાય છે. કેટલાક લોકો

ત્રિભુજાકાર હોવાથી અને હરગૌર્યાત્મક તથા દીર્ઘ હોવાથી કાલરુદ્રાત્મક પણ માને છે યાત્રી અંદર જઈને સ્વયં તેની પૂજા કરી શકે છે. હરિહરાત્મક લિંગ હોવાથી અહીં ત્રિશૂળને મુખ્ય આયુધ માનવામાં આવતું નથી, પિનાક ધનુષ જ મુખ્ય આયુધ મનાય છે.

આ મંદિરના ત્રણ ભાગોમાં ત્રણ મંદિર છે. મંદિરના દક્ષિણ ભાગમાં ગણેશજીની મૂર્તિ છે, તે ભાગને 'નિશા' કહેવાય છે. લિંગરાજજીના પાછળના ભાગમાં પાર્વતી મંદિર છે. આ મૂર્તિ ખંડિત હોવા છતાં પણ સુંદર છે. ઉત્તરભાગમાં કાર્તિકેય મંદિર છે આ ત્રણ મંદિર ઉપરાંત શ્રી લિંગરાજ મંદિરના ઉર્ધ્વભાગમાં કીર્તિમુખ, નાટ્યેશ્વર દશદિક્પાલોની મૂર્તિ છે. મુખ્ય લિંગરાજ મંદિર ઉપરાંત પ્રાકારની અંદર ઘણા દેવી દેવતાના મંદિરો છે. તે પૈકી મહાકાલેશ્વર, લક્ષ્મી-નૃસિંહ, યમેશ્વર, વિશ્વકર્મા, ભુવનેશ્વરી ગોપાલિની(પાર્વતી)ના મંદિર મુખ્ય છે. આમાં ભુવનેશ્વરી તથા પાર્વતીને શ્રી લિંગરાજ (ભુવનેશ્વર)ની મુખ્ય શક્તિ માનવામાં આવે છે. ભુવનેશ્વરી મંદિર મંદિરની સમીપમ વિશાળ નંદીની મૂર્તિવાળું નંદી મંદિર છે.

## (૨) હેમકૂટ વાસિની ભુવનેશ્વરી :

દક્ષિણની વિજયનગર રાજ્યની પ્રાચીનને હાલ હમ્પી કહેવાય છે. એનો વિસ્તાર ૨૪ માઈલનો છે. વિજયનગરથી હંપી ગામમાં, હેમકૂટ પર્વતની ઉપત્યકા તુંગભદ્રા નદીના કિનારા પર વિરુપાક્ષેશ્વર મંદિર આવેલું છે. હમ્પીનાં મધ્યમાં શ્રી વિરુપાક્ષ મંદિર હાસપેટ(કિષ્કિન્ધા)થી ૯ માઈલ દૂર છે. વિરુપાક્ષના નિજ મંદિર ઉત્તર તરફના મંડપમાં ભુવનેશ્વરી દેવીની મૂર્તિ છે અને તેઓની પશ્ચિમે પાર્વતી પ્રતિમા છે. તેની સમીપમાં ગણેશજી તથા નવગ્રહ છે. પશ્ચિમ ભાગમાં એક દ્વાર અંદર કેટલાક પગથિયાં ચઢી ઉપર જતાં મંદિરના પાછલા ભાગમાં બે આંગણ છે એમાં પ્રથમ આંગણના મંડપમાં સ્વામી વિદ્યારણ્ય (શ્રી માધવાચાર્ય)ની સમાધિ ત્યાં શ્રી માધવાચાર્યની મૂર્તિ છે. આદિ શંકરાચાર્યથી ૧૧માં 'શૃંગેરી પીઠ'ના શંકરાચ શ્રી વિદ્યારણ્ય સ્વામીજીએ આજથી ૨૩૨૦ વર્ષ પહેલાં હંપી મંદિરમાં માતા ભુવનેશ્વરીની મૂર્તિની પ્રતિષ્ઠા કરી હતી. ત્યાં કૃષ્ણ રંગની મૂર્તિ વિરાજમાન છે.

## (૩) યોનિરૂપા ભુવનેશ્વરી :

દક્ષયજ્ઞમાં શિવની નિંદા સાંભળીને સતીએ પ્રાણત્યાગ કરી કર્યો ત્યારે તેમ મૃતદેહને ખભા ઉપર લઈને મહાદેવ ઉન્મત્તભાવમાં ભાગવા લાગ્યા. તે સ નારાયણે સુદર્શન ચક્ર વડે સતીના શરીરનું એકાવન ભાગમાં વિભાજન કરી પ્ર અંગ ધરતી ઉપર પાડી દીધા. સતી અંગના અંશો જ્યાં પડ્યા ત્યાં એક શક્તિપી ઉદ્ભવ થયો. આ રીતે એકાવન શક્તિ પીઠોનો ઉદ્ભવ થયો. સમસ્ત શક્તિ પી મહાદેવજી ભૈરવરૂપમાં વિરાજમાન થયા. કામરૂપ દેશ (આસામ)માં ગૌ

(ગુવાહાટી)ની નજીક નીલ પર્વત (કામાખ્યા પર્વત) ઉપર સતીની મહામુદ્રા(યોનિ) પડી, તેથી 'કામાખ્યા' મહાપીઠ (યોનિપીઠ)ની ઉત્પત્તિ થઈ. સમસ્ત ભારતમાં જેટલા શક્તિ સ્થાનો છે તેમાં કામાખ્યા ધામની યોનિ પીઠ સિદ્ધિપ્રદ જાગૃત પીઠ છે. પ્રતિમાસ આ સતીનું માતૃઅંગ રજસ્વલા થાય છે. આ કામગીરી પર્વત ઉપર કામાખ્યા મુખ્ય દેવતા છે અને મહાદેવ ઉમાનંદ ભૈરવ રૂપે વિરાજમાન છે. **યોનિપીઠં કામગિરૌ કામાખ્યા યત્રદેવતા । ઉમાનંદોઽથ ભૈરવઃ ।** વળી યોનિતંત્રમાં કહ્યું છે કે -

**ગૌરી લક્ષ્મીં શ્ચ માતઙ્ગી દુર્ગા ચ નવ ચણ્ડિકા ।**
**બગલામુખી ભુવનેશી ભૈરવી ચ તથા પ્રિયે ।**
**છિન્નમસ્તા ચ કાલી ચ યોનિરૂપા સનાતની ।**
**વસન્તિ યોનિમાશ્રિત્ય તાભ્યોઽપીહ નમો નમઃ ।**

- ગૌરી, લક્ષ્મી, માતંગી, દુર્ગા, નવચંડિકા તેમજ કાલી, તારા, છિન્નમસ્તા, ષોડશી, ભુવનેશ્વરી, ભૈરવી, બગલામુખી, ધૂમાવતી, કમલા વગેરે દશમહાવિદ્યા શ્રી યોનિરૂપા છે તે કામાખ્યા ધામમાં કામાખ્યા યોનિનો આશ્રય કરીને યોનિરૂપે કામાખ્યા પર્વત ઉપર વસે છે. તેને આપણે વારંવાર નમસ્કાર કરીએ કારણ કે -

**યોનિરૂપા મહાવિદ્યે સર્વદા મોક્ષદાયિની ।**
**કૃપયા સર્વસિદ્ધિં મે દેહિ દેવી જગન્મયિ ।**

- યોનિરૂપા દશ વિદ્યાત્મિકા દેવતા સર્વદા મોક્ષદાયિની છે. સર્વસિદ્ધિને આપનારી છે. તેને આપણે પ્રણામ કરીએ.

આ પુસ્તકના લેખકે કામાખ્યાધામમાં અગિયાર દિવસ નિવાસ કરી યથામતિ ઉપાસના કરી છે અને કેટલાક રહસ્યમય તથ્યો અનુભવ્યાં છે. કામાખ્યાની યોનિ પીઠની આસપાસ કામાખ્યા પર્વત ઉપર દશ મહાવિદ્યાઓ યોનિ સ્વરૂપા છે તેના મંદિરો આસપાસ અલગ અલગ સ્થાન ઉપર વધતા ઓછા અંતરે હોવા છતાં પ્રત્યેક યોનિમુદ્રાઓમાં જળ પ્રવાહિત છે એ મોટી ચમત્કૃતિ છે. આ દશ મહાવિદ્યાઓ પૈકી એક મહાવિદ્યા ભગવતી ભુવનેશ્વરી આ ગ્રંથનો પ્રતિપાદ્ય વિષય છે તે માતા ભુવનેશ્વરી યોનિરૂપે ત્યાં વિરાજમાન છે તે યોનિરૂપા જગદધાત્રી મહામાયા ભુવનેશ્વરી સનાતની સર્વસિદ્ધિ આપનારી બની રહો એ જ પ્રાર્થના.

**કામાખ્યા પરમં તીર્થં કામાખ્યા પરમં તપઃ ।**
**કામાખ્યા પરમો ધર્મઃ કામાખ્યા પરમા ગતિઃ ॥**



(૪) શ્રી ભૌનગાંવ કી ભુવનેશ્વરી :

હરિદ્વાર સમીપ ઋષિકેશથી કેટલુંક દૂર ગંગા પાર મણિકૂટ પર્વત ઉ ભગવતી ભુવનેશ્વરીનું એક સ્થાન છે. એ ભુવનેશ્વરી શક્તિની સિદ્ધ પીઠ છે. ત પાસે નીલકંઠેશ્વર મહાદેવનું મંદિર છે. 'ભૌન ગાંવ'ની નિકટ હોવાથી દેવીનું મં 'ભૌન કી દેવી' મંદિર કહેવાય છે. ભૌન એ ભુવન શબ્દનું રૂપાંતર છે અને ભૌ દેવી એજ ભુવનેશ્વરી માતા છે.

(૫) શ્રી ભુવનેશ્વરી પીઠ, ગોંડલ (સૌરાષ્ટ્ર) :

'સૌરાષ્ટ્ર' (ગુજરાત)ના ગોંડલ નગરમાં ભગવતીની આજ્ઞાથી શ્વેત સંગમરમર (આરસ)ની બેઠેલા સ્વરૂપની મૂર્તિ વિરાજમાન છે. તેનું શ્રેય ભુવનેશ્વરી પીઠના આચાર્યશ્રી પૂજય ચરણતીર્થ મહારાજને આભારી છે.

દેવી ભાગવતમાં 'મણિદ્વીપ'ના 'ચિંતામણી ગૃહ'માં જે પ્રકારે માતાજીના સ્વરૂપનું વર્ણન છે. તેવી જ નવયૌવના અને દૈદીપ્યમાન ભવ્યમૂર્તિ ભગવતી ભુવનેશ્વરીની અહીં ગોંડલની શ્રી ભુવનેશ્વરી પીઠમાં પ્રતિષ્ઠિત છે. ભુવનેશ્વરીના દક્ષિણ ભાગમાં શ્રી ચિંતામણી ગણેશ અને વામ ભાગમાં શ્રી ભુવનેશ્વર મહાદેવની મૂર્તિ વિરાજમાન છે.

હજારો ભક્તો દેશ-વિદેશથી ગોંડલમાં ભગવતી ભુવનેશ્વરીના દર્શન માટે આવે છે. અહીં ધૂપ-દીપ આદિથી પૂજન કરવાનો અધિકાર સ્ત્રીઓ, કન્યાઓ અને પુરુષ સર્વને સમાન છે. કોઈ ભેદભાવ નથી.

અહીં શ્રી ભુવનેશ્વરી પીઠમાં અતિથિગૃહ છે તેમાં કુટુંબ પરિવાર સાથે રહેવા-જમવાની તમામ સુવિધાઓ ઉત્તમ પ્રકારની છે. 'નવરાત્રિ' આદિ ઉત્સવોમાં યાત્રીઓનું આગમન અધિક પ્રમાણમાં રહેતું હોવાથી પીઠમાં અગાઉથી પત્ર લખીને સમયની જાણ કરવાથી રહેવાની સુવિધા પૂર્વક વ્યવસ્થા થઈ જાય છે.

જુનાગઢ, ગિરનાર, સોમનાથ, પ્રભાસ પાટણ, પોરબંદર, સુદામાપુરી આદિ તીર્થસ્થાનોમાં જનારાઓને 'ગોંડલ' સ્ટેશન થઈને જ જવાનું થાય છે. અર્થાત્ આવતા-જતાં ગોંડલ ઉતરીને ભગવતી ભુવનેશ્વરી માતાના દર્શન કરી શકાય છે.

વિદેશોમાંથી આવનારા અને ભારતના અન્ય પ્રદેશમાંથી આવનારા હવાઈ માર્ગે મુંબઈથી સીધા રાજકોટ પહોંચે છે. રાજકોટથી રેલવે અથવા બસમાર્ગે ૨૪ માઈલ દૂર ગોંડલ આવેલું છે. 'જય ભૂવનેશ્વરી.'

(૬) બંગાળમાં બરદ્વાન તરફ લાલબાગ ફોર્ટ રોડ સ્ટેશનથી પાંચ કીલો મીટર દૂર ભુવનેશ્વરીનું એક પ્રાચીન સ્થાન છે. ત્યાં સતીનું શીર્ષ પડ્યું હતું. તે પીઠના રક્ષક સંવર્ત ભૈરવ છે.

(૭) ભુવનેશ્વરીનું એક મંદિર નેપાલમાં આવેલું છે. આ ઉપરાંત પૂર્ણાગિરી પીઠમાં દસ મહાવિદ્યાઓના નવા મંદિરોમાં ભુવનેશ્વરીનું સ્થાન છે. તેમજ કેટલીક દશ મહાવિદ્યાની નવી પીઠો દેશમાં સ્થાપિત થતી જાય છે તેમાં ભુવનેશ્વરીના સ્વરૂપો જોવા મળશે.

(૮) આપણા શાસ્ત્રોમાં ત્વરિતા-તોતલા-ત્રિપુરા-ત્રિશક્તિ-અન્નપૂર્ણા નિત્યા વગેરે જે દેવી સ્વરૂપો છે. તે ભુવનેશ્વરી મહાવિદ્યા અંતર્ગત છે. શેત્રુંજય પર્વત ઉપર એક તોતલાદેવીનું મંદિર ગુજરાતમાં આવેલું છે. તે ભગવતી ભુવનેશ્વરી જ છે.





# રાજરાજેશ્વરી રહસ્યમ્



**રાજરાજેશ્વરી ત્વાં પૂર્ણતાં પૂર્ણતા વદઃ સઃ યોગઃ ।**
**એવતે મુચ્યતે ભોગઃ પૃથિવ્યો નાત્ર સંશયઃ ॥**

ત્રણે ભુવનોનું નિર્માણ કાર્ય શરૂ થયું અને અંતરિક્ષમાં સૂર્ય ઈત્યાદિ પ્રતિષ્ઠિત થયા. પ્રારંભિક અવસ્થામાં આ તમામ પ્રક્રિયાઓ ષોડશીને આધીન હતી. જ્યારે ત્રણે ભુવનો પૂર્ણરૂપથી તૈયાર થઈ ગયાં ત્યારે ષોડશી જ ભુવનેશ્વરીના રૂપમાં ત્રિભુવન (ત્રણલોક)માં રાજ્ય કરવા લાગી અને એ રાજરાજેશ્વરી તરીકે ઓળખાવા લાગી.

રાજ રાજેશ્વરીનું તાત્પર્ય છે સંપૂર્ણ બ્રહ્માંડને રાજ કહેવામાં આવે છે, જ્યાં રહસ્ય છે તેને રાજ કહેવામાં આવે છે. એટલે કે રહસ્યમય વિષયો જેનું પ્રભુત્વ છે. જેની વિશાળ સત્તા છે તે પ્રભુત્વના પ્રતીક રૂપ મુકુટને શિર ઉપર ધારણ કરનારી મુકુટેશ્વરી છે, રાજ રાજેશ્વરી છે. તેની સત્તાની ઐશ્વર્યની આણ સર્વત્ર વર્તાય છે. એટલે જ તો આદ્ય શંકરાચાર્યની વાણીમાંથી શબ્દો સર્યા છે.

**પ્રજેશં રમેશં મહેશં સુરેશં દિનેશં નિશીથેશ્વરં વા કદાચિત્ ।**
**ન જાનામિ ચાડન્યત્ સદાડહં શરણ્યે ગતિસ્ત્વં ગતિસ્ત્વં ત્વમેકાભવાનિ ॥**
**વિવાદે વિષાદે પ્રમાદે પ્રવાસે જલે ચાડનલે પર્વતે શત્રુમધ્યે ।**
**અરણ્યે શરણ્યે સદા માં પ્રપાહિ ગતિસ્ત્વં ગતિસ્ત્વં ત્વમેકા ભવાનિ ॥**

સૃષ્ટિના રચનાકાળ પહેલા પણ શક્તિઓહતી જ. મહાકાલીનું અસ્તિત્વ સૂર્યથી પહેલા મહાતિમિર રૂપમાં હતું પછી તે જ ષોડશીના રૂપમાં ભુવનોના નિર્માણ કાર્યમાં સહાય થઈ. ભુવનોનું નિર્માણ કરીને તે ત્રણ લોકોની સંચાલિકા બની ગઈ તે ભુવનેશ્વરી રાજરાજેશ્વરી તરીકે વિખ્યાત થઈ. જો ભુવનોનું નિર્માણ ન થયું હોત તો શક્તિ ઉન્મુક્ત ફરતી હોત. વેરવિખેર અવસ્થામાં જ હોત. પરંતુ ત્રિભુવનની રચનાથી શક્તિના વિભિન્ન સ્વરૂપો રચનાત્મક કાર્યમાં સક્રિય બન્યાં. બીજા શબ્દોમાં કહીએ તો શક્તિઓ લોકકલ્યાણના કાર્યમાં પ્રવૃત્ત બની. શક્તિના ત્રણ સ્વરૂપો પ્રચંડ અને પ્રલયકારી છે, જ્યારે ભુવનેશ્વરીના રૂપમાં અને સંરક્ષણ, પાલન અને પોષણનું કાર્યકરે છે. તે અતિવિનમ્ર અને જીવનદાયિની છે. આ સમસ્ત બ્રહ્માંડમાં ચૌરાસી લાખ યોનિઓમાં જે જે જીવ ઉત્પન્ન થાય છે, તે સર્વનું પાલન-પોષણ અને નિયંત્રણ ભુવનેશ્વરી કરે છે અને સર્વની ભૂખનું શમન પણ ભગવતી ભુવનેશ્વરી જ કરે છે. સૃષ્ટિના પ્રારંભમાં કેવલ ચારે બાજુ પાણી જ પાણી હતું. સૃષ્ટિ જળમય હતી ત્યારે

સૂર્યની ઉષ્ણતા ગ્રહણ કરીને ભુવનેશ્વરીએ પોતાનો વિસ્તાર કર્યો એટલે ધરા ઉપર જીવન અને વનસ્પતિનો પ્રાદુર્ભાવ સંભવિત થયો. ભુવનેશ્વરી વરદાયિની વરદા છે, તે ગોપાલસુંદરી છે અને સદા પ્રસન્ન રહી સ્મિત વરસાવનારી સ્મેરમુખી છે. તેની કરુણા અને દયા સમાન રૂપે વરસતી રહે છે.

મનુષ્ય વિજ્ઞાનમૂર્તિ છે, મનુષ્ય જીવંત કાવ્યમૂર્તિ છે, મનુષ્ય ધર્મમૂર્તિ પણ છે. આ રીતે મનુષ્ય ત્રિમૂર્તિ સ્વરૂપ છે. ધર્મમાં સૃષ્ટિના સૃજનની મોટી ક્ષમતા રહેલી છે. ધર્મ આ પૃથ્વી પર અપૂર્વ નિર્માણ કરી શકે છે. ધર્મ મનુષ્યનો સ્વભાવ છે. ધર્મ કોઈ વ્યક્તિ કે પંથ અથવા સંપ્રદાય નથી. ધર્મ એકાંગી નથી, ધર્મ સર્વાંગીણ છે. ધર્મ એક એવું તત્ત્વ છે જે માનવને પશુથી જુદો પાડે છે. મંદિર, મસ્જિદ, ગુરુદ્વારા અને ગિરજાઘરો તો ઝેર અને વિખવાદના અડ્ડા બની ગયા છે. એ જબરદસ્તીથી મિથ્યા પ્રચાર-પ્રસાર કરી રહ્યા છે, લોકોને પરસ્પર લડાવી રહ્યા છે. એનાથી ધર્મને બચાવવો જરૂરી છે.

જેઓ ભેદભાવ રાખે છે તે બ્રહ્માંડીય નથી બની શકતા, 'વસુધૈવ કુટુમ્બકમ્' બોલવાનો તેમને અધિકાર નથી. જેઓનું વ્યક્તિત્વ ખંડિત છે. તેઓ સ્વયં જ પોતાની અંદર અશાંત હશે તેના જીવનમાં આનંદ કે પ્રસન્નતાનો અભાવ હશે. તેઓ ઉપયોગી બની શકે છે પરંતુ ઉલ્લાસપૂર્ણ નહીં. જેની વિચારધારા તુચ્છ છે, વિરાટ નથી. તેઓ ધર્મનું આવરણ ઓઢી શકે છે, પોતાની અસલિયત છૂપાવવા માટે. આવા લોકો સંકુચિત અને સંકીર્ણ વિચારધારામાં વહેતા તર્કવાદીઓ છે. બ્રહ્માંડને સંપૂર્ણતામાં સમજ્યા વિના, બ્રહ્માંડની સર્વતોવ્યાપી શક્તિ (ભુવનેશ્વરી)ને ઓળખ્યા વિના અધ્યાત્મની વાત કરવી એ હાસ્યાસ્પદ છે.

જેઓ ભેદભાવ કરીને, ભાગલા પડાવીને રાજ કરે છે. સત્તા પ્રાપ્ત કરે છે. તેઓ બ્રહ્માંડીય નથી બની શકતા. તેઓનો સત્તા ભોગ અલ્પકાલીન અને પ્રભુત્વ પણ ચિરંજીવી નથી બનતું. આદિ કવિ નરસિંહ મહેતાના શબ્દો સ્મરણ પટ ઉપર આવે છે.

**"પક્ષાપક્ષી ત્યાં નહીં પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન"**

ભગવતી રાજરાજેશ્વરીની દૃષ્ટિ પ્રત્યેક રાજકર્તા અને રાજાઓ પર રહે છે. તેમજ નાનામાં નાની કીટ કે જીવજંતુ ઉપર પણ નજર રાખે છે. તે કોઈ રીતે આંખ બંધ નથી કરતી તે સર્વનો સરખો ન્યાય કરે છે. તે પોતાની કૃપાદૃષ્ટિ સર્વ ઉપર સમાન ભાવે વરસાવે છે. તેની હ્રીં બીજાત્મકશક્તિ પ્રત્યેક વ્યક્તિ (વ્યષ્ટિ)નો સંબંધ સમસ્ત બ્રહ્માંડ સાથે જોડે છે. એ સમગ્ર બ્રહ્માંડની પરાશક્તિ છે તે જ પિંડ શરીરમાં કુંડલિની તરીકે સક્રિય છે.

હે મા ભુવનેશ્વરિ, હે રાજરાજેશ્વરિ ! ભલા, આપની કૃપા વગર કોણ કોણ મુકુટ ધારણ કરી શકે છે ? કોણ સિંહાસન રૂઢ થઈ શકે છે ?

ભગવાન શ્રીકૃષ્ણનું કથન છે કે હું શ્રેષ્ઠ તમમાં ઉત્પન્ન થાઉં છું અર્થાત્ એક રીતે મા ભુવનેશ્વરીના પ્રિય હોવાની ઘોષણા કરી રહ્યા છે. એ ગુણ ભગવતી ભુવનેશ્વરીની કૃપાથી જન્મજાત જોવા મળે છે. જો મા ભુવનેશ્વરીની કૃપા હોય તો

જીવનમાં રાજમુકુટ પ્રાપ્ત થાય છે. સિંહાસન યોગ થાય છે. જન્મ લેવાની સાથે આસપાસ એવી સ્થિતિઓનું સર્જન થવા માંડે છે, જીવનની સરિતા સ્વતઃ જ રાજ અને ઐશ્વર્યની તરફ વહેવા માંડે છે, લાલનપાલન રાજકુમારોની માફક થાય છે. અન્યથા મા ભુવનેશ્વરી દ્વારા જાતક પ્રમાણિત નથી બન્યો તો રાજાના ઘરમાં જન્મ લેવા છતાં પણ તેનું પતન થઈ શકે છે. સમગ્ર વિશ્વ રાજવંશોની કથાઓથી ભરેલું છે. સમગ્ર વિશ્વ તો શું સમગ્ર બ્રહ્માંડ રાજ રાજેશ્વરોની સ્તુતિ કરે છે અને તેઓના માધ્યમથી મા ભુવનેશ્વરી પ્રચંડતા, દિવ્યતા, અલૌકિકતા અને નૈસર્ગિકતાના કેટલાક દિવ્ય દૃશ્યોની અનુભૂતિ થાય છે. એટલે એમ કહી શકાય કે એ રાજરાજેશ્વરોની સ્તુતિ તો ખરા અર્થમાં રાજરાજેશ્વરી ભુવનેશ્વરી શક્તિની જ સ્તુતિ છે.

જેવી રીતે પ્રત્યેક પ્રાણીમાં આનુવંશિકા કામ કરે છે તેવી જ રીતે ભુવનેશ્વરી ઉપાસનામાં આનુવંશિકતામાં રાજ રાજેશ્વર અને રાજરાજેશ્વરીના ગુણોનો વિકાસ થાય છે. શાસન સૂત્રોનું નિર્માણ થાય છે, નૈસર્ગિકતાનો પ્રાદુર્ભાવ થાય છે. જેટલી શક્તિઓ આ પૃથ્વી પર ઉદિત થઈ છે. તે સર્વરાજ પરિવારોમાં ઉદિત થઈ છે. એટલે આપણે કળા અને કળાઓને સમજવી પડશે.

માતા સીતા રાજપરિવારમાં ઉદિત થઈ, દેવકી રાજપરિવારમાં જન્મી, રુક્મિણી સહિત કૃષ્ણની તમામ રાણીઓ અને પટરાણીઓ રાજપરિવારમાંથી ઉદિત થઈ, મહારાણી લક્ષ્મીબાઈ, મહારાણી અહલ્યાબાઈ, માતાકુંતી, કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા, આદિ રાજપરિવારમાં ઉદિત થઈ. શતરૂપા, યશોધરા, દેવહૂતિ અને અનેક ઋષિ પત્નીઓ વગેરે તમામ કુલોમાં પ્રસિદ્ધ છે. જે કુલગામિની પણ છે. એ સર્વમાં જન્મજાત રાજરાજેશ્વરીના જ લક્ષણ છે, પદ્મિની શરીર, દિવ્યાંગ, એજ મહારાણીઓની માફક ઊઠવાનું, બેસવાનું, ફરવાનું ચાલવાનું, સૌંદર્ય અને અંગરાગ પણ ભરપુર. વળી બે સ્થિતિઓ મુખ્ય જોવામાં આવે છે તે પ્રથમ રાજકુળમાં જન્મ થવો અને બીજું સામ્રાજ્ઞીતત્ત્વની પ્રાપ્તિ. સંપૂર્ણ વિશ્વનો ઇતિહાસ કહે છે તેઓ સર્વ સામ્રાજ્ઞી સ્થિતિની પ્રાપ્તિના હેતુસર સતત પ્રયત્નશીલ રહે છે. આ છે રાજરાજેશ્વરીની આનુવંશિક્તાનું વિજ્ઞાન.

કાનૂન કોણ બનાવે છે ? નિયમ કોણ બનાવે છે ? પુરાણની રચના કોણ કરે છે ? ધર્મસૂત્રનું નિર્માણ કોણ કરે છે ? વરદાન આપવાની નિર્ણયાત્મક શક્તિ નૈસર્ગિક રૂપમાં વંશમાં રાજરાજેશ્વરી જ સ્થાપિત કરે છે. અધ્યાત્મમાં પણ રાજા હોય છે, વિદ્યાના ક્ષેત્રમાં રાજા હોય છે, વિજ્ઞાનના ક્ષેત્રમાં રાજા હોય છે. મને કોઈક તો બતાવો કે ક્યા ક્ષેત્રમાં રાજા નથી હોતા ? રાજત્વનો વિકાસ, સત્તા અને પ્રભુત્ત્વનો વિકાસ એક અતિ આવશ્યક છે. તેના દ્વારા જે તે ક્ષેત્રનું નિયંત્રણ થાય છે વ્યવસ્થાનું આયોજન થાય છે. જીવનનાં પ્રત્યેક ક્ષેત્રમાં રાજાની જે બોલબાલા છે રાજા જ પૂજાય છે. ઊગતા સૂર્યને જ સૌ કઈ પૂજે છે તેવી રીતે ઉદિત સત્તા પૂજાય છે. રાજા કે સત્તાધીશ ભાવિનું નિર્માણ કરે છે.

આવાહન - 'હાથમાં ગંધ પુષ્પ લઈને ભગવતીનું આવાહન કરવું

દેવેશિ ભક્તિ સુલભે પરિવાર સમન્વિતે ।
યાવત્વાં પૂજયિષ્યામિ તાવત્ દેવિ ઈહાવહ ॥
આગચ્છ વરદે દેવી દૈત્યદર્પ નિપૂદિની ।
પૂજાં ગૃહાણ સુમુખિ નમસ્તે ભુવનેશ્વરી ॥
ૐ ભૂ.સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ આવાહનં સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી આવાહનાર્થે ગંધ-અક્ષત-પુષ્પ ચઢાવવા અને આવાહન મુદ્રા પ્રદર્શિત કરવી.

✦ **સ્થાપન :**

તવેયં મહિમા મૂર્તિઃ તસ્યા ત્વં સર્વગઃ પ્રભા
ભક્તિ સ્નેહ સમાકૃષ્ટઃ દીપવત્ સ્થાપયામ્યહમ્

ૐ ભૂ.સ્વઃ હ્રીં ભુવનેશ્વરીં સ્થાપયામિ નમઃ । બોલી અક્ષત ચઢાવવા.

✦ **સન્નિધાન :**

અનન્યા તવ ભુવનેશિ મૂર્તિશક્તિરિયં રમે ।
સાન્નિધ્યં કુરુ તસ્યાં ત્વં ભકત્યાનુગ્રહતત્પરઃ ॥

ૐ ભૂ.સ્વઃ હ્રીં ભુવનેશ્વરી ઈહ સન્નિધેહિ । એ પ્રમાણે બોલી સન્નિધાન મુદ્રાપૂર્વક ગંધાક્ષત પુષ્પ અર્પણ કરવાં.

✦ **સમ્મુખીકરણ :**

અજ્ઞાન દુમનસ્ત્વાત્ વા વૈકલ્યાત્સાધનસ્ય ચ ।
યદપૂર્ણ ભવેત્કૃત્યં તદપ્યભિમુખી ભવ ॥
ૐ ભૂ. સ્વ. હ્રીં ભુવનેશ્વરી દેવી ઈહ સમ્મુખી ભવ ।

એ પ્રમાણે બોલી ગંધ-પુષ્પો અર્પણ કરવાં અને સમ્મુખીકરણ મુદ્રા પ્રદર્શિત કરવી.

✦ **અવગુંઠન :**

અભકત વાઙ્મશ્ચક્ષુઃ શ્રીપ્રદૂરાતિગદયુતે ।
સ્વતેજઃ પંજરેણાશુ વેષ્ટિતા ભવ સર્વતઃ ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વરી દેવતા ઈહવગુણ્ઠિતા ભવ ।

એ પ્રમાણે બોલી ગંધ પુષ્પો અર્પણ કરવાં અને અવગુંઠન મુદ્રા પ્રદર્શિત કરવી. (ઉપચારની મુદ્રાઓ જાણવા માટે લેખકનું દેવતાસિદ્ધિ મુદ્રા મહાવિજ્ઞાન નામક પુસ્તક જોવું.)

✦ **સ્વાગત :**

યસ્યાઃ દર્શનમિચ્છન્તિ દેવાઃ સ્વાભીષ્ટ સિદ્ધયે ।
તસ્યૈ તે પરમેશાનિ સ્વાગતં સ્વાગતં ચ મે ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વરી દેવ્યૈ નમઃ સ્વાગતં સમર્પયામિ ।

આ રીતે બોલી ગંધ-પુષ્પ-અક્ષત વગેરે અર્પણ કરવાં.

✦ **પ્રબોધન :**

ઉષસિ માગધ મઙ્ગલ ગાયનૈઃ ઝટિતિ જાગૃહિ જાગૃહિ જાગૃહિ ।
અતિ કૃપાર્દ્ર કટાક્ષ નિરીક્ષણૈઃ જગદિદં જગદંબ ! સુખીકુરુ ॥

- આ પ્રમાણે મંત્ર બોલી ઘંટારવ કરી ગાયન-વાદ્ય યથાવકાશ કરવું જોઈએ.
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ઈતિ પ્રબોધનમ્ ।

✦ **શિબિકા (પાલખી) સમર્પણ :**

તપનીય મયી સુતૂલિકા, કમનીયા મૃદુલોત્તરચ્છદા ।
નવરત્ન વિભૂષિતામયા શિબિકેયં જગદંબ ! તેડર્પિતા ॥

- આ પ્રમાણે બોલી પાલખી શિબિકા અર્પણ કરવી. ૐ ભૂ. સ્વ. હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ઈતિ શિબિકા સમર્પણમ્ ।

✦ **મંદિર સમર્પણ :**

કનક કલશ શોભમાનશીર્ષમ્ જલધરચુમ્બિ સમુલ્લસત્ પતાકમ્ ।
ભગવતિ તવ સન્નિવાસ હે તોઃ મણિમય મંદિર મે તદર્પયામિ ॥

- આ પ્રમાણે મંત્ર બોલી ભગવતીને, સુવર્મકળશથી શોભાયમાન શિખરવાળું, વાદળો જેનો સ્પર્શ કરે છે તેવી ફરકતી ધજા-પતાકાથી યુક્ત, વિવિધ રત્નો અને મણિમંડિત એવું મંદિર નિવાસ સ્થાન માટે અર્પણ કરું છું. તેનો પ્રેમથી તમે સ્વીકાર કરો. એવી ભાવના સાથે વંદન કરવાં અને પોતાના હૃદયમંદિરમાં ભગવતી ભુવનેશ્વરી સદા નિવાસ કરો એવી પ્રાર્થના કરી પુષ્પ અર્પણ કરવાં. ૐ ભૂ. સ્વ. હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ભાવાત્મકં હૃદયમંદિરમ્ નિવાસાર્થે સમર્પયામિ । મમ હૃદયમંદિરે સર્વદા નિવાસ કુરુ કુરુ નમઃ । એ પ્રમાણે કહી વંદન કરવાં.

✦ **આસન :**

દેવદેવિ મહારાસિ પ્રિયેશ્વરિ જગત્પતે ।
આસનં દિવ્યમીશાનાત્ દાસ્યેહં ભુવનેશ્વરિ ॥
અનેકરત્ન સંયુકતે નાનામણિ ગણાન્વિતમ્ ॥
કાર્તસ્વરમયં દિવ્યંમાસનં પ્રતિગૃહ્યતામ્ ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ આસનાર્થે પુષ્પાણિ સમર્પયામિ । આ પ્રમાણે બોલી ભગવતીને આસનાર્થે પુષ્પો અર્પણ કરી આસનમુદ્રા બતાવવી.

✦ **નમસ્કાર :**

મૂલ પ્રકૃતિરૂપેણ સૂયતે સચરાચરમ્ ।
પૂજામહં વિધાસ્યામિ સ્વાગતં તે મહેશ્વરી ॥

સ્વાગતં દેવદેવેશિ મદ્ ભાગ્યાત્ ત્વમિહાગતા ।
પ્રાકૃતં મામદૃષ્ટા ત્વં બાલવત્પરિપાલય ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમસ્કરોમિ । આ પ્રમાણે બોલી ભાવપૂર્વક ભગવતીના ચરણોમાં નમસ્કાર કરવા.

✦ **પાદ્યજળ :**

સુગન્ધિ પરમામોદં પર વાગીશ્વવૈશ્વરિ ।
પાદ્યમેતન્ મયાદત્તં પ્રસીદ ભુવનેશ્વરિ ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વરી ચરણસરોજે પાદ્યજલં સમર્પયામિ નમઃ । આ પ્રમાણે બોલી ભગવતીના ચરણમાં પગ ધોવા માટે જળ અર્પણ કરવું.

✦ **અર્ધ્ય :**

તાપત્રયં હરં દિવ્યં પરમાનન્દ લક્ષણમ્ ।
તાપત્રય વિનિર્મુક્તે તવાર્ધ્યં કલ્પયામ્યહમ્ ॥
ગંધ પુષ્પાક્ષતૈર્યુક્તમર્ધ્યં સમ્પાદિતં મયા ।
ગૃહાણ ત્વં ભુવનેશિ પ્રસન્ના ભવ સર્વદા ॥

ૐ ભૂ. સ્વ. હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ હસ્તયોઃ અર્ધ્યં સમર્પયામિ ।
આ પ્રમાણે બોલી ભગવતીના હાથમાં અર્ધ્ય સમર્પણ કરવો.

**મધુપર્ક- (મધ+દહીં+ઘી=મધુપર્ક)**

સર્વકાલુષ્ય હીનાયૈ પરિપૂર્ણ સુખાત્મને ।
મધુપર્ક ઈદં દેવી કલ્પયામિ પ્રસીદ મે ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ મધુપર્ક સમર્પયામિ । એ પ્રમાણે બોલી દેવીને મધુપર્ક અર્પણ કરવો.

**આચમન :**

આપો નારાયણ સાક્ષાત્ અપ્સુ સર્વ ચરાચરમ્ ।
નિવેદયામિ ભુવનેશિ શુદ્ધાનાં શુદ્ધિહેતવે ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ મુખશુદ્ધિ હેતવ આચમનીય જલં સમર્પયામિ। આ પ્રમાણે બોલીને દેવીના મુખમાં જળ અર્પણ કરવું.

**સુગંધિ સ્નાન- (સુગંધિત-તેલ અથવા અત્તરથી સ્નાન)**

સ્નેહં ગૃહાણ સ્નેહેન લોકેશિ ભુવનેશ્વરિ ।
સર્વલોકેષુ શુદ્ધાત્મન્દદામિ સ્નેહમુત્તમમ્ ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ સુગન્ધતેલ સ્નાનં સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી દેવીને સુગંધીત દ્રવ્ય અર્પણ કરવું. પછી ચમચી ભરીને જળ ચઢાવવું.

**શુદ્ધોદક સ્નાન :**

પરમાનન્દ બોધાન્ધિ નિમગ્ન નિજમૂર્તયે ।
સાંગોપાંગમિદં સ્નાનં કલ્પયામ્યહમાશુ તે ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ શુદ્ધોદક સ્નાનં સમર્પયામિ । આ પ્રમાણે બોલી દેવીને શુદ્ધ જળથી સ્નાન કરાવવું.

✦ **પય સ્નાનમ્ - (દૂધથી સ્નાન) :**

સ્વર્ધેનુજાતં બલવીર્ય વર્ધનં, દિવ્યામૃતાત્યન્તરં સપ્રદં સિતમ્ ।
ભુવનેશ્વરિ દુગ્ધ સમુદ્ર સંભવે ગૃહાણ દુગ્ધં મનસા મયાઽર્પિતમ્ ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ પયઃ સ્નાનં સમર્પયામિ । એ પ્રમાણે બોલી સ્નાનાર્થે દૂધ અર્પણ કરીને એક ચમચી જળ પણ ચઢાવવું.

✦ **દધિસ્નાનંમ્ - (દહીંથી સ્નાન) :**

ક્ષીરોદ્ભવં સ્વાદુ સુધામયં ચ, શ્રી ચન્દ્રકાંતિસદશ સુશોભનમ્ ।
ભુવનેશ્વરિ શુંભનિશુંભનાશિનિ સ્નાનાર્થમંગી કુરુ તેઽર્પિતં દધિ ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ દધિસ્નાનં સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી દહીંથી સ્નાન કરાવવું. પછી એક ચમચી જળ ચઢાવવું.

✦ **ઘૃત સ્નાનમ્ - (ઘીથી સ્નાન) :**

શ્રી ક્ષીરજોદ્ ભૂતમિદં મનોજ્ઞં પ્રદીપ્તવહ્નિ ઘૃતિ પાવિતં ચ ।
ભુવનેશ્વરી દૈત્ય વિનાશદક્ષે, હેયંગવીનં પરિગૃહ્યતાં ચ ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ઘૃતસ્નાનં સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી ઘીથી સ્નાન કરાવવું અને એક ચમચી જળ ચઢાવવું.

✦ **મધુ સ્નાનમ્ - (મધથી સ્નાન) :**

માધુર્યમિશ્રં મધુમક્ષિકાગણૈ, વૃક્ષાલિરમ્યે મધુકાનને ચિત્તમ્ ।
ભુવનેશ્વરિ શંકર પ્રાણવલ્લભે, સ્નાનાર્થમંગીકુરુ તેઽર્પિતંમધુ ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ મધુસ્નાનં સમર્પયામિ ।

આ પ્રમાણે બોલીને મધ વડે સ્નાન કરાવવું અને એક ચમચી જળ ચઢાવવું.

✦ **શર્કરા સ્નાનમ્ - (સાકરથી સ્નાન) :**

પૂર્ણેક્ષુર્કાભોધિ સમુદ્ભવામિમાં માણિક્ય મુક્તા ફલદામમંજુલામ્ ।
૧૦ ભુવનેશ્વરિ ! સર્વ પુષ્ટિ પ્રદાયિની સ્નાનાર્થ મંગી કુરુ શર્કરા શુભામ્ ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ શર્કરા સ્નાનં સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી સાકરથી સ્નાન કરાવવું અને એક ચમચી જળ ચઢાવવું.

✦ પંચામૃત સ્નાન - (પંચામૃત વડે સ્નાન) :

દધિ દુગ્ધ ઘૃતૈ સ માક્ષિકૈઃ સિતયા શર્કરયા સમન્વિતૈઃ ।
સ્નપયામિ તવાહમાદરાત્ જનનિ ! ત્વાં પુનરુષ્ણ વારિભિઃ ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ પંચામૃત સ્નાનમ્ સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી પંચામૃતથી સ્નાન કરાવવું અને એક ચમચી જળ ચઢાવવું.

✦ સુગંધિત દ્રવ્ય સ્નાન :

એતતચ્ચમ્પક તૈલમમ્બ વિવિધૈઃ પુષ્પૈર્મુહર્વાસિતમ્ ।
ન્યસ્તં રત્નમયે સુવર્ણચષકે મૃઙ્ગૈર્ભ્રમદ્ભિર્વૃતમ્ ॥
સાનન્દં સુરસુન્દરીભિરમિતો હસ્તૈર્ધૃતં તે મયા ।
કેશેષુ ભ્રમર-પ્રભેષુ-સકલેષ્વઙ્ગેષુ ચાલિપ્યતે ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ સુગંધ દ્રવ્ય સ્નાનં સમર્પયામિ । આ પ્રમાણે બોલીને સુગંધિત દ્રવ્ય વડે સ્નાન કરાવવું અને એક ચમચી જળ ચઢાવવું.

ઉદ્વર્તન સ્નાન :

માતઃ ! કુંકુમ પઙ્ક નિર્મિત મિદં દેહે તવોદ્વર્તનમ્ ।
ભકત્યાઽહં કલયામિ હેમ રજસા સમ્મિશ્રિતં કેસરૈઃ ॥
કેશાનામલકૈર્વિશોધ્ય વિશદાન્ કસ્તૂરિકોદઞ્ચિતૈઃ ।
સ્નાનં તે નવરત્ન કુમ્ભ-સહિતૈઃ સંવાસિતોષ્ણોદકૈ ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ઉદ્વર્તન સ્નાનં સમર્પયામિ ।

આ પ્રમાણે બોલીને કસ્તૂરી-કેસર-આમળા-ચંદન જેવાં દ્રવ્યોના મિશ્રણનું લેપન (ઉબટન) કરીને સ્નાન કરાવવું અને પછી એક ચમચી જળ ચઢાવવું. આ પછી તીર્થજળથી સ્નાન કરાવવું.

તીર્થજળ સ્નાન :

અલોશીર-સુ-વાસિતૈઃ સકુસુમૈર્ગઙ્ગાદિ તીર્થોદકૈઃ
માણિકયામલ મોત્કિક યુતૈઃ સ્વચ્છૈઃ સુવર્ણોદકૈઃ ।
મંત્રાન્ વૈદિક તાંત્રિકાન્ પરિપઠન્ સાનંદમત્યાદરાહત્
સ્નાન તે પરિકલ્પયામિ જનનિ ! સ્નેહાત્ ત્વમઙ્ગીકુરુ ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેસ્વર્યૈ નમઃ તીર્થોદકેન સ્નપયામિ ।

- આ પ્રમાણે બોલીને વિવિધ તીર્થોના જળ વડે સ્નાન કરાવવું અને એક

ચમચી જળ ચઢાવવું. આ પછી અભિષેક માટે પાત્રમાં ગંધ, પુષ્પ, દૂધ, સુગંધિત દ્રવ્ય વગેરે એકત્રિત કરીને દેવીસૂક્ત,શ્રી સૂક્ત, દેવી અથર્વશીર્ષ, શક્રાદય સ્તુતિ અથવા ભુવનેશ્વરી સ્તોત્રનું પઠન કરી દેવીના ઉપર અભિષેક કરવો. ત્યારબાદ શુદ્ધજળથી સ્નાન કરાવો.

**શુદ્ધોદક સ્નાનમ્ - (શુદ્ધજળથી સ્નાન) :**

**ઉદ્ગંધૈરગરુદ્ભવૈઃસુરભિણા કસ્તૂરિકા વારિણા,**
**સ્ફૂર્જત્સૌરભ યક્ષ કર્દમ જલૈઃ કાશ્મીર નીલૈરપિ ।**
**પુષ્પાંભોભિરશેષ તીર્થ સલિલૈઃ કપૂર વાસોભરૈ,**
**સ્નાનં તે પરિકલ્પયામિ જનનિ ભકત્યા તદંગીકુરુ ॥**

**ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ શુદ્ધોદક સ્નાનં સમર્પયામિ ।** - આ પ્રમાણે બોલી ભગવતીને શુદ્ધજળથી સ્નાન કરાવવું.

**મધુપર્ક-આચમન - (મધુપર્ક યુક્ત આચમન) :**

**વાજિમેઘ ફલમેવાપ્તું મયાદતં વરાનને ।**
**મધુપર્ક પ્રતીચ્છસ્વ માતર્મે ભુવનેશ્વરી ॥**
**આપો નારાયણઃ સાક્ષાત્ અપ્સુ સર્વ ચરાચરમ્ ।**
**નિવેદયામિ હે દેવી ! અદ્ભિરાચનીયકમ્ ॥**

**ૐ ભૂ. સ્વ. હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ મધુપર્ક તથા ચ આચમનીયં સમર્પયામિ ।** આ પ્રમાણે બોલી મધુપર્ક અને આચમનીય જળ અર્પણ કરો.

**વસ્ત્ર - (વસ્ત્ર-ઉપવસ્ત્ર અર્પણ કરવું) :**

**બાલાર્ક-દ્યુતિ દાડિમીય - કુસુમ પ્રસ્પર્ધિ સર્વોત્તમમ્,**
**માતસ્તવં પરિધેહિ દિવ્ય-વસનં ભક્ત્યામયા કલ્પિતમ્ ।**
**મુક્તાભિર્ગ્રથિતં સુકચ્ચુકમિદં સ્વીકૃત્ય પ્રીતપ્રભમ્,**
**તપ્તસ્વર્ણ સમાન વર્ણમતુલં પ્રાવર્ણમઙ્ગી કુરુ ॥**
**વસ્ત્રં ચ સોમદૈવતં લજ્જાયાસ્તુ નિવારણમ્ ।**
**યજ્ઞસૂત્ર સહિતં દેવી ગૃહાણ ભુવનેશ્વરિ ॥**

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃવસ્ત્ર-ઉપવસ્ત્ર સમન્વિત યજ્ઞોપવીતં સમર્પયામિ! આ પ્રમાણે બોલીને ભગવતીને વસ્ત્ર, ઉપવસ્ત્ર(કંચુકી વસ્ત્ર) તથા જનોઈ અર્પણ કરવા. ત્યારબાદ એક ચમચી જળ અર્પણ કરવું.

✦ **આચમન :**

**આચમ્યતા ભૂવનેશિ ભક્તિ મે હ્યચલાં કુરુ ।**
**ઈપ્સિતં મે વરં દેહિ પરત્ર ચ પરાં ગતિમ્ ॥**

• ૐ ભૂ. સ્વઃ હ્રીંભુવનેશ્વર્યૈ નમઃ વસ્ત્ર-ઉપવસ્ત્ર-ઉપવીતાંન્તે આચમનીય તોયં સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી આચમન માટે જળ અર્પણ કરવું.

✦ **પાદુકા સમર્પણ - (પાવડી અર્પણ કરવી) :**

**નવરત્ન મયે મયાર્પિતે, કમનીયે તપ્નીય પાદુકે ।**
**સવિલાસમિદં પદદ્વયમ્, કૃપયા દેવિ ! તયોર્નિધીયતામ્ ॥**
**ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ પાદુકાદ્વયં સમર્પયામિ ।**

આ પ્રમાણે બોલી દેવીના ચરણોમાં પાદુકાદ્વય અર્પણ કરવી.

✦ **કેશ પ્રસાધન - (માથાના શણગાર) :**

**બહુભિરગુરુ ધૂપૈઃ સાદરં ધૂપયિત્વા ભગવતિ ! તવકેશાન**
**કઙ્કતૈર્માર્જયિત્વા । સુરભિભિર વિન્દૈશ્ચમ્પકૈશ્ચાર્ચયિત્વા,**
**ઝટિતિ કનક સૂત્રૈર્જૂટયન્ વેષ્ટયામિ ॥**
**ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ કેશપ્રસાધનમ્ સમર્પયામિ ।**

આ પ્રમાણે બોલીને દેવીને કેશંપ્રધાન સહિત ફૂલની વેણી અર્પણ કરવી.

✦ **સુરમાયુકત કાજળ : (નેત્રાંજન) :**

સૌવીરાઞ્જનમિદમમ્બ ચક્ષુષોસ્તે, વિન્યસ્તં કનક સલાકયા મયાયત્ । તન્ન્યૂનં મલિનમપિ ત્વદક્ષિ સંજ્ઞાત્ બ્રહ્મેન્દ્રાદ્યમિલપણીયતા મુપેયાત્ ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ નેત્રાંજનમ્ સમર્પયામિ । - આ પ્રમાણે બોલીને દેવીને નેત્રાંજન (સુરમો-કાજળ)અર્પણ કરવું.

✦ **કજ્જલ સમર્પણ - (કાજળ અર્પણ કરવું):**

**ચાંપેયે કર્પૂરક ચન્દનાદિકે, નાનાવિધૈ ગંધ ચયૈઃ સુવાસિતમ્ ।**
**નેત્રાંજનાર્થાય હરિન્મણિપ્રભં, ભુવનેશિ સ્વીકુરુ કજ્જલં શુભમ્ ॥**
**ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ કજ્જલં સમર્પયામિ ।**

આ પ્રમાણે બોલી કાજળ-નેત્રાંજન અર્પણ કરવું.

✦ **ગંધમ્ - (ચંદન-અષ્ટગંધ) :**

**પ્રત્યંગં પરિમાર્જયામિ શુચિના વસ્ત્રેણ સંપ્રોચ્છનંકુર્વે**
**કેશકલાપ માયતતરં ધૂપોત્તમૈધૂપિતમ્ ।**
**કાશ્મીરેગરુ દ્રવૈર્મલયજૈઃ સંઘર્ષ્ય સંપાદિતં, ભક્ત ત્રાણપરે શ્રી ભુવનેશ્વરિ**
**શ્રી ચંદનં ગૃહ્યતામ્ ॥**

**ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ગંધાર્ચનમ્ સમર્પયામિ** - આ પ્રમાણે બોલી ચંદન-અષ્ટગંધ અર્પણ કરવું.

✦ કુમકુમ (અનુલેપન) :

પરમાનન્દ સૌભાગ્ય - પરિપૂર્ણ દિગન્તરે ।
ગૃહાણ પરમ ગન્ધં કૃપયા ભુવનેશ્વરી ॥
માતઃ ભાલતલે તવાતિ વિમલે કાશ્મીર કસ્તૂરિકા,
કર્પૂરાગરુભિઃ કરોમિ તિલકં દેહોઙ્ગરાગં તતઃ ।
વૃક્ષોજાદિષુ યક્ષકર્દમ રસં સિક્તા ચ પુષ્પ દ્રવમ્,
પાદૌ ચંદન લેપનાદિભરહં સંપૂજયામિ ક્રમાત્ ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ કુમકુમાદિ અનુલેપનં સમર્પયામિ ।

આ પ્રમાણે બોલીને કંકુ-ચંદનયુક્ત અનુલેપન દેવીને અર્પણ કરવા.

✦ અક્ષત (ચોખા ચઢાવવા) :

રત્નાક્ષતૈસ્ત્વાં પરિપૂજયામિ, મુક્તા કલૈર્વા રૂચિરારવિન્દૈઃ ।
અખણ્ડિતે દૈવિ યવાદિભિર્વા કાશ્મીર પઙ્કાઙ્કિત તણ્ડુલૈ ર્વા ॥
ૐ ભૂ, સ્વ. હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ અક્ષતાન્ સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી અક્ષત (ચોખા) અર્પણ કરવા.

આભૂષણમ્ - (માથાથી પગ સુધીના અલંકારો અર્પણ કરવા)

મઞ્જીરે મદર્યોનિધાય રૂચિરાં વિન્યસ્યકાઞ્ચી કટૌ,
મુક્તાહારમુરોજયોરનુપમા નક્ષત્ર-માલાં ગલે ।
કેયૂરાણિ ભૂજેષુ રત્ન વલયશ્રેણીં ક્રમેષુ ક્રમાત્,
તાટંકે તવ કર્ણયો ર્વિનિદધે શીર્ષેચ ચૂડામણિમ્ ॥
ધમ્મિલે તવદેવી હેમકુસુમાન્યાધાય ભાલસ્થલે,
મુક્તા રાજિ વિરાજમાન તિલકં નાસાપુટે મૌક્તિકમ્।
માતઃમૌક્તિક જાલિકાં ચ કુચયોઃ સર્વાંગુલીષૂર્મિકાઃ
કટયાં કાઞ્ચન કિઙ્કિણી વિનિદધે રત્નાવતંસં શ્રુતૌ ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ આપાદ મસ્તક પર્યન્તમ્ યથાલાભોપચારાન્ આભૂષણાનિ સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી પગથી મસ્તક સુધીના આભૂષણો દેવીને અર્પણ કરવા. તદ્ અભાવે ચોખા અર્પણ કરવા અને એક ચમચી જળ અર્પણ કરવું.

✦ ઉપવસ્ત્રમ્ :

વામાશ્રિત્ય મહામાયા જગત્સમ્મોહિની સદા ।
તસ્મૈ તે ભુવનેશાનિ કલ્પયામ્યુત્તરીયકમ્ ॥

ૐ ભૂ.સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ઉપવસ્ત્રમ્ સમર્પયામિ । આ પ્રમાણે બોલી દેવીને ઉપવસ્ત્ર અર્પણ કરવુ. પછી એક ચમચી જળ આપવું.

✦ **પરિમલ દ્રવ્યમ્ :**

જનનિ ચમ્પક તૈલમિદં પુરો મૃગમદોપ યુતં પટવાસકમ્ ।
સુરભિ ગંધમિદં ચ ચતુઃ સમમ્ ભુવનેશ્વરિ પ્રતિગૃહ્યતામ્ ॥

ૐ ભૂ.સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ સુગન્ધ-પરિમલ-દ્રવ્યાણિ સમર્પયામિ । આ પ્રમામે બોલીને દેવીને સુગંધિત દ્રવ્યો સમર્પણ કરવાં.

✦ **સિન્દુરં :**

સીમન્તે તે ભગવતી મયાસાદરં યસ્તમેતત્
સિન્દૂરં તે હૃદયકમલે હર્ષ વર્ષ તનોતુ ।
બાલાદિત્ય દ્યુતિરિવ સદાલોહિતા યસ્ય કાન્તિઃ,
અન્તર્ધ્વાન્તં હરતિ સકલં ચેતસી ચિન્તયૈવ,
ૐ ભૂ.સ્વ.હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ સિન્દૂરં સમર્પયામિ ।

આ પ્રમાણે બોલીને સૌભાગ્યવર્ધક સિંદૂરદેવીને અર્પણ કરવું. સૌભાગ્યવતીનારીને માતાજીને અર્પિત સિંદૂર પોતાની સેંથીમાં પૂરવું.

✦ **પુષ્પમ્ :**

મંદારકુન્દકરવીરલવઙ્ગ પુષ્પૈઃ ત્વાંદેવી સન્તતં મહં પરિપૂજયામિ
જાતી જપાબકુલચમ્પક કેતકાદિ, નાનાવિધાનિ કુસુમાનિ

ચતેર્પયામિ । માલતી બકુલહેમ પુષ્પિકા, કોવિદાર કરવીરકેતકૈઃ કર્ણિકાર ગિરિ કર્ણિકાદિભિઃ પૂજયામિ ભુવનેશ્વરિ ॥ પારિજાત-શતપત્ર પાટલૈ, મલ્લિકા બકુલ-ચમ્પકાદિભિઃ । અમ્બુજૈઃ સુકમલૈશ્ચ સાદરમ્, પૂજયામિ ભુવનેશ્વરિ ॥

ૐ ભૂં. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ઋતુકાલોદ્ભવકુસુમાનિ સમર્પયામિ । આ પ્રમાણે બોલી વિવિધ પુષ્પો ચઢાવવા.

✦ **પુષ્પમાલા :**

પુષ્પોદ્યૈર્દ્યોતયન્તૈઃ સતતપરિચલત્કાન્તિ કલ્લોલ જાલૈઃ ।
કુર્વાણા મજ્જદતંઃકરણં વિમલતાં શોભિતેવ ત્રિવેણી ॥
મુક્તાભિઃપદ્મરાગૈર્મરકતમણિનિર્મિતા દીપ્યમાનૈર્નિત્યં ।
હારત્રયી ત્વં ભુવનેશ્વરિ, સ્વીકુરુ શોભિતા કણ્ઠમધ્યે ॥
ૐ ભૂ.સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ વિવિધ પુષ્પૈઃ

સુગ્રથિતાં પુષ્પમાલાં સમર્પયામિ । આ પ્રમાણે બોલી દેવીને પુષ્પમાલા અર્પણ કરવી.

**✦ અથાંગ પૂજા - (દેવીના અંગોનું પૂજન) :**

ગંધ, પુષ્પ, અક્ષત, એકત્રિત કરીને તેના વડે ભગવતી ભુવનેશ્વરીના અંગોનું પૂજન આ પ્રમાણે કરવું.

હ્રીં દુર્ગાયૈ નમઃ પાદૌ પૂજયામિ । હ્રીં મંગલાયૈ નમઃ ગુલ્ફૌ પૂજયામિ । હ્રીં ભગવત્યૈં નમઃ જંધે પૂજયામિ । હ્રીં કૌમાર્યૈ નમઃ જાનુની પૂજયામિ । હ્રીં વાગીશ્વર્યૈ નમઃ ઉરૌ પૂજયામિ । હ્રીં વરદાયૈ નમઃ કટીમ્ પૂજયામિ। હ્રીં પદ્માકરવાસિન્યૈ નમઃ સ્તનૌપૂજયામિ । હ્રીં મહિષાર્દિન્યૈ નમઃ કંઠે પૂજયામિ । હ્રીં ઉમાસુતાયૈ નમઃ સ્કંધૌ પૂજયામિ । હ્રીં મહિષાર્ધિન્યૈ નમઃ કંઠે પૂજયામિ । હ્રીં ઉમાસુતાયૈ નમઃ સ્કંધૌ પૂજયામિ । હ્રીં ઈન્દ્રાણ્યૈ નમઃ ભુજૌ પૂજયામિ । હ્રીં ગૌર્યૈ નમઃ હસ્તૌ પૂજયામિ । હ્રીં મોહવત્યૈ નમઃ મુખં પૂજયામિ । હ્રીં શિવાયૈ નમઃ કર્ણો પૂજયામિ । હ્રીં અન્નપૂર્ણાયૈ નમઃ નેત્રે પૂજયામિ । હ્રીં કમલાયૈ નમઃ લલાટં પૂજયામિ । હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ સર્વાંગં પૂજયામિ । ઈતિ અંગપૂજા ॥

**✦ આવરણ પૂજાવિધિ :**

દેવીના અંગોનું પૂજન કર્યા પછી આવરણ પૂજન કરવું અતિ આવશ્યક છે. તંત્રમાં આવરણ પૂજાનું વિશેષ મહત્ત્વ છે. આ પૂજનથી યજ્ઞનું ફળ મળે છે. સમસ્ત તીર્થોનું પુણ્ય ફળ મળે છે. એટલે આવરણ પૂજા અવશ્ય કરવી. જો સમયનો અભાવ હોય તો પૂજાના અન્ય ક્રમને ઘટાડીને પણ આવરણ પૂજા જરૂર કરવી જોઈએ.

આવરણ પૂજામાં પાંચક્રમોનો એકી સાથે સમાવેશ હોય છે. (૧) સંબોધન (આવાહન - ધ્યાન), (૨) પૂજન (૩) નમસ્કાર (૪) તર્પણ (૫) સ્વાહાકાર.

એટલે પ્રત્યેક દેવતાના નામ પછી 'ધ્યાયામિ પૂજયામિ નમઃ તર્પયામિ, સ્વાહા' બોલતા રહી પૂજન-તર્પણ થાય છે. એટલે 'પૂજયામિ' ઉચ્ચારણ પછી ગંધ, અક્ષત, પુષ્પ ચઢાવવાં અને તર્પણ માટે તર્પણ પાત્રમાંથી જળ છાંટવું. પૂજનની તૈયારી માટે અક્ષત અને છૂટાફૂલને ગંધથી-કંકુથી ચર્ચિત કરીને, એકપાત્રમાં એકત્રિત કરી રાખવાં. સાત્ત્વિક ગંધથી-કંકુથી ચર્ચિત કરીને, એક પાત્રમાં એકત્રિત કરી રાખવાં. સાત્ત્વિક પૂજામાં તર્પણ પંચામૃતથી કરવું અથવા એકપાત્રમાં જળ ભરી તેમાં સોપારી, લવંગ, જીરુ, હીંગ, હળદર, કંકુ, કસ્તૂરી, ચંદન, રતાંજલિ તથા થોડું પંચામૃત નાંખવું.





# આવરણ પૂજા (ક્રમ-૧)



**આ**વરણ પૂજન એક વ્યક્તિ પણ કરી શકે છે અને બે વ્યક્તિ સાથે બેસીને પણ કરી શકેછે. આવરણ-પૂજા શ્રી ચક્રાર્ચનમાં સમુદાયમાં પૂજન થાય છે.

પૂજા-યંત્રની મધ્યકર્ણિકામાં દેવી ભુવનેશ્વરી સમીપ નિમ્ન મંત્રથી તર્પણ કરવું. જમણા હાથના અંગૂઠા અને અનામિકાના યોગની મુદ્રાથી ગંધાક્ષત દ્વારા પૂજન અને ડાબા હાથના અંગૂઠા અને અનામિકાના યોગની મુદ્રાથી શુદ્ધિ ખંડ દ્વારા શ્રી પાત્રામાં તર્પણ કરવું સમયના અભાવે પૂજયામિ તર્પયામિનું ઉચ્ચારણ કરવું.

આ પ્રમાણે -

 **પ્રથમાવરણ :**

**દેવીની નિકટ(મધ્યે)**

**ૐ હ્રૂલ્લેખાયે નમઃ ।**

**(હ્રૂલ્લેખા શ્રીપાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।**

**(પૂર્વે)**

**ૐ એં ગગનાયૈ નમઃ ।**

**(ગગનાશ્રી પાદુકા પૂજયામિ તર્પયામિ નમઃ)।**

**(દક્ષિણે)**

**ૐ રક્તાયૈ નમઃ।**

**(રક્તા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।**

**(ઉત્તરે)**

**ૐ ઈંકરાલિકાયૈ નમઃ ।**

**(કરાલિકા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।**

**(પશ્ચિમે)**

**ૐ મહોચ્છુષ્માયૈ નમઃ।**

**(મહોચ્છુષ્મા શ્રી પાદુકંપૂજયામિ તર્પયામિ નમઃ)।**

આ પ્રમાણે પૂજન તર્પણ કરીને નીચેના મંત્રથી પુષ્પાંજલિ અર્પણ કરવી.

**ૐ અભીષ્ટસિદ્ધિં મે દેહિ શરણાગત વત્સલે**
**ભક્ત્યા સમર્પયે તુભ્યં પ્રથમાવરણાર્ચનમ્ ॥**

આ પછી - સમ્પૂજિતાઃ સન્તર્પિતાઃ સન્તુ એ પ્રમાણે બોલીને મધુપર્ક (મધ-દહીં-ઘી)પ્રદાન કરવો.

✦ **દ્વિતીયાંવરણ :**

બીજા આવરણમાં ષટ્કોણના કેસરોમાં ભગવતીના ષડ્અંગોનું પૂજન તર્પણ કરવું.

**(અગ્નિકોણે)**

**ૐ હ્રાં હ્રદયાય નમઃ।**

**(હ્રદયશ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।**

**(નૈર્ઋત્યકોણે)**

**ૐ હ્રીં શિરસે સ્વાહા।**

**(શિરઃ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।**

**(વાયવ્ય કોણ)**

**ૐ હ્રૂં શિખાયૈ વષટ્ ।**

**(શિખા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।**

**(ઈશાનકોણ)**

**ૐ હ્રૈં કવચાય હુમ્ ।**

**(કવચ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।**

**(મધ્યે) - પૂજ્ય અને પૂજકની વચ્ચે**

**ૐ હ્રૌં નેત્ર ત્રયાય વૌષટ્ ।**

**(નેત્રત્રય શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।**

**(દેવી પશ્ચિમે)**

**ૐ હ્રઃ અસ્ત્રાય ફટ્ ।**

**(અસ્ત્ર શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ) ।**

પૂર્વવત્ પુષ્પાંજલિ અર્પણ કરી મધુપર્ક પ્રદાન કરવો.

ૐ અભીષ્ટસિદ્ધિં મે દેહિ શરણાગત વત્સલે ।
ભકત્યા સમર્પયે તુભ્યં દ્વિતીયાવરણાર્ચનમ્ ॥

✦ **તૃતીયાવરણ :**

ષટ્કોણના છકોણોમાં અગ્રભાગે નિમ્ન મંત્રોથી પૂજન-તર્પણ કરવું. આ પ્રમાણે-

**(પૂર્વ દિશા)**

**ૐ ગાયત્ર્યૈ નમઃ ।**

**(ગાયત્રી શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।**

ॐ બ્રહ્મણે નમઃ ।

(બ્રહ્મ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

(નૈર્ઋત્ય કોણ)

ॐ સાવિત્ર્યૈ નમઃ ।

(સાવિત્રી શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

ॐ વિષ્ણવે નમઃ ।

(વિષ્ણુ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ) ।

(વાયવ્ય કોણ)

ॐ સરસ્વત્યૈ નમઃ । (સરસ્વતી શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ ॥

ॐ રુદ્રાય નમઃ ।

(રુદ્ર શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

(અગ્નિ કોણ)

ॐ શ્રિયૈ નમઃ ।

(શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

ॐ ધનપતયે નમઃ ।

(ધનપતિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

(પશ્ચિમ દિશા)

ॐ રત્યૈ નમઃ ।

(રતિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

ॐ સ્મરાય નમઃ ।

(સ્મર શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

(ઈશાન કોણે)

ॐ પુષ્ટ્યૈ નમઃ।

(પુષ્ટિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

ॐ ગણપતયે નમઃ ।

(ગણપતિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

(ષટ્કોણે દક્ષિણે)

ॐ શંખ નિધયે નમઃ ।

(શંખનિધિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

ॐ પદ્મનિધયે નમઃ ।

(પદ્મનિધિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

પૂર્વવત્ પુષ્પો અર્પણ કરી, મધુપર્ક પ્રદાન કરવો.

ૐ અભીષ્ટસિદ્ધિં મે દેહિ શરણાગત વત્સલે ।
ભક્ત્યા સમર્પયે તુભ્યં તૃતીયાવરણાર્ચનમ્ ॥

✦ **ચતુર્થાવરણ :**

અષ્ટદળ કમળના દળોમાં પૂર્વાદિક્રમથી આઠ શક્તિઓનું પૂજન-તર્પણ કરવું. આ પ્રમાણે -

ૐ અનંગકુસુમાયૈ નમઃ ।
(અનંગકુસુમા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ અનંગકુસુમાતુરાયૈ નમઃ ।
(અનંગકુસુમાતુરા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ અનંગમદનાયૈ નમઃ ।
(અનંગમદના શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ અનંગ મદનાતુરાયૈ નમઃ ।
(અનંગમદનાતુરા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ ભુવનાપાલાયૈ નમઃ ।
(ભુવનપાલાા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ ગગન વેગાયૈ નમઃ ।
(ગગનવેગા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ શશિરેખાયૈ નમઃ ।
(શશિરેખા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ ગગન રેખાયૈ નમઃ।
(ગગનરેખા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

પૂર્વવત્ પુષ્પો અર્પણ કરી, મધુપર્ક પ્રદાન કરવો.

ૐ અભીષ્ટસિદ્ધિં મે દેહિ શરણાગત વત્સલે ।
ભક્ત્યા સમર્પયે તુભ્યં ચતુર્થાવરણાર્ચનમ્ ।

✦ **પંચમાવરણ :**

ષોડશ દળોમાં પૂર્વાદિ ક્રમથી સોળ શક્તિઓનું પૂજન-તર્પણ કરવું. આ પ્રમાણે-

ૐ કરાલ્યૈ નમઃ ।
(કરાલી શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

ૐ વિકરાલ્યૈ નમઃ ।
(વિકરાલી શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ ઉમાયૈ નમઃ ।
(ઉમા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ સરસ્વત્યૈ નમઃ ।
(સરસ્વતી શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ શ્રિયૈ નમઃ ।
(શ્રી શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ દુર્ગાયૈ નમઃ ।
(દુર્ગા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ ઉષાયૈ નમઃ ।
(ઉષા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ લક્ષ્મ્યૈ નમઃ ।
(લક્ષ્મી શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ શ્રુત્યૈ નમઃ ।
(શ્રુતિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ સ્મૃત્યૈ નમઃ ।
(સ્મૃતિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ ધૃત્યૈ નમઃ ।
(ધૃતિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ શ્રદ્ધાયૈ નમઃ ।
(શ્રદ્ધા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ મેધાયૈ નમઃ ।
(મેધા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ મત્યૈ નમઃ ।
(મતિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ કાન્ત્યૈ નમઃ ।
(કાન્તિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ આદ્યાયૈ નમઃ ।
(આદ્યા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
પૂર્વવત્ પુષ્પો ચઢાવી મધુપર્ક પ્રદાન કરો.

ૐ અભીષ્ટ સિદ્ધિં મે દેહિ શરણાગત વત્સલે ।
ભક્ત્યા સમર્પયે તુભ્યં પંચમાવરણાર્ચનમ્ ॥

✦ ષષ્ઠાવરણ :

ભૂપુરની અંદર પૂર્વાદિ ક્રમથી આઠ શક્તિઓનું પૂજન-તર્પણ કરવું.

ૐ અનંગરૂપાયૈ નમઃ ।
(અનંગરૂપા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ અનંગ મદનાયૈ નમઃ ।
(અનંગમદના શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ અનંગમદનાતુરાયૈ નમઃ ।
(અનંગ મદનાતુરા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ ભુવન રેખાયૈ નમઃ ।
(ભુવનરેખા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ ભુવનપાલિકાયૈ નમઃ ।
(ભુવનપાલિકા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)
ૐ સર્વશિશિરાયૈ નમઃ ।
(સર્વશિશિરા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)
ૐ અનંગ વેદનાયૈ નમઃ ।
(અનંગ વેદના શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)
ૐ અનંગ મેખલાયૈ નમઃ ।
(અનંગ મેખલા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)

પૂર્વવત્ પુષ્પો અર્પણ કરી મધુપર્ક પ્રદાન કરો.

ૐ અભીષ્ટ સિદ્ધિં મે દેહિ શરણાગત વત્સલે ।
ભક્ત્યા સમર્પયે તુભ્યં ષષ્ઠાવરણાર્ચનમ્ ॥

✦ સપ્તમાવરણ :

ભૂપુરની અંદર પૂર્વાદિક્રમથી દસ દિક્પાલોનું પૂજન-તર્પણ કરવું.

ૐ લં ઈન્દ્રાય દેવાધિપતયે સાયુધાય સવાહનાય સપરિવારાય નમઃ ।
(ઈન્દ્ર શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ રં અગ્નેય તેજોધિપતયે સાયુધાય સવાહનાય સપરિવારાય નમઃ ।
(શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ માં યમાય પ્રેતાધિપતયે સાયુધાય સવાહનાય સપરિવારાય નમઃ ।

(યમ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ ક્ષં નિર્ઋતયે રક્ષોધિપતયે સાયુધાય સવાહનાય સપરિવારાય નમઃ।
(નિર્ઋતિ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
ૐ વં વરુણાય જલાધિપતયે સાયુધાયસવાહનાય સપરિવારાય નમઃ ।
(વરુણ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)
ૐ યં વાયવે પ્રાણાધિપતયે સાયુધાય સવાહનાય સપરિવારાય નમઃ ।
(વાયુ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)
ૐ સૌં સોમાય તારાધિપતયે સાયુધાય સવાહનાય સપરિવારાય નમઃ।
( સોમ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)
ૐ હં ઈશાનાય ગણાધિપતયે સાયુધાય સવાહનાય સપરિવારાય નમઃ ।
(ઈશાન શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)
(એન્દ્ર-ઈશાનની મધ્યમાં)
ૐ આં બ્રહ્મણે પ્રજાધિપતયે સાયુધાય સવાહનાય સપરિવારાય નમઃ ।
(બ્રહ્મ શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।
(નિર્ઋત્ય - વાયવ્યની મધ્યમાં)
ૐ હ્રીં અનન્તાય નામાધિપતયે સાયુધાય સવાહનાય સપરિવારાય નમઃ।
(અનન્ત શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ)।

આ પછી ભૂપુરની બહાર પૂર્વાદિ ક્રમથી લોકપાલોના દસ અસ્ત્રોનું ક્રમશઃ પૂજન કરવું. આ પ્રમાણે -

ૐ વં વજ્રાય નમઃ। ૐ શં શક્તયે નમઃ ।
ૐ દં દણ્ડાયનમઃ। ૐ ખં ખંગાય નમઃ ।
ૐ પાં પાશાય નમઃ। ૐ અં અંકુશાય નમઃ।
ૐ ગં ગદાય નમઃ । ૐ ત્રિં ત્રિશૂલાય નમઃ।
ૐ પં પદ્માય નમઃ । ૐ ચં ચક્રાય નમઃ ।

આ પ્રમાણે કર્યા પછી પૂર્વવત્ પુષ્પો અર્પણ કરી મધુપર્ક પ્રદાન કરો.

ૐ અભીષ્ટસિદ્ધિ મે દેહિ શરણાગત વત્સલે ।
ભક્ત્યા સમર્પયે તુભ્યં સપ્તમાવરણાર્ચનમ્ ॥

આ પ્રમાણે આવરણ પૂજન કરી ભગવતી ભુવનેશ્વરીને ધૂપ-દીપ આદિ સમર્પણ કરી નિરાજન અને વિસર્જન પર્યન્તનું પૂજન પૂર્ણ કરવું.





# આવરણ-પૂજા (ક્રમ-૨)



**શ્રી** અનન્તદેવ કૃત 'ભુવનેશ્વરી-ક્રમ-ચંદ્રિકા'માં પૂજનના છ આવરણ જ આપવામાં આવ્યાં છે. જે આ પ્રમાણે છે.-

(૧) -ૐ હ્રીં બિન્દુ ચક્રાય નમઃ। થી બિંદુમાં ત્રણ પુષ્પોથી અંજલિ અર્પણ કરી - ૐ હ્રીં ભુવનેશ્વર્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમસ્તર્પયામિ' એ પ્રમાણે બોલી ત્રણવાર તર્પણ કરવું. પછી 'એષા બિન્દુ - ચક્રાધિષ્ઠાત્રિ શ્રી ભુવનેશ્વરી સાઙ્ગા સાયુધા સવાહના સાલઙ્કારા સર્વોપચારૈઃ સુપૂજિતા વરદા ભવતુ।' ઈત્યાદિથી ગંધથી પુષ્પાંજલિ સુધી ઉપચાર અર્પિત કરવા. આ પછી મધુપર્ક પ્રદાન કરી પ્રથમ આવરણનું 'અર્ચન સમર્પિત કરવું.

**અભીષ્ટ સિદ્ધિં મે દેહિ ભુવનેશિ સુર-પૂજિતે ।**
**ભક્ત્યા સમર્પયે તુભ્યં પ્રથમાવરણાર્ચનમ્ ॥**

(૨) ત્રિકોણની સામે મધ્યમાં ગુરુ પાત્રમાં ગુરુ પંક્તિનું તર્પણ કરવું. ૐ હ્રીં ત્રિકોણ-ચક્રાય નમઃ ।બોલીને ત્રણ વાર પુષ્પો અર્પણ કરવાં. આ પછી -

**ઐં હ્રીં શ્રીં ગુરુભ્યો નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।**
**ઐં હ્રીં શ્રી પરમ ગુરુભ્યો નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।**
**ઐં હ્રીં શ્રી પરાત્પર-ગુરુભ્યો નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।**
**ઐં હ્રીં શ્રી પરમેષ્ઠિ-ગુરુભ્યો નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।**
**ઐં હ્રીં શ્રી શિવાદિ-ગુરુભ્યો નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।**

આ પ્રમાણે બોલી પૂજન તર્પણ કરવું.

**વિદિક્ષુ** - હાં હૃદયાય નમઃ હૃદય-શક્તિ-શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । આગ્નેયે- હ્રીં શિરસે સ્વાહા શિરઃશક્તિ શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ। ઈશાન્યે - હૂં શિખાયૈ નેત્ર-શક્તિ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । પુરતઃ - હઃ અસ્ત્રાય ફટ્ અસ્ત્ર-શક્તિ શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ।

**વાયૌ** - હ્રૌં નેત્ર-ત્રયાય વૌષટ્ નેત્ર-શક્તિ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ। ચતુર્દિક્ષુ, ત્રિકોણ મધ્યે - હ્રાં હૃલ્લેખામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ હ્રીં ગગનામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ પૂર્વી હ્રૈં રક્તામ્બા શ્રીપાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ દક્ષિણે । હ્રૌં કરાલિકામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ પશ્ચિમે હઃ મહોચ્છુષ્મામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ-ઉત્તરે

ઉક્ત પ્રકારથી પૂજન-તર્પણ કરીને નિમ્નમંત્રથી જ ઉપચાર અર્પિત કરીને દ્વિતીય આવરણનું અર્ચન સમર્પિત કરવું.

**અભીષ્ટ સિદ્ધિં મે દેહિ ભુવનેશિ સુર-પુજિતે !**
**ભકત્યા સમર્પયે તુમ્યં દ્વિતીયાવરણાર્ચનમ્ ॥**

'એતાઃ ત્રિકોણ-ગત-દ્વિતીયાવરણ દેવતાઃ સાઙ્ગા સાયુધા સવાહના સાલઙ્ગારા સર્વોપચારૈઃ સમ્પૂજિતાઃ સન્તર્પિતાઃ સન્તુ ।

**(૩) ષટ્કોણોના કેસરોમાં** - હ્રીં અનઙ્ગ-કુસુમામ્બા શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં અનઙ્ગ-કુસુમાતુરામ્બા શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં ભુવન-પાલામ્બા શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં ગગનામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં ગગન-મેખલામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં અનંગ-મદનામ્બા શ્રી પાદુકાં પૂજયામિ તર્પયામિ નમઃ ।

હ્રીં દણ્ડ-કમલાક્ષ-માલાભય-વર-કર-પિતામહ-સહિતાયૈ ગાયત્રામ્બાયૈ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ - ઇન્દ્ર કોણે હ્રીં શંખ-ચક્ર-ગદા-પદ્મ-ધારિણ્યૈ પીત-વસનાયૈ વિષ્ણુ-સહિતાયૈ સાવિત્ર્યમ્બાયૈ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ - રક્ષઃકોણે । હ્રીં પર સ્વધાક્ષ-માલામય-વરદાયૈ શ્વેત-વસનાયૈ શ્વેતાયૈ રુદ્ર-સહિતાયૈ સરસ્વત્યમ્બાયૈ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ - વાયુ-કોણે । હ્રીં રત્ન-કુમ્ભ-મણિ-કરણ્ડ-ધારિણ્યૈ ધનદાઙ્ક-સ્થિતાયૈ દક્ષિણ-હસ્તેન ધનદમાલિંગ્ય સ્થિતાયૈ અપરેણામ્બુજ-ધારિળ્યૈ મહા-લક્ષ્મ્યમ્બાયૈ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ - અગ્નિ-કોણે । હ્રીં વાણ-પાશાંકુશ-શરાસન-ધારિણ્યૈ મદન-સહિતાયૈ સવ્યેન પતિમાલિંગ્ય ઈતરેણ નીલોત્પલ-ધારિણ્યૈ રમણાઙ્ક-સથિતાયૈ રત્યમ્બાયૈ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ - વરુણ કોણે । હ્રીં વિઘ્ન-રાજાય સૃણિ-પાશ-ધરાય પ્રિયાત્મ -હિત-કાન્તા-વરાઙ્ગમંગુલ્યાશ્રિત-સ્થિતાય માધ્વી-મદ-ઘૂર્ણિતાય પુષ્કરે રત્ન-ચષક-ધરાય સિન્દૂર-વર્ણાય અન્યાં કાન્તાં પુષ્ટિં સમદાં ઘૃત-રક્તોત્પલાં અન્ય-પાપિના તદ્-ધ્વજ-સ્પૃશન્તીમાલિંગ્ય સ્થિતાય શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ - ઈશાન્યે ।

એ પ્રમાણે પૂજન તર્પણ કરીને ષટ્કોણના પાર્શ્વમાં-

**હ્રીં પદ્મ-નિધિ-શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ।**
**હ્રીં શંખ-નિધિ-શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।**

આ પ્રમાણે પૂજન-તર્પણ કરી નીચેના મંત્રો વડે ઉપચાર અર્પિત કરી તૃતીય આવરણનું અર્ચન સમર્પિત કરવું.

**અભીષ્ટ સિદ્ધિં મે દેહિ ભુવનેશિ સુર-પૂજિતે ।**
**ભક્ત્યા સમર્પયે તુભ્યં તૃતીયાવરણાર્ચનમ્ ॥**

અતાઃ ષટ્ કોણાન્તર્ગત-દેવતા સાઙ્ગાઃ સાયુધા સવાહના સાલઙ્કારા સર્વોપચારૈઃ સમ્પૂજિતાઃ સન્તર્પિતાઃ સન્તુ।

(૪) **'અષ્ટ-દલ-પત્રાય નમઃ'** એ પ્રમાણે બોલી ત્રણવાર પુષ્પ અર્પણ કરવાં. અષ્ટદળ પત્રોના મૂળનાં નીચેના મંત્રો વડે પૂજન-તર્પણ કરવું.

હ્રીં અનઙ્ગ-રૂપામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં અનઙ્ગ-મદનામ્બા શ્રીપાદુકાં પૂજયામિનમઃ તર્પયામિનમઃ । હ્રીં ભુવન-વેગામ્બા શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં લોક-પાલિકામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ સમર્પયામિ નમઃ। હ્રીં સર્વતોમુખ્યામ્બા શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ। હ્રીં અનઙ્ગ-વસનામ્બા શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં અનઙ્ગ-મેખલામ્બા શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ।

**અષ્ટપત્રોની મધ્યમાં :**

હ્રાં બ્રાહ્મયમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં મહેશ્વર્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રૂં કૌમાર્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ। હ્રૈં વૈષ્ણવ્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રૌં વારાહ્મમ્બા શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રઃ ઈન્દ્રાણ્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । ઐં ચામુણ્ડામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હીં મહાલક્ષ્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।

અષ્ટપત્રોના અગ્રભાગે - હ્રીં અં આં ઇં ઈં ઉં ઊં ઋં ૠં લૃં લૄં એં ઐં ઓં ઔં અં અઃ પૂર્વ-પત્રે । હ્રીં કં ખં ગં ઘં ઙં - આગ્નેયે । હ્રીં ચં છં જં ઝં ઞં - દક્ષિણે। હ્રીં તં થં દં ધં નં-વાયવ્યે, હ્રીં પં ફં બં ભં મં - પશ્ચિમે । હ્રીં યં રં લં વં - ઉત્તરે । હ્રીં શં ષં સં હં ળં -ઈશાન્યે ।

આ રીતે પૂજન-તર્પણ કરીને નીચે મુજબના મંત્રથી ઉપચાર અર્પિત કરી પૂર્વવત્ ચતુર્થાવરણનું અર્ચન સમર્પિત કરવું -

**અભીષ્ટ સિદ્ધિં મે દેહિ ભુવનેશિ સુર-પૂજિતે ।**
**ભક્ત્યા સમર્પયે તુભ્યં ચતુર્થાવરણાર્ચનમ્ ॥**

એતા અષ્ટ-પત્રાન્તર્ગત-ચતુર્થાવરણ-દેવતા સાઙ્ગા સાયુધા સવાહના સાલઙ્કારા સર્વોપચારૈઃ સમ્પૂજિતાઃ સન્તર્પિતાઃ સન્તુ ।

(૫) **ષૌડશ-દલ-કમલાય નમઃ** 'એ પ્રમાણે બોલીને ત્રણવાર પુષ્પાંજલિ અર્પણ કરી સોળ દળોમાં પૂર્વવત્ નિમ્ન મંત્રોથી પૂજન તર્પણ કરવું.

હ્રીં કરાલ્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં વિકરાલ્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં ઉમામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં સરસ્વત્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં શ્રયમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ । તર્પયામિ નમઃ । હ્રીં દુર્ગામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ। હ્રીં ઉષ્મામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ। હ્રીં લક્ષ્મ્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં શ્રુત્યમ્બા શ્રી

પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં સ્મૃત્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ। શ્રી । હ્રીં ધૃત્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં શ્રદ્ધામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં મેધામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં ભૃત્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં કાન્ત્યમ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં આર્યામ્બા શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।

નીચેના મંત્રથી ઉપચાર અર્પિત કરીને પંચમ આવરણનું અર્ચન પૂર્વવત સમર્પિત કરવું -

અભીષ્ટ સિદ્ધિં મે દેહિ ભુવનેશિ સુર-પૂજિતે ।
ભક્ત્યા સમર્પયે તુભ્યં પઞ્ચમાવરણાચનમ્ ॥

એતાઃ ષોડશ-દલાન્તર્ગત-પઞ્ચમાવરણ-દેવતાઃ સાઙ્ગાઃ સાયુધા સવાહના સાલઙ્કારા સર્વોપચારૈઃ સમ્પૂજિતા સન્તર્પિતા સન્તુ ।

(૬) 'ભૂ-ગૃહ-ચક્રાય નમઃ' એ પ્રમાણે બોલીને ત્રણવાર પુષ્પાંજલિ અર્પણ કરી ભૂપુરમાં પૂર્વાદિક્રમથી નીચે મંત્રોથી ઈન્દ્રાદિ લોકપાલોનું પૂજન-તર્પણ કરવું.

હ્રીં ઈન્દ્રાય સુરાધિપતયે ઐરાવતાધિરુઢાય વજ્ર-હસ્તાય સપરિવારાય સશક્તિકાય નમ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં અગ્નયે તેજોડધિપતયે મેપારુઢાય શક્તિ-હસ્તાય સપરિવારાય સશક્તિકાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં યમાય પ્રેતાધિપતયે મહિપારુઢાય દણ્ડ-હસ્તાય સપરિવારાય સશક્તિકાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં નૈર્ઋતયે રક્ષોડધિપતયે પ્રેત-વાહનાય ખડ્ગ-હસ્તાય સપરિવારાય સશક્તિકાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમ । હ્રીં વરુણાય જલાધિપતયે મકરાધિરુઢાય પાશ - હસ્તાય સપરિવારાય સશક્તિકાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં વાયવે પ્રાણાધિપતયે મૃગાધિરુઢાય ધ્વજ-હસ્તાય સપરિવારાય સશક્તિકાય નમઃ શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં સોમાય યક્ષાધિપતયે અશ્વારુઢાય અંકુશ-હસ્તાય સપરિવારાય સશક્તિકાય નમઃ શ્રીપાદુકા પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં ઈનાશાય મૂતાધિપતયે વૃષાધિરુઢાય ત્રિશૂલ-હસ્તાય સપરિવારાય સશક્તિકાય નમઃ શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।

આજ રીતે પૂર્વાદિક્રમથી એના આયુધોનું પૂજન-તર્પણ આ પ્રમાણે કરવું.

હ્રીં વજ્રાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં શક્તયે નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં દણ્ડાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ। હ્રીં ખડ્ગાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં પાશાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં ધ્વજાય નમઃ શ્રી પાદુકાં

પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં અંકુશાય નમઃ શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં ત્રિશૂલાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।

હવે નીચેના મંત્રો વડે પૂજન-તર્પણ કરો.

**ઈશાન-પૂર્વયોમધ્યે :** હ્રીં વિષ્ણવે નાગાધિપતયે ગરુડાય સાયુધાય સપરિવારાય સશકિત-કાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।

**પૂર્વાગ્નેયોર્મધ્યે :** હ્રીં શંખાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં ચક્રાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં ગદાયૈ નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં પદ્માય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ।

**ત્રિકોણ-પુરતો :** હ્રીં પાશાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં અંકુશાય નમઃ । શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં અભયાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં વરદાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।

**દેવ્યા વામ-ભાગે :** એં હ્રીં ક્લીં બટુકનાથાય નમઃ શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।

**આગ્નેયે :** ઐં હ્રીં ગ્લૌં ગણપતયે નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ । ઐં હ્રીં ક્લીં દ્વાર-દેવતાભ્યો નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । હ્રીં કામાક્ષાદિ-પીઠેભ્યો નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । ઐં હ્રીં ક્લીં પીઠનાથેભ્યો નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ । ઐં હ્રીં ક્લીં પીઠેશ્વરીભ્યો નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।

**ભૂ-ગૃહસ્ય પ્રથમ રેખાયાં :** હ્રીં સત્વાય નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।

**દ્વિતીય-રેખાયાં :** હ્રીં રજસે નમઃ શ્રી પાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ।

**તૃતીય રેખાયાં :** હ્રીં તમસે શ્રીપાદુકાં પૂજયામિ નમઃ તર્પયામિ નમઃ ।

અંતમાં નિમ્નમંત્રથી ઉપચાર અર્પિત કરી છઠ્ઠા આવરણનું અર્ચન પૂર્વવત્ સમર્પિત કરવું -

**અભીષ્ટ સિદ્ધિં મે દેહિ ભૂવનેશિ સુર-પૂજિતે ।**
**ભકત્યા સમર્પયે તુભ્યં ષષ્ઠાવરણાર્ચનમ્ ॥**

એતાઃ ભૂ-ગૃહ-ગત-ષષ્ઠાવરણ-દેવતાઃ સાઙ્ગા સાયુધા સવાહના સાલઙ્કારા સર્વોપચારૈઃ સમ્પૂજિતા સન્તર્પિતાઃ સન્તુ ।

**આવરણ પૂજન બાદનો પૂજનક્રમ :**

(દેવીના યંત્ર ઉપર પૂજન તર્પણ કર્યું હોય તો, યંત્રને શુદ્ધ કરી પંચોપચાર પૂજન કરી મંડળ ઉપર સ્થાપિત કરવું. ત્યારબાદ નીચેના ક્રમે પૂજા કરવી.)

શ્વેતચૂર્ણમ્(અબીર) :

મંદારમલ્લી કરવીર સંભવં કપૂરપાટીર સુવાસિતમ્ સિતમ્ ।
શ્રી શ્વેતચૂર્ણ વિધિના સમર્પિતં, પ્રીત્યા ત્વમંગી કુરુ ભવનેશ્વરિ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ શ્વેતચૂર્ણમ્ સમર્પયામિ ।

- આ પ્રમાણે બોલી અબીર(અબીલ) ચઢાવવું.

રક્તચૂર્ણમ્ (ગુલાલ) :

પ્રત્યુષ કાલાર્ક મયૂખ સન્નિભં જાતિફલૈલાગુરુણા સુવાસિતમ્ ।
શ્રીરક્તચૂર્ણ મનસા મયાડર્પિત પ્રીત્યા ત્વમંગીકુરુ ભુવનેશ્વરિ ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ રક્તચૂર્ણમ્ સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી ગુલાલ ચઢાવવું.

સિંદૂરચૂર્ણમ્ (સિન્દૂર) :

સિન્દૂરમરુણાભાસં જપાકુસુમસંનિભમ્ ।
પૂજિતાસિ માયા દેવી પ્રસીદ ભુવનેશ્વરિ ॥

ૐ ભૂ. સ્વ. હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ સિન્દૂરચૂર્ણમ્ સમર્પયામિ ।- આ પ્રમાણે બોલી સિંદૂર ચઢાવવું.

હરિદ્રાચૂર્ણ(હળદર) :

હરિદ્રમોત્થામતિ પીતવર્ણાં સુવાસિતાં ચંદન પારિજાતૈઃ ।
અનન્યભાવેન સમર્પિતાંતે માતર્હરિદ્રામુરરી કુરુષ્વ ॥

ૐ ભૂ.સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ હરિદ્રાચૂર્ણમ્ સમર્પયામિ । - આ પ્રમાણે બોલી હળદમમપુમર ચઢાવવી.

સૌભાગ્યસૂત્ર(મંગલસૂત્ર) :

સૌભાગ્યસૂત્રં વરદે સુવર્ણમણિ-સંયુતમ્ ।
કણ્ઠે બધ્નામિ ભુવનેશિ સૌભાગ્યં દેહિ સદા॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ સૌભાગ્ય સૂત્રં સમર્પયામિ નમઃ । આ પ્રમાણે બોલી દેવીના કંઠમાં મંગળસૂત્ર પહેરાવવું.

બિલ્વપત્ર(બીલીનાપાન) :

અમૃતોદ્રભવ શ્રીવૃક્ષો મહાદેવીપ્રિયા સદા ।
બિલ્વપત્રં પ્રયચ્છામિ પવિત્રં તે ભુવનેશ્વરિ ॥

ૐ ભૂ.સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ બિલ્વપત્રાણિ સમર્પયામિ। આ પ્રમાણે બોલીને બીલીપત્ર દેવીને ચઢાવવાં.

**ધૂપમ્(ધૂપ-અગરબત્તી) :**

દશાંગ ગુગ્ગુલં ધૂપં ચન્દનાગુરુસંયુતમ્ ।
સમર્પિતં મયા ભક્યા ભુવનેશિ પ્રગૃહ્યતામ્ ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ધૂપં આઘ્રાપયામિ । આ પ્રમાણે બોલી ધૂપ અર્પણ કરવો.

**દીપમ્ :**

પરંજયોતિ પરં બ્રહ્મજગદેકં સનાતનિ ।
ભૂતયે મમ દેવેશિ દીપોડયં પ્રતિગૃહ્યતામ્ ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ દીપકં દર્શયામિ ॥

- આ પ્રમાણે બોલીને દેવીને દીવો અર્પણ કરવો.

**નૈવેદ્ય નિવેદન વિધિ :**

પોતાના દક્ષિણ અને દેવીના અગ્રભાગે જળ યા ગંધ વડે ચોરસ બનાવવો એના ઉપર નૈવેદ્ય પાત્ર (થાળ) રાખવો. "ૐ હ્રીં નમઃ" બોલીને સામાન્ય અર્ધ્યજળથી પ્રોક્ષણ કરવું. મૂલમંત્ર બોલીને જોવું, જમણા હાથને અધોમુખ કરી તેના ઉપર ડાબો હાથ રાખી નૈવેદ્યને આચ્છાદિક કરવો અને વાયુ બીજ 'યં'નું સોળવાર ઉચારણ કરવું અને અગ્નિબીજ 'રં' સોળવાર જપવો. આનાથી શુદ્ધિ-અશુદ્ધિ દોષનું નિવારણ થાય છે. આ પછી ડાબા હાથને અધોમુખ કરી તેના પૃષ્ઠ ઉપર જમણો હાથ રાખીને અમૃતબીજ જ 'વં'નો સોળવાર જપ કરવો. જેથી નૈવેદ્ય અમૃતમય થયો છે એવી ભાવના કરવી. ધેનુમુદ્રા પ્રદર્શિત કરવી. આઠવાર મૂલમંળનો જપ કરીને ગંધ પુષ્પ ચઢાવવા. ડાબા હાથના અંગૂઠા વડે નૈવેદ્ય પાત્રનો સ્પર્શ કરીને જમણા હાથમાં ચમચીમાં જળ ગ્રહણ કરી બોલવું -

હેમપાત્ર-ગતં દિવ્યં, પરમાન્નં સુસંસ્કૃતમ્ ।
પઞ્ચધા પડ-રસોપેતં, ગૃહાણ ભુવનેશ્વરી ॥
સ્ફારત્સૌરભ-નિર્ભરં રુચિકરં શાલ્યોદનં નિર્મલમ્ ।
યુકતં હિંગુ-મરિચ-જીર-સુરભિ-દ્રવ્યાન્વિતૈર્વ્યઞ્જનૈઃ ॥
પકવાન્નેન સ-પાયસેન મધુના દધ્યાજ્ય-સમ્મિશ્રિતમ્ ।
નૈવેદ્યં સુર-સુન્દરી વિરચિતં ભુવનેશિ । ત્વત્-પ્રિયે ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં શ્રીમદીશ્વર - સહિતાયૈ આવરણાયૈ સ-વાહનાયૈ સાયુધાયૈ સ-પરિકરાયૈ શ્રીમચ્છ્રી - ભુવનેશ્વરી ભગવત્યૈ નમઃ યથાલાભ નૈવેદ્યં નિવેદયામિ । આ પ્રમાણે બોલીને પાત્રમાં જળ છોડવું. આ પછી ડાબા હાથની અનામિકામૂલ અને અંગૂઠા વડે નૈવેદ્ય મુદ્રા પ્રદર્શિત કરવી. પાત્રમાં તુલસી મંજરી યા શમીપત્ર પધરાવવું. આચમન માટે જળ અર્પણ કરવું.

॥ ભગવતિ! નિવેદિતાનિ હવિષિ જુષાણ ॥

ગ્રાસમુદ્રા પ્રદર્શિત કરવી. ડાબા હાથને પદ્માકાર કરવો અને જમણા હાથથી મુદ્રા બતાવવી.

(કનિષ્ઠિકા અનામિકાના અને અંગૂઠાના સંયોગથી) હ્રીં પ્રાણાય સ્વાહા ।

(તર્જની, મધ્યમા અને અંગૂઠાના સંયોગથી) હ્રીં અપાનાય સ્વાહા ।

(તર્જની, અનામિકા મધ્યમા અને અંગૂઠાના સંયોગથી) હ્રીં વ્યાનાય સ્વાહા ।

(અનામિકા, મધ્યમા અને અંગૂઠાના સંયોગથી) હ્રીં ઉદાનાય સ્વાહા ।

(સર્વ આંગળીઓ સાથે રાખીને) હ્રીંસમાનાય સ્વાહા ।

આ સાથે ભાવના કરવી કે દેવી નૈવેદ્ય ગ્રહણ કરી રહી છે. આ પછી

નમસ્તે દેવદેવેશિ સર્વતૃપ્તિ કરંપરમ્ ।

અખણ્ડાનંદ સંપૂર્ણે ગૃહાણ જલમુત્તમમ્ ॥

મધ્યે પાનીયં જલં સમર્પયામિ ।

- આ પછી દેવીની સામે અંતઃપટ વસ્ત્ર કરવું - અને નીચે પ્રમાણે મંત્રો ભણવા.

બ્રહ્મેશાદ્યૈઃ સરસમભિતઃ સૂપવિષ્ટૈઃ સમન્તાન્ સિંજદ્બાલ,

વ્યંજનનિકરૈર્પીજ્યમાના સખીભિઃ ।

નર્મક્રીડ઼ા પ્રહસન પરાન્ પંક્તિ ભોક્તૃન્ હસન્તી,

ભુંક્તે પાત્રે કનકઘટિતે ષડ્રસાન દેવદેવી ॥

શાલી ભક્તં સુપક્વં શિશિરકરસિતં પાયસાપૂપસૂપં ।

લેહ્યં પેયં ચ ચોષ્યં, સિતમમૃતફલં ઘારિકાદ્યં સુખાદ્યમ્ ॥

આજ્યં પ્રાજ્યં સુભોજ્યં નયન રુચિકરં રાજિકૈલા મરીચૈઃ ।

સ્વાદીય શાકરાજી પરિકર- મમૃતાહારજોષં જુષસ્વ ॥

- આ પછી પુનઃ આચમનીય પાત્રમાંથી આચમન કરાવવું. સાતવાર મૂલમંત્ર જપ કરવો અને હાથ જોડી આ પ્રમાણે પ્રાર્થના કરવી.

સાપૂપ સૂપ દધિદુગ્ધસિતા-ઘૃતાનિ,સુખાદુ ભક્ષ્ય પરમાન્ન પુરઃ સરાણિ । શાકોલ્લસન્મરિચ જીરક વાલ્લિકાનિ ભક્ષ્યાણિ ભક્ષ્ય પરમેશાનિ ભયાડર્પિતાનિ ॥

દુગ્ધં નિવેદનં (દૂધ ધરાવવું) :

ક્ષીર મેતદિદમુત્તમોંત્તમં પ્રાજ્યમાજ્યમિદમુત્તમમ્ મધુ ।

માતરેતદમૃતોપમં પયઃ સમ્ભ્રમેણ પરિપીયતાં મુહુઃ ॥

આમનીયં (આચમન) :

ગંગોત્તરી વેગ સમુદ્ભવેન સુશીતલેનાતિ મનોહરેણ ।

ત્વં ભુવનેશ્વરિ મયાડર્પિતેન શંખોદકેનાચમનં કુરુષ્વ ॥

પાણિ-મુખપ્રક્ષાલનં (હાથ-મોં ધોવા) :

ઉષ્ણોદકૈઃ પાણિયુગં મુખં ચ, પ્રક્ષાલ્ય માતઃ કલધૌતપાત્રે ।
કર્પૂર મિશ્રેણ સ કુંકુમેન, હસ્તૌ સમુદર્તય ચન્દનેન ॥

ઋતુફળ (ઋતુમાં થતાં પ્રાપ્તફળો અર્પણ કરવાં) :

જમ્બામ્ર રમ્ભા ફલ સંયુતાનિ, દ્રાક્ષાફલ ક્ષોદ્ર સમન્વિતાનિ ।
સનારિકેલાનિ સદાડિમાનિ, ફલાનિ તે દેવી સમર્પયામિ ।
કુષ્માણ્ડ કોશાતકિ સંયુતાનિ જમ્બીર-નારિઙ્ગ સમન્વિતાન્નિ ॥
સ બીજપુરાણિ સ બાદરાણિ, ફલાનિત દેવી સમર્પયામિ ॥

આ પછી આચમન માટે જળ અર્પણ કરવું ત્યારબાદ તાંબુલ અર્પણ કરવું.

તાંબુલમ્ (પાનસોપારી) :

કર્પૂરેણ યુતૈર્લવઙ્ગ - સહિતૈસ્તકંકોલ ચુર્ણાન્વિતૈઃ
સુખાદુ ક્રમુકૈઃ સગૌર ખદિરે સુસ્નિગ્ધ જાતીફલૈઃ ।
માતઃ કૈતકપત્ર પાણ્ડુરૂચિભિ સ્તાંબુલ વલ્લીદલૈઃ,
સાનંદ મુખ મણ્ડનાર્થમતુલાં તામ્બુલમઙ્ગીકુરુ ॥
એલાલવઙ્ગાદિ સમન્વિતાનિ તક્કોલ કપૂર્ર વિમિશ્રિતાનિ ।
તામ્બુલં વલ્લીદલં સંયુતાનિ પૂગાનિ જનનિ સમર્પયામિ ।

ૐ ભૂ. સ્વઃ હ્રીં શ્રીમદીશ્વરહિતાયૈ શ્રીમચ્છ્રી ભૂવનેશ્વરી ભગવત્યૈ નમઃ કર્પૂરાદિ-શુકલં તામ્બુલં નિવેદયામિ । આ પ્રમાણે બોલીને ભગવતીને પાનનું બીડું સમર્પણ કરવું.

દક્ષિણા :

પૂજાફલસમુદ્ધ્યર્થં તવાગ્રે સ્વર્ણમીશ્વરિ ।
સ્થાપિતં તેન મે પ્રીતા પૂર્ણાન્ કુરુ મનોરથાન્ ॥
ૐ ભૂ.સ્વઃહ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ હેમપુષ્પ દક્ષિણા સમર્પયામિ ।

આ પ્રમાણે બોલી દેવીને સુવર્ણપુષ્પ દક્ષિણા અર્પણ કરવી.

આરાર્તિકં (આરતી) - (ગંધ-પુષ્પથી પૂજન કરી ચક્રમુદ્રામાં આરતી કરવી)

મહતિ કનકપાત્રે સ્થાપયિત્વા વિશાલાન્,
ડમરુ સદૃશં રૂપાન્ પક્વ ગોધૂભ દીપાન્ ।
બહુઘૃતમય તેષુન્યસ્ત દીપાન્ પ્રકૃષ્ટાન્,
ભુવન જનનિ કુર્વે નિત્યં આરાર્તિકં તે ॥ જયદેવિ .. જય હો..॥
સવિનયમય દત્વા જાનુયુગ્મં ધરણ્યામ્,
સપદિ શિરસિ ધૃત્વા પાત્રમારાર્ત્રિકસ્ય ।

મુખ કમલ સમીપે તેડમ્બ સાર્ધ ત્રિવારં,
ભ્રમયતિ મયિ ભૂયાત્ તે કૃપાર્દ્રઃ કટાક્ષઃ॥ જયદેવિ.. જય હો..॥
સમસ્તચક્ર ચક્રેશિ યુતે દેવી । નવાત્મિકે ।
આરાર્તિકમિદં દેવી ગૃહાળ ભુવનેશ્વરિ ॥ જયદેવિ..જયહો..॥
નિરાજનં સુમંગલ્યે કર્પૂરેણ સમન્વિતમ્ ।
ચન્દ્રાર્ક વહ્નિસદશં ભવુનેશિ નમોઙસ્તુ તે ॥ જયદેવિ.. જય હો..॥

આરતી :

પ્રદક્ષિણા (આરતીની ફરતે જળ ફેરવવું) :

નમસ્તે દેવિ-દેવેશિ નમસ્તે ઈપ્સિત પ્રદે ।
નમસ્તે જગતાં ધાત્રિ નમસ્તે ભક્તવત્સલે ॥

પ્રાર્થના(મંત્રપુષ્પાંજલિ) :

પ્રાણાન્ રક્ષ યક્ષો રક્ષ પુત્રદારધનાનિ ચ ।
સર્વ રક્ષા કરી યસ્માત્ ત્વં દેવી ભુવનેશ્વરિ ॥

સાષ્ટાંગ પ્રણામ :

નમઃ સર્વહિતાર્થાયૈ જગદાધારહેતવે ।
સાષ્ટાંગોઙયં પ્રણામસ્તુ પ્રયત્નેન મયા કૃતઃ॥

દેવીની પ્રદક્ષિણા :

પદે પદેયા પરિપૂજકેભ્યઃ સદ્યોઙશ્વ મેધાદિફલં દદાતિ ।
તાં સર્વ પાપક્ષય હેતુ ભૂતાં, પ્રદક્ષિણાં તે પરિતઃ કરોમિ ॥

વિશેપાર્ઘ :

કલિંગકોશાંતક સંયુતાનિ, જંબીર નારિંગ સમન્વિતાનિ ।
સુનારિકેલાનિ સદાડિમાનિ, ફલાનિ તે દેવી સમર્પયામિ ॥
ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ વિશેપાર્ધં સમ્પાદયામિ ।

- આ પ્રમાણે બોલીને દેવીને વિશેપાર્ઘ ફળ અર્પણ કરવું, સાથે એક ચમચી જળ અર્પણ કરવું.

છત્રમ્ (છત્રી અર્પણ કરવી) :

માતઃ કાઞ્ચનં દણ્ડ મણ્ડિતમિદં પૂર્ણેન્દુ બિમ્બ પ્રભમ્,
નાનારત્ન વિશોભિ હેમકલશં લોકત્રયાહ્લાદકમ્ ।
ભાસ્વન્ મૌક્તિક જાલિકા પરિવૃતં પ્રીત્યાત્મહસ્તે ધૃતમ્,
છત્રં તે પરિકલ્પયામિ શિરસિ ત્વષ્ટ્રા સ્વયં નિર્મિતમ્ ॥

ચામરં (ચામર-ચમ્મર ઢોળાવો) :

શરદિન્દુ મરીચિ ગૌરવર્ણૈઃ મણિમુક્તા વિલસત્ સુવર્ણ દણ્ડૈઃ ।
જનનિ વિચિત્ર ચામરૈસ્ત્વામ્ અહમાનન્દ ભરેણ વીજયામિ ॥

દર્પણમ્ (આયનો-આરસી અર્પણ કરવી) :

માર્તણ્ડમણ્ડલ નિભો જગદમ્બ યોડયમ્
ભક્ત્યા મયામણિમયો મુકુરોડર્પિતસ્તે
પુર્ણેન્દુ બિમ્બ રુચિરં વદનં સ્વકીયં
અસ્મિન્ વિલોક્ય વિશાલ વિલોચને ત્વમ

અશ્વ (ઘોડો અર્પણ કરવો) :

પ્રિયગતિરતિ તુઙ્ગો રત્ન પલ્યાણ યુક્તઃ,
કનકમય વિભૂપઃ સ્નિગ્ધ ગંભીર ઘોપઃ ।
ભગવતી કલિતોયં વાહનાર્થં મયાતે,
તુરંગ શતસમેતો વાયુ-વેગસ્તુરઙ્ગઃ ॥

ગજ (હાથી અર્પણ કરવો) :

મધુકર વૃતકુંભ ન્યસ્ત સિન્દૂર રેણુઃ,
કનક કલિત ઘણ્ટા કિઙ્કિણી શોભિ કણ્ઠઃ ।
શ્રવણ યુગલ ચઞ્ચચ્ચામરો મેધતુલ્યો,
ભુવનેશ્વરિ મુદે સ્યાન્મત માતઙ્ગ એપઃ॥

રથ (રથ અર્પણ કરવો) :

દ્રુતમ્ તુરગૈર્વિરાજમાનમ્,મણિમય ચક્ર ચતુષ્ટયેનયુક્તમ્ ।
કનકમયમમું પિતાનવન્તમ્, ભુવનેશિ તેહિ રથંમર્યયામિ ॥

સૈન્ય (સેના અર્પણ કરવી) :

હયગજ રથપત્તિ શોભમાનમ્, દિશિદિશિ દુન્દુ-ભિમેઘનાદ યુક્તમ્ ।
અભિનવ ચતુરઙ્ગ સૈન્યમેતત્, ભુવનેશિ ભક્તિ ભરેણ તેડર્પયામિ ॥

દુર્ગ (કિલ્લો અર્પણ કરવો)

પરિખીકૃત સપ્તસાગરમ્, બહુસમ્પત્ સહિતં મયામ્બ તે વિપુલમ્ ।
પ્રબલં ધરણી તલાધિમ્, દઢ દુર્ગમિદં નિખિલં સમર્પયામિ ॥

વ્યંજનમ્(વિંઝણો-પંખો અર્પણ કરવો) :

શતપત્ર યુતૈઃ સ્વભાવશીતૈઃ અતિસૌરમ્ય યુતૈઃ પરાગપીતૈઃ ।
ભ્રમરી મુખરી કુતૈરનન્તૈઃ વ્યંજમેસ્ત્વાં જનનિ વીજયામિ ॥

**નૃત્ય સમર્પણ :**

ભ્રમર વિલુલિત લોલાકુન્તલાલી, વિગલતિમાલ્ય વિકીર્ણ રઙ્ગભૂમિઃ ।
ઇયમતિ રુચિરા નટીનટન્તી, તવહૃદયે મુદમાતનોતુ માતઃ ॥
રુચિર કુચ તટીનાં નાદ્યકાલે નટીનાં, પ્રતિગૃહમથ તે ચ પ્રત્યહં પ્રાદુરાસીત્ । ધિમિકિ ધિમિકિ ધિદ્ધિ ધિદ્ધિ ધિદ્ધીતિ ધિધ્ધિ, થિમિકિ થિમિકિ તત્તત્ થૈપી થૈપીતિ શબ્દઃ ॥
ડમરુ ડિણ્ડિમ જર્ઝર ઝલ્લરી, મૃદુરવાર્દ્ર ઘટાર્દ્ર ઘટાદ્રય ।
ઝિટિતિ ઝાંકૃત ઝાંકૃતૈઃ, બહુદયં હૃદયં સુખ યન્તુ તે ॥

આ પછી તામ્રપાત્રમાં દહીં, મીઠું (નમક), સરસવ, દુર્વા(દરોઈ), અક્ષત અને કોપરું લઈ દેવી પર દૃષ્ટિ દોપનું નિવારણ કરવા ઓવારણ કરવું.

દૃષ્ટ્યા પ્રદૃષ્ટ્યા ખલુદૃષ્ટ દોપાન્ સંહતુર્મારાત્મ પ્રથિત પ્રકાશા,
જનો ભવેદિન્દ્રપ્રદાય, યૌગ્યસ્તસ્યૈ તવેદં લવણાક્ષિદોષમ્ ॥

**સ્તુતિ :**

ભુવનેશિ ગુણાનુવર્ણને ચતુરાનનો ચતુરાનનાદયઃ ।
તદિ હૈક મુખેપુ જન્તુપુ સ્તવનં કસ્તવ કર્તુમીશ્વરઃ ॥

**પ્રણામ :**

રક્તોત્પલા રક્તતલ પ્રભાભ્યામ્, ધ્વજોર્ધ્વ રેખા કુલિશાઙ્કિતાભ્યામ્ ॥
અશેપ વૃન્દારક વન્દિતાભ્યામ્, નમો ભવાની પદ પઙ્કજાભ્યામ્ ॥

**પુષ્પાંજલિ :**

ચરણ નલિન યુગ્મં પઙ્કજૈપૂજયિત્વા,
કનક કમલ માલાં કણ્ઠદેશેઽર્પિયિત્વા ।
શિરસિ વિનિહિતોઽયં રત્ન-પુષ્પાસ્ત્રલિસ્તે
હૃદયકમલ મધ્યે દેવી હર્પ તનોતુ ॥

**ભવન સમર્પણ :**

અથ મણિમ્ય મચ્ચકાભિરામે, કનકમય વિતાન રાજમાને ।
પ્રસરદગરુ ધૂપધૂપિતેસ્મિન્ ભુવનેશિ ભવનેઽસ્તુ તે નિવાસઃ॥

**પર્યંક (પલંગ-શૈયા) સમર્પણ :**

એતસ્મિન્ મણિખચિતે સુવર્ણપીઠે,
ત્રૈલોક્યાભય વરદો નિધાય પાદૌ ।
વિસ્તીર્ણે મૃદુલ તરોત્તરચ્છદેઽસ્મિન્,
પર્યંકે કનકમયે નિપીદ માતઃ ॥

અલક્તકં (અળતો-લીપસ્ટીક)સમર્પણ :

તવદેવી સરોજ ચિહ્નયોઃ પદયોર્નિર્જિત પદ્મરાગયોઃ।
અતિ રક્ત તરૈરલકતકૈઃ પુનરુક્તાં રચયામિ રકતામ્ ॥

ગંડૂપ (કંઠશુદ્ધિ માટે જળ) અર્પણ કરવું :

અથ માતરુશીરવાસિતં નિજતામ્બૂલ રસેન રંજિતમ્ ।
તપનીય મયેહિ પટ્ટકે, મુખ ગણ્ડુપ જલં વિધિયતામ્ ॥

ૐ ભૂ. સ્વઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ મુખે ગણ્ડુપ જલં સમર્પયામિ । આ પ્રમાણે બોલી ભગવતીને કંઠશુદ્ધિ માટે જળ અર્પણ કરવું. આ પછી સાંજે શયન પ્રાર્થના આ પ્રમાણે કરવી.

શયન પ્રાર્થના :

ક્ષણમથ ભુવનેશ્વરિ ! ભુવન મચ્ચકેસ્મિન્
મૃદુત્તર તુલિકયા વિરાજમાને ।
અતિ રહસિ મુદા શિવેન સાર્દ્ધમ્
સુખ શયનં કુરુમાં હૃદિ સ્મરન્તી ॥

ધ્યાનમ્ :

મુક્તા કુન્દેન્દુ ગૌરાં મણિમય મુકુટાં રત્નતાટઙ્ક યુક્તામ્ ।
અક્ષસ્રક્ પુષ્પહસ્તામભય વર કરાં ચંદ્ર ચૂડાં ત્રિનેત્રામ્ ॥
નાનાલઙ્કાર યુક્તાં સુર મુકુટમણિ મણિદ્યોતિત સ્વર્ણ પીઠામ્ ।
સાનન્દાં સુપ્રસન્નાં ત્રિભુવન જનનીં ચેતસા ચિન્તયામિ ॥

ક્ષમા પ્રાર્થના :

એપાભક્ત્યા તવ વિરચિતા યા મયા દેવી પૂજા,
સ્વીકત્યૈના સપદિ સકલાન્ મેડપરાધાન્ ક્ષમસ્વ ।
ન્યૂનં યત્તત્ તવ કરુણયા પૂર્ણતામેતુ સદ્યઃ,
સાનન્દં મે હૃદય પટલે તેડસ્તુ નિત્યં નિવાસઃ ॥

❖ પુરશ્ચરણ :

આગળ વર્ણવ્યા પ્રમાણે સાધકે આવરણ પૂજા કર્યા બાદ ધૂપદાનથી નીરાજન (આરતી) સુધીની પૂજા કર્યા પછી મંત્રજપનો આરંભ કરવો. મંત્રજપની સંખ્યાનો ક્રમ પ્રતિદિન સમાન રહે તે અનુષ્ઠાન વખતે ધ્યાનમાં રહેવું જરૂરી છે.

ઉકત મંત્રના પુરશ્ચરણની મંત્ર-જપ સંખ્યા ૩૨ લાખ છે. જપ સંખ્યાનો દશાંશ હવન, હવનનું દશાંશ તર્પણ, તર્પણનું દશાંશ માર્જન તથા માર્જનનું દશાંશ બ્રાહ્મણ ભોજન કરાવવું આવશ્યક છે.

મંત્ર જપ કર્યા પછી સાધકે નીચેના આઠ દ્રવ્યો વડે હોમ કાર્ય કરવું - (૧) પીપળો, (૨) ઉમરડો (ઉમરો) (૩) પલાશ (ખાખરો) અને (૪) વડની સમિધા (લાકડા)નો હોમમાં ઉપયોગ કરવો. તથા (૫) પીળા સરસવ, (૬) તલ, (૭) ખીર અને (૮) ઘી આ આઠ દ્રવ્યોના પ્રશસ્ત હોમ કરવાથી સાધક સમસ્ત દેવતાઓ વડે પૂજવા યોગ્ય બને છે.

✦ **કામનાપરક પ્રયોગ :**

(૧) કમળના પુષ્પો વડે હોમ કરવાથી રાજા વશમાં થઈ જાય છે.

(૨) કુમુદ પુષ્પો વડે હોમ કરવાથી મંત્રી (પ્રધાન) વશીભૂત થાય છે.

(૩) ઘી, મધ તથા ખાંડ સાથે ચોખાનો લોટ મેળવી તેનાથી પૂતળીનું નિર્માણ કરવું, તેને મંત્રથી અભિમંત્રિત કરવી અને પ્રાણપતિષ્ઠા કરીને તેને રવિવારના દિવસે ખાનારો સાધક રાજા તથા સ્ત્રી-પુરુષ સર્વને પોતાના વંશમાં કરી લે છે.

(૪) મંત્ર દ્વારા અભિમંત્રિત અન્નનું સેવન કરવાથી લક્ષ્મીની વૃદ્ધિ થાય છે.

(૫) મધ, ઘી, સાકર તથા પીપળના સમિધ વડે હોમ કરવાથી બ્રાહ્મણ વશીભૂત થાય છે.

(૬) પલાશ (ખાખરા)ના પુષ્પો વડે હોમ કરવાથી રાજ-પત્નીઓ વશીભૂત થાય છે.

(૭) મંત્ર દ્વારા પચ્ચીસવાર અભિમંત્રિત જળથી દરરોજ પોતાના ઉપર અભિષેક કરનારો સાધક સૌભાગ્યશાળી બને છે અને અભિમંત્રિત જળ નિત્ય પ્રાતઃકાળે પીવાવાળો કવિ બને છે.

(૮) કપૂર તથા અગર યુક્ત કેસરથી સિદ્ધ કરેલ તિલક કરવાથી રાજાનું વશીકરણ થાય છે.

(૯) આકંઠ જળમાં ઊભા રહી, સૂર્યના પ્રતિબિંબને જોતા રહી ત્રણ હજારની સંખ્યામાં મંત્ર જપ કરવાથી મનુષ્ય ઇષ્ટકન્યાને પત્નીરૂપમાં પ્રાપ્ત કરે છે.

(૧૦) અમાવસ્યાના દિવસે લાકડાના પાટીયા પર ઉક્તમંત્ર લખીને ગર્ભવતી સ્ત્રીને બતાવવાથી તેની સુખપૂર્વક પ્રસૂતિ થાય છે.





# શ્રી ભુવનેશ્વરી ત્ર્યક્ષરી મંત્રસાધના



ભગવતી ભુવનેશ્વરીનો ત્ર્યક્ષરી મંત્ર છે - ઐં હ્રીં શ્રીં

આ મંત્રના ન્યાસ તથા અન્ય પૂજાવિધાન પૂર્વોક ભગવતી ભુવનેશ્વરીના એકાક્ષરી મંત્ર મુજબના જ છે. ષડ્‌ંગ ન્યાસ નીચે દર્શાવ્યા પ્રમાણે વિશેષ છે. તે પ્રમાણે પ્રયોગમાં લેવા.

કરન્યાસ :

ઐં હ્રાં અંગૂષ્ઠાભ્યાં નમઃ । ઐં હ્રીં તર્જનીભ્યાં નમઃ ।

ઐં હ્રૂં મધ્યામાભ્યાં નમઃ । ઐં હ્રૈં અનામિકાભ્યાં નમઃ ।

ઐં હ્રૌં કનિષ્ઠિકાભ્યાં નમઃ । ઐં હ્રઃ કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ ।

(ઇતિ કરન્યાસઃ)

હૃદયાદિષડંગન્યાસ

ૐ ઐં હ્રાં હૃદયાય નમઃ । ૐ ઐં હ્રીં શિરસે સ્વાહા ।

ૐ ઐં હ્રૂં શિખાયૈ નમઃ । ૐ ઐં હ્રૈં કવચાય હુમ્ ।

ૐ ઐં હ્રૌં નેત્રત્રયાય વૌષટ્ । ૐ ઐં હ્રઃ અસ્ત્રાય ફટ્ઃ ।

(ઇતિ હૃદયાદિ ષડઙ્ગ ન્યાસઃ)

ધ્યાન :

સિન્દૂરારુણવિગ્રહાં ત્રિનયનાં માણિક્ય મૌલિસ્ફુર-
ત્તારાનાયકશેખરાં સ્મિતમુખી માપીન વક્ષોરુહામ્ ।
પાણિભ્યાં મણિપૂર્ણ રત્નચષકં રક્તોત્પલં વિભ્રતીં
સૌમ્યાં રત્નઘટસ્થ સવ્યચરણાં ધ્યાયેત્પરામમ્બિકામ્ ॥

આ પ્રમાણે ધ્યાન કર્યા પછી આ મંત્રની સાધનામાં પૂજનનો ક્રમ પૂર્વોક્ત મંત્ર પ્રમાણે છે તેને અનુસરવું.

✧ પુરશ્ચરણ :

ઉપરોક્ત મંત્રનું પુરશ્ચરણ ૧૨,૦૦,૦૦૦ (બારલાખ) મંત્ર જપ છે. જપ સંખ્યાનો દશાંશ હોમ, હોમનો દશાંશ તર્પણ, તર્પણનો દશાંશ માર્જન તથા માર્જનનો દશાંશ બ્રાહ્મણભોજન કરાવવું આવશ્યક છે.

હોમ માટે ઘી, મધ તથા ખાંડથી યુક્ત ખીરનો પ્રયોગ કરવો અને પૂર્વોક્ત પીઠ પર પૂજન કરવું.

❖ **કામના પરક પ્રયોગ :**

૧. મંત્ર દ્વારા અભિમંત્રિત બ્રાહ્મીઘૃતનું એક વર્ષ સુધી સેવન કરવાથી કવિત્વ શક્તિ પ્રાપ્ત થાય છે.

૨. ચંદનવાળા જળથી સિંચેલા ચાર આંગળવાળા ફૂલો વડે હોમ કરવાથી ત્રણેય લોકને સાધક વશ કરી શકે છે.

૩. પાણીથી ભિંજવેલા ચોખા અથવા પૌંઆ વડે હોમ કરવાથી પણ અભીષ્ટ-સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૪. મનોરમ ગંધ તથા પલાશ (ખાખરા)ના પુષ્પો વડે હોમ કરવાથી વાક્‌સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૫. નમક(મીઠા) સાથે પીળા સરસવનો હોમ કરવાથી નર-નારી તથા રાજા(રાજકર્તા)નું વશીકરણ થાય છે.

૬. ઘી, મધ અને ખાંડ સાથે લાલકમળના પુષ્પોથી હોમ કરવાથી રાજ્યશ્રી પ્રાપ્ત થાય છે.





# શ્રી ભુવનેશ્વરી પંચદશી યંત્ર-મંત્ર પ્રયોગ



એક બાજઠ ઉપર ચોખાનું અષ્ટદળ કરીને તેના ઉપર વિધિવત્ તાંબાના કળશમાં જળ ભરી સ્થાપન-પૂજન કરવું તેના ઉપર એક તરભાણી કે થાળી મૂકવી તેમાં પાન સોપારી મૂકવા. ત્યાર પછી પ્રગટ કરેલ દીપકને ગંધ-પુષ્પ-અક્ષત ચઢાવવાં અને નીચે મુજબના મંત્રના ૧૦ માળા જપ કરવા.

ૐ હ્રીં હૃલ્લેખાયૈ વિદ્મહે ૐ ઐં ૐ હ્રીં
તાં મ આવહ જાતવેદો લક્ષ્મીમનિપગામિનીમ્ ।
યસ્યાં હિરણ્યં વિન્દેયં ગ્રામશ્વં પુરુપાહનહમ્ ॥
શ્રી ભુવનેશ્વર્યૈ ધીમહિ તન્નઃ શક્તિઃ પ્રચોદયાત્ ॥

- ૧૦ દિવસ સુધી ઉક્ત મંત્રના દરરોજ મધ્યરાત્રિના સમયે ૧૦ માળા જપ કરી ૩૨ પંચદશી યંત્ર નીચે જણાવ્યા પ્રમાણે અષ્ટગંધ વડે ભોજપત્ર ઉપર લખવા.

| | | |
|---|---|---|
| ૮ | ૧ | ૬ |
| ૩ | ૫ | ૭ |
| ૪ | ૯ | ૨ |

યંત્રલેખન સમયે પણ ઉપરોક્ત મંત્ર જપતા રહેવું. પછી યંત્રના ઉપર ગંધ, પુષ્પ અર્પણ કરી યંત્રને પ્રણામ કરવા ને તેનું કળશ ઉપરના પાત્રમાં સ્થાપન કરવું. આ પ્રમાણે દસ દિવસ સુધી કરવું. અગિયારમાં દિવસે હવનાદિ કરીને આ બત્રીસ (૩૨). યંત્રોમાંથી ૮ યંત્રોનો હવન કરવો. ૮ યંત્રોને જળમાં પ્રવાહિત કરવા. ૮ યંત્રને પૃથ્વીમા ખાડો ખોદી તેમાં દાટી દેવાં અને બાકીના ૮ યંત્રોને જંગલમાં અથવા કોઈ બાગ કે વાડીમાં ઊગેલા આંબાના(આમ્રવૃક્ષ) ઝાડ ઉપર બાંધી દેવા અને આમ્રવૃક્ષને આ પ્રમાણે પ્રાર્થના કરવી કે -

સુધાસમં મહાવૃક્ષ આમ્રદેવ નમોઽસ્તુતે ।
ત્વાં સમર્પયે, સિદ્ધિ મે દેહિ સવાર્થ સિદ્ધયે ॥

- આ પ્રમાણે પ્રાર્થના કરી આમ્રવૃક્ષની પૂજા કરવી અને યંત્રોને આંબાના વૃક્ષ ઉપરથી ઉતારી પોતાની પાસે રાખી લેવાં. આ યંત્રોની આવશ્યકતા અનુસાર ઉપયોગ કરવો અને જેને જરૂર હોય તેને પ્રદાન કરવું. આ યંત્રને પાણીમાં ધોઈને પાવાથી અને માર્જન કરવાથી સર્વાધિક ઉપદ્રવો શાંત થાય છે. આ પ્રયોગ પછી જે કોઈ દ્રવ્યલાભ થાય તેમાંથી ૧૬મો ભાગ ભગવતીની પૂજામાં ખર્ચ કરવો અને શેષ રકમ પોતાના ઉપયોગમાં લેવા.





# શ્રી ભુવનેશ્વરી ગાયત્રી મંત્ર પ્રયોગ



પ્રથમ ભસ્મધારણ, શિખાબંધન, આચમન કર્યા પછી પ્રાણાયામ કરીને અર્ધ્યપ્રદાન કરવું અને પછી યથાશક્તિ શ્રી ભુવનેશ્વરી ગાયત્રી મંત્રના જપ કરવા.

પ્રથમ 'ૐ અમૃત-માલિનિ ! સ્વાહા' એ પ્રમાણે બોલી દર્ભજળ વડે પોતાના મસ્તક ઉપર પ્રોક્ષણ કરવું. ત્યારબાદ આચમન કરવાં આ પ્રમાણે -

ૐ આત્મતત્ત્વં શોધયામિ સ્વાહા, ૐ વિદ્યાતત્ત્વં શોધયામિ સ્વાહા, ૐ શિવ-તત્ત્વં શોધયામિ સ્વાહા, ૐ શિવતત્ત્વં શોધયામિ સ્વાહા, ૐ વિદ્યાતત્ત્વં સ્વાહા, ૐ આત્મતત્ત્વં સ્વાહા ૐ, આત્મતત્ત્વં સ્વાહા, ૐ વિદ્યાતત્ત્વં સ્વાહા ૐ શિવતત્ત્વં સ્વાહા ઈતિ જલેન નવધાડડચમ્ય, મૂલં ૐ સર્વતત્ત્વં શોધયામિ સ્વાહા, અતિ ત્રિરાચમ્ય, જલમઞ્જલિનાડડદાયોત્થાય ।

આ પ્રમાણે ૐ આત્મતત્ત્વં શોધયામિ સ્વાહા । ઈત્યાદિમંત્રોથી નવ વાર આચમન કરવાં અને મૂલમંત્ર ૐ સર્વતત્ત્વં શોધયામિ સ્વાહા એ પ્રમાણે બોલી ત્રણવાર આચમન કરવાં. ત્યારબાદ હાથની અંજલિમાં જળ લઈ ઊભા રહેવું.

ૐ હ્રાઁ હ્રીઁ હંસઃ શ્રીમાર્તણ્ડ ભૈરવાય પ્રકાશ-શક્તિ સહિતાય ઈદમર્ધ્ય પરિકલ્પયામિ સ્વાહા ઈતિ ત્રિરર્ધ્ય કુલ સૂર્યાય દત્વા, હૃત્-પદ્માત્ સૂર્યમણ્ડલે મૂલદેવીં નીત્વા તત્ર, વિધિવત્ત ધ્યાત્વા -

'ૐ હ્રાઁ હ્રીઁ હંસઃ' ઈત્યાદિ મંત્રથી કુલ સૂર્યને ત્રણવાર અર્ધ્ય હૃદયકમળથી ઈષ્ટદેવીને (ભુવનેશ્વરી)ને સૂર્ય મંડળમાં લઈ જવાની ભાવના સાથે વિધિપૂર્વક ધ્યાન કરવું. આ પ્રમાણે શ્રી ભુવનેશ્વરી ગાયત્રી મંત્ર-

ૐ ઐં હૃલ્લેખાયૈ વિદ્મહે હ્રીઁ ભુવનાયૈ ધીમહિ શ્રીં તન્નઃ શક્તિઃ પ્રચોદયાત્ ।

- આ મૂલાવિદ્યાની ગાયત્રીથી ચારેય સંધ્યાઓમાં દેવી ભુવનેશ્વરીને સૂર્યમંડળમાં અર્ધ્ય પ્રદાન કરવું. ત્યારે ચારેય સંધ્યાઓમાં ક્રમશઃ મૂલાધાર, હૃદય, આદિ બ્રહ્મરંધ્રાથી દેવી તેજને આકર્ષિત કરીને, કલ્પિત અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને તારામંડળમાં તેને પ્રક્ષિપ્ત કરીને, ત્યાં બાલા, યુવા, પ્રૌઢા, ચૈતન્યરૂપા દેવીનું ધ્યાન કરી પ્રાતઃ મધ્યાહ્ન, સાયંકાળ અને અર્ધરાત્રિમાં ક્રમશઃ નીચે દર્શાવેલ ગાયત્રી મંત્રો દ્વારા તેમને અર્ધ્ય અર્પિત કરવા.

ઐં હૃલ્લેખાયૈ વિદ્મહે ભુવનાયૈ ધીમહિ તન્નઃ શક્તિઃ પ્રચોદયાત્ ઈતિ પ્રાતઃ

હ્રીં હૃલ્લેખાયૈ વિદ્મહે ભુવનાયૈ ધીમહિ તન્નઃ શક્તિઃ પ્રચોદયાત્ ઈતિ મધ્યાહ્ને,

શ્રીં હૃલ્લેખાયૈ વિદ્મહે ભુવનાયૈ ધીમહિ તન્નઃ શક્તિ પ્રચોદયાત્ ઈતિ સાયંકાલે,
ઐં હૃલ્લેખાયૈ વિદ્મહે ભુવનાયૈ ધીમહિ તન્નઃ શક્તિઃ પ્રચોદયાત્ ઈતિ અર્ધ્ય - રાત્રે।

ઉક્ત પ્રકારે પોત પોતાની ગાયત્રીથી અધ્યદાન કરી, યથાશક્તિ જપ કરવા. પ્રાણાયામ પૂર્વક ઋષ્યાદિન્યાસ, કરન્યાસ અને ષડંગન્યાસો કરી, યથાશક્તિ મૂલમંત્રના જપ કરી, પોતપોતાની ગાયત્રીના પણ જપ કરી અને મૂળ ગાયત્રીના પણ જપ કરી ફરીથી પ્રાણાયામ પૂર્વક ઋષ્યાદિ, કર, ષડંગ-ન્યાસો વડે જપ સમર્પિત કરી, મંડલો પ્રતિ દેવીતેજને પોતપોતાના સ્થાન પર અને દેવીને પોતાના હૃદયમાં લાવીને ધ્યાન કરવું. આ થઈ સંધ્યાવિધિ.





# શ્રી ભુવનેશ્વરી મંત્રભેદ પ્રયોગ



'**શ્રી**ભુવનેશ્વરી રહસ્ય'ના તૃતીય પટલમાં શ્રીભૈરવજીએ પાર્વતીને ધર્મ-અર્થ-કામ-મોક્ષ આદિ સર્વ સિદ્ધિ આપનારા, ભુવનેશ્વરીના એકાક્ષરથી ષોડશાક્ષર સુધીના અન્ય ભેદો સહિતના મંત્રપ્રયોગ કહેવામાં આવેલ છે.

મંત્રજ્ઞ ઉત્તમ સાધક પ્રતિપદા તિથિ (પડવો)થી યુક્ત રવિવારના દિવસે પૂર્વાભિમુખ બેસીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ માટે એકાક્ષરી વિદ્યાના જપ કરે.

એકાક્ષરી વિદ્યાનો આ ઉદ્ધાર છે - વહ્નિ-'ર' થી યુક્ત 'હ'કાર -'હ'માં વામનેત્ર-'ઈ' અને ઈન્દુ ઁ, ત્યારે અભિધા (નામ) - 'ભુવનેશ્વરી' અને અંતમાં 'નમઃ' લગાડવાથી આ એકાક્ષરીવિદ્યા કહી છે = હ્રીઁ ભુવનેશ્વર્યૈ નમઃ ॥

સાધક ભદ્રા તિથિ યુક્ત સોમવારે અગ્નિકોણની તરફ મુખ કરીને બે અક્ષરવાળી વિદ્યાના જપ કરવા જેથી સર્વકામનાઓ પૂર્ણ થાય છે.

લક્ષ્મી - શ્રીં, માયા-હ્રીઁ, પછી નામ- ભુવનેશ્વરી ત્યાર પછી નતિ - નમઃ છે. હે મહેશાનિ ! આ બે અક્ષરવાળી વિદ્યા કહેવામાં આવેલ છે. = શ્રીં હ્રીઁ ભુવનેશ્વર્યૈ નમઃ॥

મંગળવારના દિવસે દક્ષિણાભિમુખ બેસીને સાધકે ભક્તિપૂર્વક ત્રયક્ષરી મંત્રનો જપ કરવો, જેથી સાધકની સર્વકામનાઓ પ્રાપ્ત થાય છે.

તાર - ૐ, રમા- શ્રીં, કામરાજ ક્લીં, 'ङ' અન્ત નામ ભુવનેશ્વર્યૈ અને અંતમાં 'નમઃ' આ ત્ર્યક્ષરી પ્રસિદ્ધ છે = ૐ શ્રીં ક્લીં ભુવનેશ્વર્યૈ નમઃ ॥

ચતુર્થી (ચોથ)ને બુધવારે નૈઋત્યકોણમાં મુખ કરીને ચાર અક્ષરવાળી વિદ્યાના યથાશક્તિ જપ કરવા.

પ્રણવ - 'ૐ', માયા - 'હ્રીં', કમલા - 'શ્રીં', મન્મથ - 'ક્લીં', નામ - ભુવનેશ્વરી અને અંતમાં નમઃ = 'ૐ હ્રીં શ્રીં ક્લીં ભુવનેશ્વર્યૈ નમઃ ॥'

સાધકે પાંચમયુક્ત ગુરુવારે પશ્ચિમ દિશા તરફ મુખ કરીને કલિયુગમાં અભીષ્ટ ફળ આપનારી પંચાક્ષરી વિદ્યાના જપ કરવા.

તાર-'ૐ', લક્ષ્મી-શ્રીં, વણભવ-'ઐં', કામ-'ક્લીં', માયા 'હ્રીં', ङ-અંતા (ચતુર્થ્યન્ત) અભિધા (નામ) - 'ભુવનૈશ્વર્યૈ' અને 'નમઃ' = ૐ શ્રીં ઐં ક્લીં હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ।

છઠ્ઠી તિથિ (છઠ)ને શુક્રવારના દિવસે વાયવ્ય કોણ તરફ મુખ કરીને ઉત્તમ સાધકે ષષ્ઠાક્ષરી(છઅક્ષરવાળી) વિદ્યાના જપ કરવા.

તાર-'ૐ', લક્ષ્મી-'શ્રી', પરા-'હીં', કામ-'ક્લીં', વાગમવ-'ઍં', શક્તિ - સૌઃ અને અભિધા (નામ)થી યુક્ત નતિ- 'નમઃ' આ શ્રેષ્ઠ ષષ્ઠાક્ષરી કહેવામાં આવી છે = ૐ શ્રીં હીં કલીં ઍં સૌઃ ભુવનેશ્વર્યૈ નમઃ ॥

સાતમની તિથિ યુક્ત શનિવારે ઉત્તમ દિશા તરફ મુખ કરીને સાધકે સપ્તાક્ષરી મંત્ર-વિદ્યાના જપ કરવા.

પ્રણવ - ૐ, કમલા- શ્રીં, માયા હ્રીં, કામ-'ક્લીં', વાગ્ભવ - ઐં, શક્તિ- 'સૌઃ' માયા-'હ્રીં', અભિધા (નામ) અને અંતમાં 'નમઃ' - આ સપ્તાક્ષરી છે = ૐ શ્રીં હ્રીં ક્લીં ઍં સૌઃ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ॥

રવિવાર અને આઠમની તિથિ હોય ત્યારે ઈશાનકોણમાં મુખ રાખીને ઉત્તમ સાધકે અષ્ટાક્ષરી મંત્ર-મહાવિદ્યાનો જપ કરવો.

તાર - ૐ, લક્ષ્મી-શ્રી, પરા હ્રીં, કામ-ક્લી, વાગ્ભવ - ઍં, શક્તિ-સૌઃ, કામ-ક્લીં, માયા-'હ્રીં', અભિધા(નામ) અને અંતમાં નતિ- નમઃ. આ અષ્ટાક્ષરી છે = ૐ શ્રીં હ્રીં ક્લીં ઍં સૌઃ ક્લીં હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ॥

ફરીથી સોમવારે નવમી (નોમ) તિથિએ પૂર્વની તરફ મુખ રાખીને સાધકે નવાક્ષરી મંત્રના જપ કરવા જેથી ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

તાર - 'ૐ', લક્ષ્મી-'શ્રીં', પરા- 'હ્રીં', કામ- 'ક્લીં', વાક્-'ઐં', કામ-'ક્લીં', શક્તિ-સૌઃ વાક- 'ઍં', શક્તિ- 'સૌઃ', ભુવનેશ્વરીનું નામ, અંતમાં નમઃ આનવાક્ષરી છે = ૐ શ્રીં હ્રીં ક્લીં ઐં ક્લી સૌઃ ઐં સૌઃ ક્લીં ઍં સૌઃ ભુવનેશ્વર્યૈ નમઃ ॥

દસમી તિથિ (દશમ)ને મંગળવારે સાધકે અગ્નિકોણમાં મુખરાખીને સાક્ષત્ - બ્રહ્મસ્વરૂપિણી દક્ષાક્ષરી વિદ્યાના જપ કરવા.

પ્રણવ -'ૐ', સકલા - 'હ્રીં', લક્ષ્મી- 'શ્રીં', કામ-'ક્લીં', વાક્- 'ઐં', શક્તિ-સૌં', કાલિકા- 'ક્રીં', કૂર્ચ- 'હૂં', માયાદ્વય - 'હ્રીં હ્રીં' નામ-ભુવનેશ્વરી, વિશ્વ-'નમઃ',આ દશાક્ષરી કહેવામાં આવેલ છે = ૐ હ્રીં શ્રીં ક્લીં ઍં સૌઃ ક્રીં હૂં હ્રીં હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ॥

અગિયારસ (એકાદશી)યુક્ત બુધવારે દક્ષિણ દિશા તરફ મુખ રાખીને મનુષ્યએ ભક્તિપૂર્વક એકાદશાક્ષરી વિદ્યાના જપ કરવા.

તાર - 'ૐ',મયા - 'હ્રીં', રમા- 'શ્રીં', કામ - 'ક્લીં', વાક્- 'ઐં', શક્તિ-'સૌઃ', કામ-'ક્લી', વાગ્ભવ - 'ઍં', શક્તિ- 'સૌઃ', માયા- 'હ્રીં', કલા- 'હ્રીં', નામ-ભુવનેશ્વરી, વિશ્વ-નમઃ, આ એકાદશાક્ષરી છે = ૐ હ્રી શ્રીં ક્લીં ઍં સૌઃ ક્લીં ઍં સૌઃ હ્રીં હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ॥

દ્વાદશી (બારસ)યુક્ત ગુરુવારે નૈઋર્ત્યકોણમાં મુખ કરીને સાધકે દ્વાદશાક્ષરી(બાર અક્ષરવાળી) વિદ્યાના જપ કરવા.

તારદ્વય - ૐ ૐ, પરાયુગ્મ - હ્રીં, હ્રીં લક્ષ્મીયુગ્મ- શ્રીં શ્રીં, કામયુગલ - 'ક્લીં ક્લીં', વાગ્ભવ યુગ્મ - 'ઐં ઐં', શક્તિ યુગલ - 'સૌઃ સૌઃ', ઙઅન્ત, નામ ભુવનેશ્વર્યૈ, અંતમાં વિશ્વ - 'નમઃ' આ દ્વાદશાક્ષરી વિદ્યા કહેવામાં આવી છે. = 'ૐૐ હ્રીં હ્રીં શ્રીં શ્રીં ક્લીં ક્લીં ઐં ઐં સૌઃ સૌઃ ભુવનેશ્વર્યૈ નમઃ । હે દેવી ! આ દ્વાદશાક્ષરી વિદ્યા સંપૂર્ણ કામનાઓને દેનારી તથા સમગ્ર દુઃખ નિવારિણી છે.

ત્રયોદશી(તેરસ)ને શુક્રવારના દિવસે પશ્ચિમ દિશા તરફ મુખ રાખીને સાધકે દેવીનું ધ્યાન કરી ત્ર્યોદશાક્ષરી વિદ્યાના જપ કરવા.

પ્રણવ - ૐ શિવ(હ), વહ્નિ(ર), દ્વિતીય-સ્વર (આ), સંયુતે (હ્રાં), બિન્દુયુક્તે- 'હ્રાં', કાતિકા - 'ક્રીં', માયા - 'હ્રીં', મા- 'શ્રીં', વાક- 'ઐં', શરત્- 'સૌઃ', કામ-ક્લીં, અભિધા(નામ) ઙ અન્તા - ભુવનેશ્વર્યૈ, વિશ્વ- નમઃ= ૐ હ્રાં ક્રીં હ્રીં, શ્રીં ઐં સૌઃ ક્લીં શ્રીં હ્રીં ઐં સૌઃ ક્લીં ભુવનેશ્વર્યૈ નમઃ ॥

ચતુર્દશી (ચઉદશ)ને શનિવારના દિવસે સાધકે ઉત્તર દિશામાં મુખ રાખીને સિદ્ધિ પ્રદાન કરનારી ચતુર્દશાક્ષરી વિદ્યાના જપ કરવા.

તારદ્વય - 'ૐૐ' કામ યુગ્મ - 'ક્લીં ક્લીં', શક્તિ દ્વન્દ્વ - 'સૌઃ સૌઃ', રમાયુગ્મ - 'શ્રીં શ્રીં', વાગ્-યુગ્મ - 'ઐં ઐં', શક્તિયુગ્મ - સૌં સૌં, માયા-યુગ્મ - 'હ્રીં હ્રીં', ઙઅંતા, નામ્- ભુવનેશ્વર્યૈ, વિશ્વ-નમઃ આ ચતુર્દશાક્ષરી વિદ્યા કહેવાય છે - ૐૐ ક્લીં ક્લીં સૌઃ સૌઃ શ્રીં શ્રીં એં એં સૌઃ સૌઃ હ્રીં હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ॥

અમાવસ્યા (અમાસ) અને પૂર્ણિમા (પૂનમ)ને રવિવારનો દિવસ હોય ત્યારે સાધકે ઈશાન કોણ તરફ મુખ કરીને બેસવું અને પંચ દશાક્ષરી વિદ્યા-મંત્રના જપ કરવા.

તાર- 'ૐ', રમા - 'શ્રીં', પ્રણવ - 'ૐ', લક્ષ્મી - 'શ્રીં', માયા - 'હ્રીં', વાક્- 'ઐં', ક્લા- 'હ્રીં', વાણી - 'ઐં', કામ- 'ક્લીં', શક્તિ- 'સૌઃ', કામ- 'ક્લીં', શક્તિ- 'સૌઃ', કાલીયુગ્મ - 'ક્રીં ક્રીં', પરા - 'હ્રીં' ઙઅંતા, નામ ભુવનેશ્વર્યૈ, નમો-નમઃ હે દેવિ! આ પંચદશાક્ષરી (પંદર અક્ષરવાળી) વિદ્યા કહેવામાં આવી છે = 'ૐ શ્રીં ૐ શ્રીં હ્રીં ઐં હ્રીં ઐં ક્લીં સૌઃ ક્લીં સૌઃ ક્લીં સૌઃ ક્રીં ક્રીં હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ॥'

હે દેવી ! આ ષોડશાક્ષરી વિદ્યાને કલિ-કાળમાં જે જપે છે તેને ભગવતી આ ભૂલોકમાં પોતાનું પદ આપશે. જુઓ શ્લોક-

**વિદ્યાં યોજયતે ભૂમાવિમં ચ ષોડશાત્મિકામ્ ।**
**તસ્ય દેવી । કલૌ દેવી સ્વ-પદં ભુવિ દાસ્યતિ ॥૩૨॥**

પ્રણવ - 'ૐ', સકલા 'હ્રીં'. લક્ષ્મી- 'શ્રીં', માર- 'ક્લીં', વાગ્ભવ - 'ઐં'=

શક્તિ- 'સૌઃ', પ્રાસાદ - 'હ્યૌં', પ્રણવ-'ૐ', પ્રાસાદ - 'હ્યૌં', શક્તિ- 'સૌઃ', વાગ્ભવ-'ઐં', કામ- 'ક્લીં', મા- 'શ્રીં', સકલા- 'હ્રીં', તાર- 'ૐ', માયા- 'હ્રીં', નામ-ભુવનેશ્વરી, નતિ-નમઃ.

હે દેવિ ! આ ઘણી જ ગુપ્ત એવી ષોડશાક્ષરી વિદ્યા કહેવામાં અવી છે = ૐ હ્રીં શ્રીં ક્લીં ઐં સૌઃ હ્યૌં ૐ હ્યૌં સૌઃ ઐં ક્લીં શ્રીં હ્રીં ૐ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ ।

અંતમાં આ વિદ્યા માટે ભૈરવજીનું કથન છે કે -

**રાજ્યં દેયં શિરોદેયં ન દેયા ભુવનેશ્વરી ।**
**મુક્તિ-મુક્તિ-પ્રદા તસ્ય ષોડશી ભુવનેશ્વરી ॥**

- રાજ્ય આપવા યોગ્ય છે, શિર આપવા યોગ્ય છે, ષોડશાક્ષરી વિદ્યા આપવી યોગ્ય નથી. આ ભુવનેશ્વરી ભોગ-મોક્ષ-દાયિની છે.

**ઈત્યેવં પટલોદેવી ! ગુહ્યાદ્ ગુહ્યતરો મતઃ ।**
**અભક્તાય ન દાતવ્યો ગોપનીયઃ સ્વયોનિવત્ ॥**

- હે દેવિ ! આ પટલ ગુપ્તથી પણ ગુપ્ત છે. જે ભક્ત ન હોય, તેને તે આપવો જોઈએ નહીં અને પોતાની યોનિની માફક એને છૂપાવવો જોઈએ.





# શ્રી ભુવનેશ્વરીના મંત્રો



જગદ્ધાત્રી ભગવતી ભુવનેશ્વરીનો મહિમા અપરંપાર છે. તેમની કૃપાથી બ્રહ્માદિકને શ્રેયત્વ પ્રાપ્ત થયું છે. એવી મા ભુવનેશ્વરીની ઉપાસના નીચે દર્શાવેલ ૩૮ મંત્રો મંત્રકોષમાં આપવામાં આવેલ છે.

| મંત્ર | અક્ષર |
|---|---|
| ૧. હ્રીં | એક અક્ષર |
| ૨. શ્રીં હ્રીં | બે અક્ષર |
| ૩. ઐં હ્રીં શ્રી | ત્રણ અક્ષર |
| ૪. ઐં હ્રીં ઐં | ત્રણ અક્ષર |
| ૫. આં હ્રીં ક્રોં | ત્રણ અક્ષર |
| ૬. ૐ શ્રીં ક્લીં | ત્રણ અક્ષર |
| ૭. ૐ હ્રીં શ્રીં ક્લીં | ચાર અક્ષર |
| ૮. ૐ શ્રીં ઐં ક્લીં હ્રીં | પાંચ અક્ષર |
| ૯. ૐ શ્રીં હ્રીં ક્લીં ઐં સૌં: | છ: અક્ષર |
| ૧૦. ૐ શ્રીં હ્રીં ક્લીં ઐં સૌં: હ્રીં | સાત અક્ષર |
| ૧૧. આં શ્રીં હ્રીં ક્લીં ક્લીં હ્રીં શ્રીં ક્રોં | આઠ અક્ષર |
| ૧૨. કામિનિ રઞ્જિનિ સ્વાહા | આઠ અક્ષર |
| ૧૩. ૐ શ્રીં હ્રીં ક્લીં ઐં સૌં: ક્લીં હીં | આઠ અક્ષર |
| ૧૪. ૐ શ્રીં હ્રીં ક્લીં ઐં ક્લીં સૌ: ઐં સૌં: | નવ અક્ષર |
| ૧૫. ૐ હ્રીં શ્રીં ક્લીં એં સૌ: ક્રીં હૂં હ્રીં હ્રીં | દસ અક્ષર |
| ૧૬. શ્રીં હ્રીં ક્લીં ભુવનેશ્વર્યૈ સ્વાહા | દસ અક્ષર |
| ૧૭. ૐ હ્રીં શ્રી ક્લીં ઐં સૌ: ક્લીં ઐં સૌ: શ્રીં હ્રીં | અગિયાર અક્ષર |
| ૧૮. ૐૐ હ્રીં હ્રીં શ્રી શ્રીં ક્લીં ક્લીં ઐં ઐં સૌ: સૌ: | બાર અક્ષર |
| ૧૯. ૐ હ્રીં ઐં ક્લીં સૌ: ભુવનેશ્વરિ સ્વાહા | બાર અક્ષર |
| ૨૦. ૐ હાં ક્રીં હ્રીં શ્રીં ઐં સૌ: ક્લીં શ્રીં હ્રીં ઐં સૌ: ક્લીં | તેર અક્ષર |
| ૨૧. ૐ ઐં શ્રીં ક્લીં સૌ: હ્સૌ: ભુવનેશ્વરિ સ્વાહા | તેર અક્ષર |
| ૨૨. ૐ હ્રીં ઐં સૌ: ક્લીં શ્રીં ભુવનેશ્વરિ સ્વાહા | તેરહ અક્ષર |

૨૩. ૐ ૐ ક્લીં ક્લીં સૌઃ સૌઃ શ્રીં શ્રીં ઐં ઐં સૌઃ સૌઃ હ્રીં હ્રીં ચૌદ અક્ષર
૨૪. ૐ સૌઃ ક્લીં શ્રીં ઐં હ્રીં હૂં ભુવનેશ્વરિ સ્વાહા ચૌદ અક્ષર
૨૫. ૐ ક્લીં શ્રીં હીં હૂં હીં ભુવનેશ્વરિ હૂં સ્વાહા ચૌદ અક્ષર
૨૬. ૐ શ્રી ૐ શ્રી હ્રીં ઐં હ્રીં ઐં ક્લીં સૌઃ ક્લીં સૌઃ ક્રીં ક્રીં હ્રીં પંદર અક્ષર
૨૭. હૌં સૌઃ હ્રીં ભુવનેશ્વરિ રિ હ્રીં તત્ત્વરૂપિણિ હ્રીં પંદર અક્ષર
૨૮. ૐ ઐં સૌઃ શ્રીં ક્લીં ભુવનેશ્વરિ ૐ હૂં ફટ્ સ્વાહા પંદર અક્ષર
૨૯. હ્રીં ગૌરિ! રુદ્ર-દયિતે ! યોગેશ્વરિ ! હું ફટ્ સ્વાહા સોળ અક્ષર
૩૦. ૐ હ્રીં શ્રી ક્લીં ઐં સૌં : હ્સૌંઃ ૐ હ્સૌંઃ -
સૌઃ ઐં ક્લીં શ્રીં હ્રીં ૐ હ્રીં સોળ અક્ષર
૩૧. ૐ ઐં સૌઃ હ્રીં તત્ત્વ-રૂપિણિ! હ્રીં ભવનેશ્વરિ હ્રીં સોળ અક્ષર
૩૨. ૐ શ્રીં ક્લીં સૌઃ હ્રીં ભુવનેશ્વરિ ૐ હૂં ઠઃ ઠઃ ઠઃ સ્વાહા સત્તર અક્ષર
૩૩. ૐ ઐં સૌંઃ ક્લીં હ્રીં શ્રી હૌં સૌઃ હૂં હૂં ભુવનેશ્વરિ ૐ ઐં સ્વાહા ઓગણીસ અક્ષર
૩૪. ૐ હ્રીં ક્લીં શ્રીં હૂં ક્રીં ક્રીં ઐં સૌઃ ભવનેશ્વરિ ક્રીં હૂં ફટ્ સ્વાહા ઓગણીસ અક્ષર
૩૫. ૐ હ્રીં ક્લીં હૂં ક્રીં હ્રીં શ્રીં ઐં સૌઃ ક્લીં ભુવનેશ્વરિ હૂં ફટ્ સ્વાહા ઓગણીસ અક્ષર
૩૬. ૐ હ્રીં શ્રીં ક્લીં સૌં ઐં ૐ ૐ શ્રીં શ્રીં ભૂવનેશ્વરી ઐં ક્લીં સૌઃ સ્વાહા એકવીસ અક્ષર
૩૭. ૐ સૌઃ ક્લીં ઐં ક્લીં સૌઃ સ્ત્રીં હૂં શ્રીં હ્રીં ક્રીં ભુવનેશ્વરિ -
ૐ હૂં ફટ્ સ્વાહા એકવીસ અક્ષર
૩૮. ૐ ક્લીં ઐં સૌઃ હ્રીં ક્રીં ક્રીં ક્રીં હૂં હૂં ભુવનેશ્વરિ ક્રીં ઠઃ ઠઃ ઠઃ
ફટ્ સ્વાહા બાવીસ અક્ષર

### ✦ શ્રીનાથ સંપ્રદાયનો ભુવનેશ્વરી મંત્ર :

ચતુર્થ જ્યોતિ ભુવનેશ્વરી પ્રગટી । ૐ આદિ જ્યોતિ અનાદિ જ્યોત જ્યોત મધ્યે પરમ જ્યોત પરમ જ્યોતિ મધ્યે શિવગાયત્રી ભઈ ઉત્પન્ન ૐ પ્રાતઃ સમય ઉત્પન્ન ભઈ દેવી ભુવનેશ્વરી । બાલા સુન્દરી કર ધર વર પાશાંકુશ અન્નપૂર્ણી દૂધપૂત બલદે બાલકા ઋદ્ધિ સિદ્ધિ ભંડાર ભરેં, બાલકાના બલ દે જોગીકો અમર ક્રાયા । ૧૪ ભુવન કા રાજપાટ સંભાલા કટે રોગ યોગીકા, દુષ્ટ કો મુષ્ટ, કાલ કનૃક માર યોગી બનખણ્ડ વાસા, સદાસંગ રહે ભુવનેશ્વરી માતા । યોગી યોગ નિત્ય કરે પ્રાતઃ ઉસે વરદ ભુવનેશ્વરી માતા ।

('શ્રીનાથ રહસ્ય' ગ્રંથમાંથી સાભાર ઉદ્ધૃત)





# શ્રી ભુવનેશ્વરી પુરશ્ચરણ વિધાન



**શ્રી** ભુવનેશ્વરી મહાવિદ્યાના પુરશ્ચરણ વિધાનને સમજાવતાં મહાદેવજીએ પાર્વતીજીને કહ્યું છે કે -

**જીવહીનો યથાદેહી, સર્વ કર્મષુ ન ક્ષમઃ ।**
**પુરશ્ચરણ હીનો હિ, ન મન્ત્રઃ સિદ્ધિદાયકઃ ।**

- જેવી રીતે જીવ વગરનું શરીર કોઈપણ કાર્ય કરવાને માટે અસમર્થ છે, તેવી જ રીતે પુરશ્ચરણ હીન મંત્ર સિદ્ધિપ્રદ થતો નથી.

હે સુરેશ્વરી ! મંત્રના જેટલા અક્ષર (વર્ણ)હોય એટલા લાખ જપ કરવા જોઈએ અથવા તેના અર્ધા જપ કરવા જરૂરી છે. જપની અવધિ એક લાખની છે એનાથી ઓછા જપ ક્યારેય કરવા નહીં.

જપની સંખ્યાનો દશાંશ હોમ અર્થાત્ એક લાખ મંત્ર જપ કરવામાં આવ્યા હોય તો ૧૦ હજાર મંત્રનો હવન, અને તેનો દશાંશ અર્થાત્ એક હજાર મંત્રનું તર્પણ અને તેના દશાંશ એટલે ૧૦૦ મંત્રનું માર્જન અને માર્જનની દશાંશ સંખ્યા એટલે દશ(૧૦) બ્રાહ્મણને ભોજન કરાવવું જોઈએ. આ પ્રમાણે ક્રમ છે.

જો અસાવધાનીથી મંત્રનું પુરશ્ચરણ પ્રથમ સાધક કરે તો જેવી રીતે જમીન ઉપર પડેલું ઘી નકામું થાય છે તેવી રીતે તે જપ વ્યર્થ જાય છે.

- એટલા માટે સર્વોત્તમ એ છે કે દીક્ષાપ્રદાન કરનારા પોતાના ગુરુદેવ પાસે આ મંત્રનું પુનશ્ચરણ કરાવવું. કારણવશ તેઓ અસ્વીકાર કરે તો કોઈ અન્ય સાધક પાસે કરાવવું જોઈએ. પ્રથમ ગુરુ માટે સંકલ્પ લઈ ગુરુપ્રદત્ત મંત્રના જપ કરવા જોઈએ. ગુરુદેવની કૃપાથી સાધકે પુરશ્ચરણનું ફળગ્રહણ કરવું. ગુરુદેવને ઉત્તમ વસ્ત્રો અને પોતાના સામર્થ્ય અનુસાર દક્ષિણા આપવી - પ્રસન્નતા પ્રાપ્ત કરવી. આથી કલિકાળમાં મંત્ર અણિમાદિ અષ્ટસિદ્ધિઓ શીઘ્ર પ્રાપ્ત કરાવનારો થાય છે. પુરશ્ચરણ કાર્યમાં વિત્ત શાઠ્ય એટલે કંજૂસાઈને સ્થાન નથી.

પર્વતના અગ્રભાગમાં, નદીના તટ ઉપર અથવા કોઈ દેવાલયમાં એકાન્તમાં, પવિત્ર સ્થાનમાં મનને સ્થિર કરવું. બ્રહ્મચર્યપૂર્વક નિયમાનુસાર ભોજન કરવું અર્થાત્ મિતાહાર એટલે કે સમાનમાત્રામાં અને નક્કી સમયે ભોજન કરવું. પોતાની ઈન્દ્રિયોને સંયમિત કરવી વીરવ્રતી બની જપ કરવા.

સાધકે મિથ્યાભાષણથી દૂર રહેવું અને અસત્ય બોલવું નહીં, દંભ, અહંકાર, મત્સર(ઈર્ષા)નો ત્યાગ કરવો. પ્રતિગ્રહ એટલે કોઈનું દાન લેવું નહીં. તેણે ઉત્તમ ફળ-મૂળ, દૂધ, દહીં, મીઠાઈ, સત્તુ, શાકભાજી અને આઠ પ્રકારના અન્નને ગ્રહણ કરવું. અતિ ઉષ્ણ અને વિપરીત પ્રભાવવાળા ખાદ્ય પદાર્થો સાધક માટે પ્રશસ્ત નથી. ઉચ્છિષ્ટ (એઠું-જુઠું) ભોજનનો પણ ત્યાગ કરવો. તથા અધિક ભોજનકરવું નહીં. હલકુ ભોજન સાધકે કરવું જોઈએ. અર્થાત્ સાત્ત્વિક આહાર કરવો જોઈએ. સાધકે નમક(મીઠું),માંસ, ભારે પદાર્થ, મધ, ખાટા-મીઠા રસપાક, અડદ, મસૂર, મગ, ચણા જેવી વસ્તુનો ત્યાગ કરવો.

સાધકે અસંગત વાત, અન્યાય અને બીજાની પૂજાથી દૂર રહેવું. નિત્ય-નૈમિત્તિક કર્મ અનાયાસ કરવાની કામના કરવી નહીં. અર્થાત્ નિત્ય-નૈમિત્તિક કર્મ કરવાનો પરિશ્રમ સમજીને તેનો પરિત્યાગ કરવો નહીં, કુટિલતાનો ત્યાગ કરવો.

તપશ્ચર્યા અને વ્રત કરનારાઓની સિદ્ધિ તો એક લાખ જપથી જ થઈ જાય છે, પરંતુ શાક તથા હવિષ્ય ભોજન કરનારાને કળિયુગમાં ત્રણ લાખ જપ કરવા જોઈએ. જપ, હોમ તથા પૂજન સમયે સજ્જનો સાથે પણ વાત કરવી નહીં, મૌનાચારનું પાલન કરવું. પૂજનાદિ સમાપ્ત કરીને વનાદિ અર્થાત્ બાગબગીચામાં સૈર-સપાટા કરવાની કામના કરવી નહીં. વિકાર ઉત્પન્ન કરનારું સાહિત્ય અને ગીતોથી દૂર રહેવું. મૈથુન અર્થાત્ સ્ત્રી સહવાસ, તે સંબંધિત વાતો અને કર્મ કરનારાઓ દૂર રહેવું. તેલ માલિશ કરવું નહીં. પંચગવ્ય અથવા આમળાથી સ્નાન કરવું. આ પછી વેદ,સ્મૃતિ, તંત્રોક્ત મંત્રથી સ્નાન કરવું. શક્ય હોય તો સવાર-સાંજ બે વાર સ્નાન કરવું. પ્રાતઃકાળે એકવાર અવશ્ય સ્નાન કરવું. કારણ કે,પુરશ્ચરણકાળમાં હોમકાલીન પૂજા સમય અને આવરણ પૂજનમાં જે સ્નાન અને પિતૃતર્પણ કરતો નથી તેને કોઈ ફળ પ્રાપ્ત થતું નથી. સપરિવાર દેવીનું તર્પણ કરી સાધકોને ભોજન કરાવવું આ પુરશ્ચરણની એક વિધિ છે.

આ સિવાય પુરશ્ચરણના બીજા પણ પ્રકાર છે. જેમકે બંને પક્ષની આઠમ અને ચૌદશના દિવસે સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યન્ત નિર્ભીક ભાવથી જે મંત્રજપ કરવામાં આવે તો તે કલ્પદ્રુમ સમાન સર્વકામનાઓને પૂર્ણ કરે છે.

ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણમાં ગ્રાસના સમયથી મોક્ષકાળ સુધી મંત્રના જેટલા જપ કરે તેટલો જ હોમ કરવો.

શરત્કાળમાં રવિવારના દિવસે વિધિપૂર્વક મંત્રજપવાથી તે સંપૂર્ણ સિદ્ધિ આપનાર થાય છે.

મધ્યરાત્રિમાં ક્ષત્રિય હોમની રચના કરે અને ક્ષત્રિય આહુતિ આપે તો હે દેવિ! તે ક્ષત્રિય પણ તત્કાળ કલ્યાણને પ્રાપ્ત કરે છે.

બીજા પ્રકારે પણ પુરશ્ચરણ કરી શકાય છે - ગુરુને બોલાવી તેને બેસાડી પૂજન કરવું. વસ્ત્ર, અલંકાર અને સુવર્ણ આદિથી ગુરુ, તેના પુત્ર-પુત્રી તથા પત્નીને સંતુષ્ટ કરવા અને મંત્રજપ કરવાથી માનવ સંપૂર્ણ સિદ્ધિઓનો સ્વામી બની જાય છે.

પુરશ્ચરણનો અન્ય પ્રકાર આ પ્રમાણે છે - સહસ્રાર ચક્રમાં દેવતા ભાવથી ગુરુનું ધ્યાન કરી, માનસિક ઉપચારોથી તેમનું પૂજન કરવું જેથી સાધક સર્વસિદ્ધિઓનો અધિકારી થાય છે.

પોતાની સમ્પત્તિ અનુસાર ગુરુદેવને દક્ષિણા આપવી. ગુરુદેવની આજ્ઞા પ્રાપ્ત થતા દુષ્ટમંત્ર (અર્થાત્ દુષિતમંત્ર)પણ સિદ્ધ થઈ જાય છે. જપથી જો શ્રાન્ત થઈ જવાય તો ભગવતીનું ધ્યાન કરવું અને ધ્યાનથી જો શ્રાન્ત થઈ જવાય તો મંત્રંના જપ કરવા. આ પ્રમાણે જપ અને ધ્યાનમાં નિરંતર જોડાયેલ સાધકને અવશ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે. 'જપ ધ્યાન સમાયુક્તો મંત્રી સિધ્યતિ નાન્યથા' અન્યથા સાધકને સિદ્ધિ મળતી નથી.





# શ્રી ભુવનેશ્વરી હોમ વિધાન



**શ્રી** ભુવનેશ્વરી મંત્રરાજનું સર્વસ્વ એવી હોમવિધિ જે મહાદેવજીએ પાર્વતીજીને કહી હતી. તે અહીં સમજાવવામાં આવી છે.

હે દેવિ ! પરદેવી અર્થાત્ ભુવનેશ્વરી અને સપત્નીક ગુરુનું ધ્યાન કરી શ્રીયંત્રની સમીપમાં મધ્યરાત્રિએ દસ હજાર યા એક લાખ પોતાના ઈષ્ટમંત્રના જપ કરવા અને દશાંશ હોમ કરવો. મંત્રના કરોડ, લાખ જપ કરનારને પણ દશાંશ હોમ કર્યા વિના જપનું ફળ મળતું નથી.

ભૈરવના શાપને કારણે સ્મશાનમાં ગયા વિના તથા નિત્ય હોમ અને જપાદિ કર્યા વિના કળિયુગમાં સિદ્ધિ મળતી નથી.

ઈશાનકોણમાં શ્રીચક્રની ભાવના કરવી. ત્યાં વિધિવત્ મંત્રોથી દિક્પાલ, ગણેશ અને કુલ-યોગિનીઓનું પૂજન કરવું. પૂર્વ દિશામાં જમીન ખોદીને ત્રિકોણાકાર અને એક હાથની ઊંડાઈવાળો કુંડ તૈયાર કરવો. કુંડ એક હાથ લંબાઈ અને એક હાથની પહોળાઈવાળો હોવો જોઈએ. તેની અંદર બિંદુ-ત્રિકોણ, ષટ્કોણ, અષ્ટદળ, કમળ, ત્રણ વર્તુળ અને ભૂપુરાત્મક યંત્ર ચક્રની ભાવના કરવી. હે દેવિ ! આને અગ્નિચક્ર કહેવાય છે.

ત્યારબાદ કુબેર સહિત ગણપતિ, ધર્મરાજ અને વરુણનું વિશેષ કરીને ગંધ-અક્ષત અને પુષ્પોથી પૂજન કરવું.

બ્રાહ્મી, મહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઈન્દ્રાણી, ચામુંડા અને ચંડિકા - આ આઠ માતાઓ અને અસિતાંગ, રુરુ, ચંડ, ક્રોધ, ઉન્મત્ત, કપાલી, ભીષણ, સંહાર આ આઠ ભૈરવોનું પૂજન અગ્નિચક્રના આઠ દલોમાં કરવું જોઈએ.

ષટ્કોણમાં - માયા, મોહિની, મનોન્મના, મુક્તકેશી, માતંગી તથા મચીરાક્ષીનું પૂજન કરવું.

ત્રિકોણમાં ગંગા, યમુના અને સરસ્વતીનું પૂજન કરવું અને બિંદુમાં ભગવતીનું આવરણ દેવતાઓ સાથે મૂલમંત્ર દ્વારા ગંધ, અક્ષત અને પુષ્પોથી પૂજન કરવું જોઈએ.

ત્યારબાદ હે સુરેશ્વરિ ! આવાહન મુદ્રા અને મૂલમંત્રથી અગ્નિનું આવાહન કરવું- ૐૐ રાં અગ્નયે સ્વાહા।। આ પછી મૂલમંત્રથી અગ્નિ અને ઘીના સંસ્કાર કરી જપના દશાંશ હવનનો સંકલ્પ કરવો.

ઘી, પાયસ, દ્રાક્ષ, ગુડ-પુષ્પ, મહુડાના ફૂલ, ખાંડ વગેરે દ્રવ્યોથી જપ સંખ્યાનો દશાંશ હવન કરવો અને હવનના દશાંશ તર્પણ અને તર્પણના દશાંશ માર્જન પંચામૃત વડે કરવું અને માર્જનની દશાંશ સંખ્યામાં ઉત્તમ દીક્ષિત બ્રાહ્મણોને ભોજન કરાવવું.

ક્ષત્રિય દ્વારા સ્થાપિત અગ્નિમાં ૩૦૦ આહુતિઓ માળાથી ગણતરી કરીને આપવી.

ઘીથી સિંચન કરેલ ફૂલો અને ફળોની આહુતિઓ આપ્યા પછી પંચમકારોથી બલિદાન આપવું. પૂર્વોક્ત પ્રકારથી જપ કરી ફરીથી નીચેની તરફ મુખ કરીને ૧૦૮ આઠ આપવી. ત્યારબાદ સાધક મંડળ અને ક્ષત્રિય(યજમાન)નું પૂજન કરવું. ગુરુને વારંવાર પ્રણામ કરી પ્રસન્ન કરવા. ગુરુદેવે કહેવું કે - હે સાધક પ્રવર ! પુરશ્ચરણનું અભીષ્ટ ફળ પ્રાપ્ત કરો.

'પુરશ્ચર્યા કલં મનોઃ લભસ્વ સાધક શ્રેષ્ઠ !'

ત્યારબાદ પૂર્ણાહુતિ કરવી અને કવચનો પાઠ કરવો. જેનાથી સાધક દેવીમય બની જાય. આ પછી સાધકે ખાવા-પીવાની વસ્તુઓથી અન્ય સાધકોને તૃપ્ત કરવા. અંત સંહારમુદ્રા પ્રદર્શિત કરીને શિવ સહિતના અને સાવરણાદેવી ભુવનેશ્વરીનું વિસર્જન કરવું. અહીં વિસર્જન શબ્દ સમજવા જેવો છે. મૂર્તિ સ્વરૂપ દેવી-દેવતા જેની ઉપાસના સ્થૂળરૂપમાં કરી તેનું સૂક્ષ્મ ચૈતન્ય સ્વરૂપ જે પ્રાણ પ્રતિષ્ઠા કરીને ઉપાસના કરી તેને પોતાના હૃદયસિંહાસન ઉપર સ્થાપિત કરવી અને સ્થૂળ પૂજાનું વિસર્જન એટલે કે વિશેષરૂપે કરેલું ચૈતન્ય સ્વરૂપનું સર્જન છે.

આ રીતે કર્મ સમાપ્ત થયા બાદ સ્નાન કરી અથવા હાથપગ ધોઈને ફરીથી પૂજા સ્થાનમાં પ્રવેશી આ સાથે પ્રસ્તુત 'શાંતિ સ્તોત્ર'નો પાઠ અવશ્ય કરવો. સ્તોત્ર પાઠના અંતવીરો(સાધકો)ને વંદન કરવા જેથી મંત્રસિદ્ધિ થાય છે.





# શાન્તિ-સ્તોત્ર



**શ્રીભૈરવ ઉવાચ :**

દેવિ! વક્ષ્યામિ પૂજાન્તે, શાન્તિ-સ્તોત્રમનુત્તમમ્ ।
વીરાઃ યેન પરાનન્દ-પદં પ્રાપ્સ્યન્તિ નિઃસ્પૃહાઃ ॥૧॥
યોગિની-ચક્ર-મધ્યસ્થં, માતૃ-મણ્ડલ-વેષ્ટિતમ્ ।
નમામિ શિરસા નાથં, ભૈરવં ભૈરવી-પ્રિયમ્ ॥૨॥
અનાદિ-ઘોર-સંસાર-વ્યાધિ-ધ્વંસૈક-હેતવે ।
નમઃ શ્રીનાથ-વૈદ્યાય, કુલૌષધ-પ્રદાયિને ॥૩॥
આપદો દુરિતં રોગાઃ, સમયાચાર - લઙ્ઘનાત્ ।
યે સર્વે તે વ્યપોહન્તુ, દિવ્ય-ચક્રસ્ય મેલનાત્ ॥૪॥
આયુરારોગ્યમૈશ્વર્ય, કીર્તિર્લાભઃ સુખં જયઃ ।
કાન્તિ-મનોરથધાસ્તુ, પાન્તુ સર્વાશ્ચ દેવતાઃ ॥૫॥
સમ્પૂજકાનાં પ્રતિ-પાલકાનામ્, યતીન્દ્ર-યોગીન્દ્ર-તપોધનાનામ્ ।
દેશસ્ય રાષ્ટ્રસ્ય કુલસ્ય રાજ્ઞઃ, કરોતુ શાંન્તિ ભગવાન્ કુલેશઃ ॥૬॥
નન્દન્તુ સાધક-કુલાન્વય-દર્શકાઃ, યે મૃષ્ટાદ્યનાખ્ય ચતુરુક્ત-મહાન્વયે ।
નન્દન્તુ સર્વ-કાલ-કૌલ-રતાઃ પરે, યેડપ્યન્યે વિશેષ-પદ-ભેદક-શામ્ભવા યે ॥૭॥
નન્દન્તુ સિદ્ધ-ગુરવઃ સ્વ-ગુરુ-ક્રમૌઘા, જયેષ્ઠાનુગાઃ સમયિનો પટુકાઃ કુમાર્યઃ ।
ષડ્ - યોગિની-પ્રવર-વીર-કુલ-પ્રસૂતા, નન્દન્તુ ભૂમિ-પતયો દ્વિજ-સાધુ-લોકાઃ ॥૮॥
નન્દન્તુ નીતિ-નિપૂણા નિરવદ્ય-નિષ્ઠા, નિર્મત્સરા નિરુપમા નિરુપદ્રવાશ્ચ ।
નિત્યાઃનિરઞ્જન-રતા ગુરવો નિરીહાઃ, શાન્તાશ્ચ શાન્ત-મનસો હૃત-શોક-શાન્તાઃ ॥૯॥
નન્દન્તુ યોગ-નિરતાઃ કુલ-યોગ-યુક્તાઃ, આચાર્ય-સામયિક-સાધક-પુત્રકાશ્ચ ।
ગાવો દ્વિજા યુવતયો યતયઃ કુમાર્યો, ધર્મે ભવન્તુ નિરતાઃગુરુ-ભક્તિ-યુક્તાઃ ॥૧૦॥
નન્દન્તુ સાધક-કુલાન્યણિમાદિ-નિષ્ઠાઃ, શાપાત્ પતન્તુ દ્વિષતા કુલ-યોગિનીનામ્ ।
સા શામ્ભવી સ્ફુરતુ કાડપિ મમાદ્યવસ્થા, યસ્યાં ગુરોશ્ચરણ-પઙ્કજમેવ લભ્યમ્ ॥૧૧॥
યાશ્ચક્ર-ક્રમ-ભૂમિકા વસતયો, નાડીષુ યાઃ સંસ્થિતાઃ ।
યાઃ કાય-દ્રુમ-રોમ-કૂપ-નિલયાયાઃ સંસ્થિતા ધાતુષુ ॥૧૨॥

ઉચ્છ્વાસોર્મિ-મરુતરઙ્ગ-નિલયા નિઃશ્વાસ-વાસાશ્ચ યા ।
સ્તા દેવ્યો રિપુ-ભક્ષ્ય-ભક્ષણ-પરાસ્તૃપ્યન્તુ કૌલાર્ચિતાઃ ॥૧૩॥
યા દિવ્ય-ક્રમ-પાલિકા ક્ષિતિ-ગતા યા દેવતા-તોયગા ।
યા નિત્યં પ્રથિતાઃ પ્રભાઃ શિખિ-ગતા યા માતરિશ્વાશ્રયાઃ ॥૧૪॥
યા વ્યોમામૃત-મણ્ડલામૃત-મયાયાસ્સર્વગાઃ સર્વદા ।
તાઃ સર્વાઃ કુલ-માર્ગ-પાલન-પરાઃ શાન્તિં પ્રયચ્છન્તુ મે ॥૧૫॥
ઊર્ધ્વ બ્રહ્માણ્ડતો વા દિવિ ગગન-તલે ભૂ-તલે નિષ્કલે વા।
પાતાલે વા વને વા પવન-સલિલયોયંત્ર કુત્ર સ્થિતા વા ॥૧૬॥
ક્ષેત્રે પીઠોપ પીઠાદિષુ ચ કૃત-પદા ધૂપ- દીપાલિ માંસૈઃ ।
પ્રીતાઃ દેવ્યઃ સદાનઃ શુભ-વલિ-વિધિના પાન્તુ વીરેન્દ્ર-વન્દ્યાઃ ॥૧૭॥
બ્રહ્મા-શ્રી-શેષ-દુર્ગા-ગૃહ-બટૂક-ગણા ભૈરવાઃ ક્ષેત્રપાલાઃ ।
વેતાલાદિત્ય-રુદ્ર-ગ્રહ-વસુ-મનુ- સિદ્ધાપ્સરો ગુહ્યકાદ્યાઃ ॥૧૮॥
ભૂતા ગન્ધર્વ-વિદ્યાધર-ઋષિ-પિતૃ-ગણા-સુરા હિ પ્રભૂતા ।
યોગીશાશ્ચારમાઃ કિંપુરુષ-મુનિ-સુરાશ્ચક્રગાઃ પાન્તુ સર્વે ॥૧૯॥
સત્યં ચેદ્ ગુરુ-વાક્યમેવ પિતૃ-દેવાઃ શેષ-યદ્-યોગિની ।
પ્રીતિશ્ચેત્ પર-દેવતાશ્ચ યદિ ચેત્ વેદાઃ પ્રમાણં ચ ચેત્ ॥૨૦॥
શાક્તેયં યદિ દર્શનં ભવતિ ચેદાજ્ઞેયમેષાડસ્તિ ચેત્ ।
સન્ત્યત્રાપિ ચ કૌલિકાશ્ચ યદિ ચેત્ સ્યાન્તે જયઃ સર્વદા ॥૨૧॥
તૃપ્યન્તુ માતરઃ સર્વાઃ, સ- મુદ્રાઃ સ- ગણાધિપાઃ ।
યોગિન્યઃ ક્ષેત્રપાલશ્ચ, મમ દેહે વ્યવસ્થિતાઃ ॥૨૨॥
શિવાદ્યવનિ - પર્યન્તં, બ્રહ્માદિ- સ્તમ્ભ-સંયુતમ્ ।
કાલાગ્ન્યાદિ - શિવાન્તં ચ જગદ્-યજ્ઞેન તૃપ્યતુ ॥૨૩॥

ઇતિ શાન્તિ-સ્તોત્રં ॥ અથ વીર-વન્દનં : - પઠિત્વેદં નમેદ્ વીરાન્ વીર-વન્દનમાચરેત્ । સ્તુવન્ વીરાન્ નમેદ્ વીરાન્ મંત્ર-સિદ્ધિ-પ્રજાયતે ॥૧





# શ્રી ભુવનેશ્વરી સમય પૂજા (ગ્રહણકાલીન પૂજા)



**શ્રી** ભુવનેશ્વરી રહસ્યના સત્તરમાં પટલમાં શ્રી ભૈરવજીએ મહાદેવી પાર્વતીજીને 'સર્વોત્તમા સામયિકી પૂજા'નું વર્ણન કરેલ છે. જેના સાંભળવાથી કોટિપૂજાનું ફળ મળે છે. વળી એમ પણ કહ્યું છે કે,

**વિના સમય - પૂજાભિર્દેવિ ! દીક્ષાઽપિ નિષ્ફલા ।**
**તસ્માત્ સમય-પૂજાન્તે, વક્ષ્યામિ પારલૌકિકીમ્ ॥૨॥**

- સમય પૂજા વિના દીક્ષા પણ નિષ્ફળ થાય છે. એટલે સમય-પૂજાના અંતમાં પારલૌકિકી વિધી બતાવું છું.

નિત્યપૂજા, જપ, યજ્ઞ, હવન આદિ સમયપૂજા વિના સિદ્ધ થતા નથી. હે પાર્વતિ ૧૦૮ સમય પ્રસિદ્ધ છે. તેમાં જે દેવી ભુવનેશ્વરીની પૂજા કરે છે. તે હે પરમેશાનિ! દેવીના ગણ બની જાય છે. તેઓમાં 'સમય'ના ઉપાસક ઉત્તમ છે.

• સૂર્ય યા ચંદ્રગ્રહણનો સમય હોય, અથવા ભૂમિ કમ્પ(ભૂકંપ)નો સમય હોય યા નવરાત્રિના દિવસ હોય, કન્યા સંક્રાંતિમાં એટલે જ્યાં સૂર્ય કન્યારાશિમાં હોય, ત્યારે દેવદુર્લભમાં જે દેવીપૂજન કરે છે તે વરપ્રદાનમાં સમર્થ શિવ અને સાક્ષાત્ ભૈરવ બની જાય છે. એમાં સર્વ પ્રથમ સૂર્યગ્રહણનું પૂજન કહેવામાં આવેલ છે. જે સમયે રાહુ અને સૂર્યનો સમાગમ હોય તે સમયે સાધકે સ્નાન કરીને સામયિકી પૂજા કરવી.

સાધકે સ્નાન કરી, ભૂમિને શુદ્ધ કરી, સિન્દૂરથી ભૂમિ ઉપર 'સર્વશા પૂરક' યંત્ર બનાવવું. બિંદુ-સંયુક્ત ત્રિકોણ, અષ્ટકોણ, વૃત્ત, અષ્ટદળ અને ભૂપુરથી શોભિત યંત્રની ભાવના કરી મંત્ર સાધકે પૂજાનો આરંભ કરવો. ન્યાસો કરવા અને સાધકે ૐ શ્રીં હ્રીં ક્લીં ઐં સૌઃ' એ મંત્ર વડે પૂજન કરવું.

પ્રથમ 'સર્વાશાપૂરક' શ્રી ચક્રને માટે પુષ્પાંજલિ અર્પણ કરી ચતુષ્કોણમાં ગણેશજી ધર્મરાજ વરુણ અને કુબેરનું પૂજન કરવું. ત્યારબાદ અષ્ટદળમાં કરાલ, વિકરાલ, સંહાર, રુરુ, મહાકાલ, કામાગ્નિ, ગુપ્ત અને ઉન્મત્ત ભૈરવનું પૂજન ચંદન અક્ષત તથા પુષ્પો વડે કરવું.

હે પરમેશાનિ ! ત્યારે અષ્ટકોણમાં વામક્રમથી વશિની, કામેશ્વરી, મોદિની, વિમલા, અરુણા, જયિની, સર્વેશ્વરી અને કૌલિનીનું પૂજન ગન્ધ, અક્ષત, પીળાં ફૂલ, દૂધ અને મધથી કરવું. હે પાર્વતી ! ત્યારે સાધકોએ ઈશાનક્રમથી ત્રિકોણમાં ગંગા, યમુના અને સરસ્વતીનું પૂજન કરવું જોઈએ.

હે પરમેશ્વરી ! બિંદુમાં નીલપુષ્પ, દહીં, ઘી, મત્સ્યાંડ અને કમળો વડે ભુવનેશ્વરીનું પૂજન કરવું. ત્યારબાદ ઈશ્વર, નંદી, રુદ્ર, ભૈરવ અને ભૈરવેશ્વરનું પૂજન કરીને, ૐ હ્રીં શ્રીં ઐં રાહવે ફટ્ સ્વાહા । આ મંત્રથી સાધકે બિંદુમાં રાહુનું પૂજન કરવું. અને પોતાની શક્તિ અનુસાર તે ત્રણવાર સૂર્યના મંત્રથી ગ્રહ નાયકસૂર્યનું પૂજન, ચંદન, અક્ષત, ફૂલ, નૈવેદ્ય, આચમન તથા સુગંધયુક્ત તાંબુલ (પાનનું બીડું)થી કરવું. હે મહાદેવિ! તેના ઉપર દસ તોલા તાંબુ અર્પણ કરી યંત્રની સન્મુખ પાંચ હજાર, અઢીહજાર, યા એકહજાર મંત્રજપ કરવા અને તલ તથા ઘી વડે દશાંશ હોમ કરવો. ત્યારપછી કવચ, સહસ્ત્રનામ અને સ્તોત્રપાઠ કરીને દેવી ભુવનેશ્વરીને સમર્પણ કરવું.

હે ઈશ્વરી ! રાહુ, કુલ ગુરુ અને સૂર્યને યથાવિધિ જપ-સમર્પણ કરી સાષ્ટાંગ નમસ્કાર કરવા. બ્રાહ્મણોને ભોજન કરાવવું અને દક્ષિણા-સામગ્રીથી પૂજન કરવું. અતુલનીય તેજસ્વી ગ્રહનાથ-સૂર્યના ગ્રહણકાળમાં આ પ્રકારે દેવી ભુવનેશ્વરીનું પૂજન કરવું. આથી દસ કરોડ વર્ષો સુધી પૂજન કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. આ પૂજન સાધકોને અભિલાષિત ફળ આપનારું છે અને મોક્ષની ઈચ્છા કરનારાઓ દ્વારા ગોપનીય છે.

હવે ચંદ્ર ગ્રહણ સમયે કરવાની ભુવનેશ્વરીની સર્વોત્તમ રહસ્યમયી પૂજાવિધિનું વર્ણન કરવામાં આવે છે.

હે મહેશ્વરિ ! ચંદ્રગ્રહણના સ્પર્શકાળમાં સ્નાન કરીને સાધકે ભૂમિને ગોમયથી પવિત્ર કરીને યંત્ર લખવું. યંત્રનો વિધિ આ પ્રમાણે છે.

હે દેવિ ! બિંદુયુક્ત ત્રિકોણ, દશાર, પંચકોણ, વૃત્ત, અષ્ટદળ અને ભૂપુરથી સુશોભિત યંત્ર સિંદૂર, અષ્ટગંધ અને હળદરથી લખી નિર્માણ કરવું. આસન શુદ્ધિ તથા ભૂતશુદ્ધિ કરવી. પંચપ્રાણોને સમર્પિત કરીને, ભૈરવ-ઋષ્યાદિ ન્યાસથી સંપૂર્ણ શરીરને વ્યાપ્ત કરીને વિધિવત્ ન્યાસ કરવા. પછી વિવિધ 'માતૃકાન્યાસ' અને 'શ્રીકંઠન્યાસ' કરીને કરોડો ચંદ્રસમાન ક્રાન્તિમતી, ચંદ્રસ્થિતા દેવીનું ધ્યાન કરવું. પ્રથમ પાત્રમાં સ્થાપન કાર્ય કરી મનમાં શિવ સહિત ભગવતી ભુવનેશ્વરીનું ધ્યાન કરવું તથા શક્તિ સમેત રાહુનું પણ ધ્યાન કરવું.

ત્યારબાદ ચંદ્રનું આવાહન કરીને 'સ્વાગતં અસ્તુ' અર્થાત્ 'સ્વાગત છે' એ પ્રમાણે કહેવું. સ્થાનમાં સમ્મુખ અને ધ્યાનમાં અલગ-અલગ મુદ્રાઓ કરવી જોઈએ. પ્રથમ પાદ્ય, અર્ઘ્ય આદિ અર્પણ કરીને પૂજનનો આરંભ કરવો. ચોરસમાં ગણેશજી, નંદી-રુદ્ર, પુષ્પદંત અને કિરીટીનું પૂજન ગંધ, અક્ષત પુષ્પથી દક્ષિણાવર્તક્રમથી કરવું. અષ્ટદળમાં મંગલા, પિંગલા, ધાન્યા, ભ્રામરી, ભદ્રિકા, ઉલ્કા, સિદ્ધા અને સંકટાનું પીળા રંગના પુષ્પથી પૂજન કરવું. આ પૂજન વામાવર્ત ક્રમથી કરવું. પંચકોણમાં શ્રીમહા-ત્રિપુરા, ત્રિપુર-માલિની, ત્રિપુરા-વિજયા અને ત્રિપુર-વાસિનીનું વામાવર્ત ક્રમથી ગંધ, અર્ઘ્ય, ધૂપ, દીપ અને પુષ્પોથી પૂજન કરવું.

આ પછી દશારમાં ઈન્દ્ર, ધર્મરાજ, વરુણ, કુબેર, ઈશ, અગ્નિ, પલાશ, વાયુ, વિષ્ણુ અને કુમારનું પૂજન શ્વેતપુષ્પો વડે દક્ષિણાવર્ત ક્રમથી કરવું.

ત્યારબાદ સાધકે ત્રિકોણમાં કામેશ્વરી, વજ્રેશ્વરી અને ભગમાલિનીનું વિશેષ કરીને પીળા ફૂલથી પૂજન કરવું. પછી સર્વાનંદમય બિંદુ ચક્રમાં શિવની સાથે ભુવનેશ્વરીનું અને ઈશ્વર, મહારુદ્ર, કાળ, અગ્નિ, ભૈરવેશ્વર, વર, અંકુશ, પાશ તથા અભયનું પૂજન કરવું અને ત્યાં રાહુનું સ-શક્તિક પૂજન મૂલ વડે કરવું. ત્યારે શક્તિ-સહિત ચન્દ્રમાં અને તેની સોળ કળાઓ તથા નક્ષત્રમાલા સહિત રાત્રિનું પણ પૂજન કરવું.

આ પછી દેવીને નિવેદિત કરેલા ગંધ, અક્ષત, ધૂપ, દીપ, નૈવેદ્ય, તામ્બુલ આદિ સમર્પિત કરવા. ફરીથી ન્યાસ કરીને પાંચ હજાર; યા અઢી હજાર, યા એકહજાર, યા એક હજાર મૂલમંત્રના જપ કરીને દશાંશ મંત્રનો હવન કરવો. ત્યારબાદ કવચ, સહસ્ત્રનામ, સ્તોત્ર આદિનો પાઠ કરવો. ફરીથી યંત્રની આગળ દક્ષિણામાં ચાંદી-સોનાની મુદ્રા અર્પિત કરવી. ગુરુ, દેવતા તથા દેવીને જપ સમર્પિત કરવા અને સંહાર મુદ્રાથી દેવીનું વિસર્જન કરવું.

આ પ્રકારે જે સાધક દેવી ભુવનેશ્વરીનું પૂજન કરે છે, તે સાક્ષાત્ ભૈરવ બની જાય છે. હે દેવી ! આ સંસારમાં નિત્યનિયમથી કરોડ પૂજન કરવાથી જે ફળ મળે છે તે ફળ આ પૂજનનો સાધક તત્કાળ પ્રાપ્ત કરે છે અને હજાર પુરશ્ચરણનું તથા દસ હજાર અશ્વમેધ યજ્ઞ કરવાનું જે ફળ મળે છે, તે ફળ આ ગ્રહણકાલીન પૂજનથી મળે છે. આ ગોપનીય પૂજાવિધિ ગુપ્ત ન રાખવાથી સિદ્ધિની હાનિ થાય છે.





# શ્રી ભુવનેશ્વરી સંક્રાન્તિ પૂજન



**શ્રી** ભુવનેશ્વરી રહસ્યોક્ત 'સંક્રાતિ પૂજન'નું વર્ણન કરતાં શ્રી ભૈરવજી મહેશ્વરી પાર્વતી કહે છે કે-

**અથ વક્ષ્યામિ દેવેશિ ! સંક્રાન્ત્યાર્ચા યથાવિધિ ।**
**તત્ત્વં શ્રીભુવનેશ્વર્યાઃ, સારાત્ સાર-તરાં પરામ્ ॥૧॥**

- હે દેવેશિ !હવે ભુવનેશ્વરી તત્ત્વના પરમસારરૂપ 'સંક્રાંતિ પૂજન' વિધિવત્ કહીશ.

- હે મહેશ્વરિ ! બહારના ષટ્કોણમાં મંદાકિની, ભોગવતી, ધ્વાંક્ષી, અઘોરા, મહેશ્વરી અને મિશ્રકાનું પૂજન કરવું. ત્યારબાદ મધ્યના પટ્કોણમાં વામાવર્તક્રમથી ચંદન, અર્ધ્ય, પુષ્પ, ધૂપ, દીપ, આદિ ઉપચારોથી રાક્ષસી, ડાકિની, શાકિની, ગુપ્તયોગિની, હાકિની અને લાકિનીનું પૂજન કરવું. પછી સાધકે ભક્તિપૂર્વક ત્રિકોણમાં ગંગા, યમુના અને સરસ્વતીનું પૂજન કરવું.

ત્યારપછી સર્વાનન્દમય બિન્દુચક્રમાં ચંદન, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ, આચમન, વસ્ત્ર, તામ્બૂલ, છત્ર, ચામર આદિથી તથા પરમાનંદપૂર્વક શ્રી ભુવનેશ્વરી દેવીનું પૂજન કરવું. આ રીતે પૂજન કરી સાધકે યંત્રરાજના બિંદુમાં સુવર્ણ, રજત, કાંસ્ય(કાંસુ) તથા પુષ્પ મૂલમંત્રથી અર્પિત કરવું. ત્યારે સાધકે શિવની સાથે હાસ્યમુખી ભુવનેશ્વરીનું ધ્યાન કરવું.

હે દેવી ! પૂર્વવત્ સંકલ્પ કરીને યથાવિધિ જપ કરવા અને જપની દશાંશ સંખ્યા પ્રમાણે ઘી તથા જવના અંકુરોથી હવન કરવો જોઈએ. ત્યારબાદ સાધકે કવચ, સહસ્ત્રનામ, સ્તોત્ર આદિનું પઠન કરવું અને દેવીને પાઠ સમર્પિત કરવા. બ્રાહ્મણો અને વિશેષ કરીને સાધકોને ભક્તિપૂર્વક ભોજન કરાવવું. દક્ષિણા આપવી અને યોનિમુદ્રાથી પ્રણામ કરવા.

હે પાર્વતી આ રીતે સંક્રાંતિના સમયે જે ભુવનેશ્વરીનું પૂજન કરે છે તેને કરોડો ગાયોના દાન સમાન પુણ્ય મળે છે. સાત જન્મ સુધી નિત્ય-નિયમ દેવીનું પૂજન કરે છે તેના સમાન પુણ્ય મળે છે. આ ફળ સંક્રાંતિપૂજન કરવાથી સદ્ય પ્રાપ્ત થાય છે.



# શ્રી ભુવનેશ્વરી ભૂકંપ-પૂજા

**શ્રી** ભુવનેશ્વરી આરાધનાના સારભૂત રહસ્યમય 'ભૂકમ્પપૂજન'જે ભુવનેશ્વર રહસ્યમાં શ્રી ભૈરવજીએ વર્ણવેલ છે તે અહીં પ્રગટ કરવામાં આવે છે.

**યત્-ક્ષણં ક્રમ્પતે ભૂમિઃ દેવાસુર ભયંકરી ।**
**સ એવ દુર્લભઃ કાલઃ પૂજાયાશ્ચાપિ પાર્વતી ॥**

- હે દેવિ પાર્વતિ ! દેવ અને દાનવોને ભયભીત કરનારી ભૂમિ જ્યારે કંપાયમાન થાય છે. ત્યારે કમ્પનનો કાળ પૂજનનો દુષ્પ્રાપ્ય કાળ છે.

સાધકે સવારમાં ઊઠીને સ્નાનાદિથી નિવૃત્ત થઈ આસન શુદ્ધિ કરી શ્રીચક્રનું નિર્માણ આગળ વર્ણવ્યા પ્રમાણે ભૂમિ પર કરવું - બિંદુ, ત્રિકોણ, ષટ્કોણ, વૃત્ત, અષ્ટદળ, પુનઃવૃત્ત, ત્યાર પછી ભૂપુર - આ ભૂકમ્પ-ચક્ર નિતાન્ત દુર્લભ છે. આ પ્રમાણે યંત્ર નિર્માણ કરી ભૂત-શુદ્ધિ વગેરે કરવું.

વિવિધ માતૃકા ન્યાસ કરી પોતાના દેહને દેવમય કરવો. ત્યારે દેવી ભૂવનેશ્વરીને ભૂમિ-રૂપિણી અને શિવને શેષરૂપ માનીને ધ્યાન કરવું. મૂલમંત્રથી શિવ સહિત ભુવનેશ્વરીનું માનસિક આવાહન કરી શેષ સાથે પૃથ્વીનું આવાહન કરવું. ત્યારબાદ તાંત્રિક પૂજનનો આરંભ કરવો.

સાધકે સંકલ્પ કરી ત્રણવાર મૂલમંત્રથી પ્રાણાયામ કરવો. તે સ્થાન પર પાત્રોને રાખીને દેવીને નિત્યની માફક તુપ્ત કરી યોગ-પીઠનું પૂજન કરવું. ફરી ચોરસમાં ગણેશજી, કુબેર અને વરુણનું દક્ષિણાવર્ત ક્રમથી પૂજન કરવું. 'કરાલાય ફટ્'આ મંત્રથી દિગ્બંધન કરવું. આ પછી આચમન કરીને, બીજ મંત્રથી ષડંગ ન્યાસ કરવા અને અષ્ટપત્રોમાં અણિમા આદિ અષ્ટસિદ્ધિનું શ્વેતપુષ્પ, ગંધ, અર્ઘ્યાદિ દ્વારા વામાવર્ત ક્રમથી પૂજન કરવું.

ૐ ગઙ્ગાયૈ નમઃ આત્મતત્ત્વં શોધયામિ, ૐ ગઙ્ગાયૈ નમઃ વિદ્યાતત્ત્વં શોધયામિ, ૐ ગઙ્ગાયૈ નમઃ શિવતત્ત્વં શોધયામિ ।

આ પ્રમાણે બોલી ત્રણ વાર આચમન કરવું. આ પછી સર્વ રક્ષાકર ચક્રમાં ગુરુત્રયને તૃપ્ત કરવા. ત્યારબાદ શિવ-સહિત ભુવનેશ્વરીનું ધ્યાન કરવું અને ભૂમિદેવતાઓનું પૂજન કરવું.

હે પરમેશાનિ ! શેષ, કૂર્મ, મત્સ્યરાજ, સમુદ્ર, હિમાચલ અને દિગ્ગજોનું પૂજન ષટ્કોણમાં કરવું. ત્રિકોણ ગંગા, યમુના, સરસ્વતીનું પૂજન કરવું અને ભુવનેશ્વરીનું પૂજન કરવું. ત્યાં શિવ અને પ્રેતાસનનું પૂજન કરવું. ત્યારબાદ વર, અંકુશ, પાશ અને અભયનું પૂજન કરવું. ત્યાં પૃથ્વી અને સાત કુલ-પર્વતો-(૧) હિમાચલ,(૨)નિષધ (૩) વિન્ધ્ય (૪) માલ્યવાન્ (૫) પારિ-યાત્રક, (૬) ગંધમાદન (૭)હેમકૂટ, વગેરેનું પૂજન કરવું.

પૂર્વોક્ત સંપૂર્ણપૂજન ચંદન, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ, તર્પણ, નૈવેદ્ય, આદિ અને કપૂર-ઈલાયચી આદિથી સુવાસિત પાન દ્વારા કરવું જોઈએ. પૂર્વવર્ણિત 'સર્વરક્ષાકર યંત્ર'ના બિંદુમાં પોતાની સિદ્ધિને માટે દસ રતિ સુવર્ણ અર્પિત કરવું. ત્યારબાદ ગોદાન્ તથા ભૂમિદાન કરવું. પછી યંત્રની આગળ મૂલમંત્રના એક હજાર જાપ કરવા.

અર્જુન વૃક્ષ (સાદડી)નું લાકડું, તલ અને ઘી વડે દશાંશ મંત્રનો હવન કરવો. ત્યારપછી કવચ, સહસ્ત્રનામ, સ્તોત્ર, આદિનો પાઠ કરવો અને શિવ, ભુવનેશ્વરી તથા ગુરુદેવને આદરપૂર્વક જપ સમર્પિત કરવા. હે ઈશ્વરી ! સાધકે યોનિમુદ્રાથી દંડવત્ પ્રણામ કરી, સંહારમુદ્રાથી શિવ અને ભુવનેશ્વરી આદિ દેવી-દેવતાઓનું વિસર્જન કરવું હજાર અશ્વમેધ યજ્ઞ, દસ હજાર ગોમેધ તથા સુવર્ણના પર્વતનું દાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, હે સાધકેશ્વરિ ! તે ફળ સાધક શીઘ્ર જ ભૂકંપ સમયના પૂજનથી પ્રાપ્ત કરે છે. ભૂકમ્પ પૂજા સાધકોને અભીષ્ટ ફળ આપનારી છે.





# શ્રી ભુવનેશ્વરી શક્તિ પૂજા



**શ્રી** ભુવનેશ્વરી શક્તિ પૂજા એટલે ભુવનેશ્વરીનું પરમ શ્રેષ્ઠ સારતત્ત્વ. જેનું વર્ણન કરતાં શ્રી ભૈરવજી મહાદેવી-પાર્વતીને કહે છે કે -

શુભદિને સ્નાન કરી, સંધ્યાવંદનાદિ નિત્યકર્મ સમાપ્ત કરી પૂજાસ્થાનમાં જઈ રાત્રિના આરંભકાળમાં શક્તિનું પૂજન કરવું. શ્રી શક્તિપૂજાનો વિનિયોગ આ પ્રમાણે છે-

**શ્રી શક્તિપૂજા સારસ્ય, શ્રી સદાશિવ ઋષિઃ પંક્તિશ્છન્દઃ। શ્રી ભુવનેશ્વરી દેવતા । ઐં બીજં । સૌઃ શક્તિઃ । ક્લીં કીલકમ્ । ધર્માર્થ-કામ-મોક્ષાર્થે વિનિયોગઃ ।**

આ શક્તિપૂજા તત્ત્વને પ્રદર્શિત કરનારા 'ઋષિ' સદાશિવ છે. 'છંદ' પંક્તિ છે. 'દેવતા' શ્રી ભુવનેશ્વરી-હલ્લેખા છે. 'બીજ' વાગ્ભવ (ઐં) છે. 'શક્તિ' શક્તિબીજ(સૌઃ) છે. 'કીલક' કામબીજ(ક્લીં) છે અને 'વિનિયોગ' ધર્મ-અર્થ-કામ અને મોક્ષ ચતુવર્ગની પ્રાપ્તિ છે.

'બીજ'થી દેવતાનો આવિર્ભાવ થાય છે, 'શક્તિ'થી ઓજસ્વિતા આવે છે અને 'કીલક'થી સ્તંભન અર્થાત્ સાધના-સિદ્ધિમાં સ્થિરતા આવે છે. આ તમામ ક્રિયાના ફળસ્વરૂપ ચતુવર્ગ અર્થાત્ ધર્મ-અર્થ-કામ-મોક્ષાદિની પ્રાપ્તિ થાય છે. આ પ્રકારની માનસિક ભાવના સાથે વિનિયોગનું પઠન કરવું.

'શ્રી ભુવનેશ્વરી રહસ્ય'માં વર્ણિત શક્તિપૂજા-વિધાનનો સ્થૂલાર્થ ગ્રહણ કરવાથી કોઈ સાધક પથભ્રષ્ટ થવાની શક્યતા છે. જેથી સાધકે ગુરુદેવનો પરામર્થ કરવો આવશ્યક છે. 'શક્તિ-પૂજા' યા 'પંચમ-વિધાન'નું સંક્ષેપમાં વાસ્તવિક સ્વરૂપ નીચે પ્રમાણે છે.

દિવસની નાડી 'પિંગલા' છે અને રાત્રિની નાડી 'ઈડા' છે. એટલા માટે 'ઈડા' નાડીના પ્રવાહમાં ષટ્-ચક્રાત્મક સંપૂર્ણ શરીરને શુદ્ધ કરવું. અર્ચના સ્થળ (પૂજન ભૂમિ) અર્થાત્ આમ્નાય અનુસાર મંત્ર જે સ્થાન ઉપર જપવાનો છે તે સ્થાન ઉપર બેસીને પ્રાણાયામપૂર્વક 'સુષુમ્ણા'માં મૂળશક્તિ હલ્લેખા (હ્રીં)નું ધ્યાન-પૂજન-જપાદિ કરવા.

ઉપર કથિત વિનિયોગ કર્યા બાદ સાધકે 'સ્વાધિષ્ઠાન'રૂપી આસન શુદ્ધ કરી ભૂતશુદ્ધિ દ્વારા પંચભૂતાત્મક દેહને શુદ્ધ કરવો. ત્યારબાદ ફરીથી પ્રાણાયામ કરીને પોતાના દેહને શિવ-સ્વરૂપ બનાવવા માટે 'શિવ ન્યાસ' અને સમગ્ર દેહમાં શક્તિ

સંચાર માટે 'માતૃકા ન્યાસ' કરવા. પછી પોતાના દેહને 'વિશ્વરૂપ' સમજીને ષોઢાન્યાસ કરવા. ત્યારપછી બિંદુ, ત્રિકોણ, ષટ્કોણ, વૃત્ત, નાગદલ આદિ જેવા શ્રીયંત્ર નિર્દિષ્ટ હોય તેવી ભાવના સંપૂર્ણ શરીરમાં કરવી, આમ શરીરમાં વ્યાપક ન્યાસ કરવા.

આ પછી પૃથ્વી ઉપર લાંબુ અને પહોળુ એવું યંત્ર સિંદૂર વડે નિર્માણ કરવું આ પ્રમાણે - બિંદુ, ત્રિકોણ, ષટ્કોણ, વ્રત, અષ્ટદળ અને ભૂપુર. ત્યારબાદ -

**સ્વ-શક્તિ પરશક્તિ વા, નગ્નાં-મુક્ત-કુચાં શિવે ।**
**માલાડડભરણ-શોભાઢ્યાં, સ્વર્ણ-કંકણ-રાજિતામ્ ॥**
**સ્નાતામાનીય દેવેશિ ! સ્વયં નગ્નોત્ર સાધકઃ ।**
**કરાલં વિકરાલં ચ, સહારં રુરુ-ભૈરવમ્ ॥**
**કાલાગ્નિં ચ મહાકાલં, સુપ્તમુન્મત્ત-ભૈરવમ્ ।**
**અષ્ટ પત્રેષુ સમ્પૂજ્ય, ગંધાક્ષત-પ્રસૂનકૈઃ ॥**

-સ્વશક્તિ (પોતાની શક્તિ) અથવા પરશક્તિ હોય પરંતુ સ્નાન કર્યું હોય, સંપૂર્ણ નગ્ન હોય, કેશ ખુલ્લા હોય, ગળામાં માળા તથા અલંકારોથી વિભૂષિતા અને હાથમાં સુવર્ણકંકણ ધારણ કરેલા હોય તેને લાવીને સાધકે પોતાની પાસે બેસાડવી, સાધક પોતે પણ આવરણ રહિત એટલે કે નગ્ન હોવો જોઈએ. સાધકે ભૂમિ ઉપર સિંદૂર વડે અંકિત કરેલ યંત્રના અષ્ટદળ પત્રમાં - કરાલ, વિકરાલ, સંહાર, રુરુ, કાલાગ્નિ, મહાકાલ, સુપ્ત અને ઉન્મત્ત આદિ આઠ ભૈરવોનું ગંધ, અક્ષત અને પુષ્પોથી પૂજન કરવું.

**ત્રિપુરાં ભૈરવી તારાં, બાલાં ચસુમુખી પ્રિયે ।**
**ભગમાલાં ચ ષટ્કોણે, પૂજયેત્ ગન્ધ-પુષ્પકૈઃ ॥**

- ત્યારબાદ ષટ્કોણમાં ત્રિપુરા, ભૈરવી, તારા, બાલા, સુમુખી(માતંગી) અને ભગમાલાનું ગંધ-પુષ્પ વડે પૂજન કરવું.

**ષટ્કોણ ચૈવ સમ્પૂજ્ય, ત્રિકોણં પૂજયેત્ તતઃ।**
**ગઙ્ગાં ચ યમુનાં દેવિ ! તૃતીયાં ચ સરસ્વતીમ્ ॥**
**ગંધાક્ષતં-પ્રસૂનાદ્યૈર્ધૂપ-દીપાદિ-તર્પણઃ ।**
**બિન્દૌ સમ્પૂજયેત્ દેવિ । દેવીં ભુવનેશ્વરીમ્ ॥**
**ઈશ્વરં ચૈવ કાલાગ્નિં, કામ-રાજં મહેશ્વરિ ।**
**ગન્ધાક્ષતૈશ્ચ સમ્પૂજ્ય, તત્ર ઘણ્ટારવં ચરેત્ ॥**

- હે મહેશ્વરી ! ષટ્કોણનું પૂજન કર્યા બાદ ત્રિકોણમાં ગંગા, યમુના અને સરસ્વતીનું પૂજન કરવું. ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને તર્પણથી પૂજન કર્યા બાદ, બિંદુમાં દેવી ભુવનેશ્વરી, શિવ, કાલાગ્નિ અને કામરાજનું ગંધાક્ષતનું પૂજન કરવું અને ઘંટારવ કરવો.

આ પછી નીચેના મંત્ર વડે પુષ્પો અભિમંત્રિત કરવા અને ગંધાદિ અન્ય પૂજા સામગ્રી મૂલમંત્રથી અભિમંત્રિત કરવી.

**ૐ શતાભિષેકે હું ફટ્ સ્વાહા । ૐ પુષ્પકેતુ - રાજાર્હા શતાય સમ્યક્ સમ્બધ્ધાય હુમ્ । પુષ્પે પુષ્પે મહાપુષ્પે સુપુષ્પૈ પુષ્પ-સમ્ભવે । પુષ્પ-પચયાવકીર્ણે હું ફટ્ સ્વાહા । ઈતિ પુષ્પાંભિમંત્રણમ્ । અન્ય ગન્ધાદિકં મૂલેન (ૐ હ્રીં ભુવનેશ્વર્યૈ નમઃ) અભિમન્ત્રયેત્।**

ત્યારબાદ ડાબા હાથમાં સરસવ અથવા અક્ષત રાખી તેના ઉપર જમણો હાથ ઢાંકી નીચે પ્રમાણેના મંત્ર વડે ભૂતોત્સારણપૂર્વક દિગ્બંધન કરવું -

**અપસર્પન્તુ તે ભૂતા, યે ભૂતા ભૂમિ સંસ્થિતાઃ ।**
**યે ભૂતા વિઘ્નકર્તારસ્તે નશ્યન્તુ શિવાજ્ઞયા ॥**
**પાખણ્ડ કારિણો ભૂતા, ભૂતા ભૂમ્યન્તરિક્ષણાઃ ।**
**દિવિલોકે સ્થિતા ય ચ, ત નશ્યન્તુ શિવાજ્ઞયા ॥**

- આ પ્રમાણે બોલી ચોખા કે સરસવ બધી દિશાઓમાં વેરી દેવા, આ પછી તર્જની તથા મધ્યમા આંગળી વડે ઉપરની તરફ ક્રમશઃ ત્રણવાર તાળી વગાડવી, ડાબા પગની એડી વડે જમીન ઉપર ત્રણવાર ઘાત કરવો અને દિવ્યદૃષ્ટિથી ચારે બાજુએ જોઈને ત્રણેય પ્રકાર વિઘ્નોને દૂર કરવા. છોટિકા મુદ્રા પ્રદર્શિત કરી દશે દિશા ઓને સુરક્ષિત કરવી અને અગ્નિથી બનેલી દીવાલોથી બધી દિશાઓ સુરક્ષિત છે એવી ભાવના કરવી. ત્યારબાદ ત્રણ પ્રાણાયામ કરવા.

આ પૂજા સમયે - 'શક્તિં દેવીમયીં ધ્યાત્વા, સ્વયં શિવમયં સ્મરેત્ ।'શક્તિને દેવીમયી અને સાધક પોતે શિવમય છે. આ વાતનું સતત સ્મરણ રાખી ધ્યાન કરવું.

શક્તિને પ્રથમ યંત્ર ઉપર બેસાડીને શક્તિના જમણા હાથની નીચેના ભાગમાં સાધકે (સ્વયં) બેસવું અને આ પછી શ્રી ભુવનેશ્વરીદેવીના મૂળમંત્રથી ગંધાક્ષત- પુષ્પો વડે પૂજન કરવું.

**યંત્રે શક્તિં નિવેશ્યાદૌ- તદ્ - દક્ષિણ કરાત્ તલે ।**
**ઉપવિશ્ય સ્વયં-ચૈવ પૂજાંકુર્યાત્ યથાવિધિ ॥**

- પૂજન શક્તિના શરીરના અંગોમાં આ પ્રમાણે કરવું

હૃલ્લેખા મસ્તકે પૂજ્યા, કરાલી કુન્તલે તથા ।
લલાટે વિકરાલી ચ ભ્રુવૌશ્ચૌમા પ્રકીર્તિતા ॥
નેત્રયોઃ કર્ણયોશ્ચૈવ, શ્રીઃ પૂજ્યા પરમેશ્વરિ !
દેવિ! દુર્ગાં નાસિકાયાં પૂષા ચ ગણ્ડયોસ્તથા ॥

મુખે લક્ષ્માં કણ્ઠદેશે શ્રુતિશ્ચ સ્કંધયોઃ સ્મૃતિઃ ।
ધૃતિશ્ચ હસ્તયોર્દેવિ! શ્રદ્ધા વક્ષસિ સંસ્મૃતા ॥
કુચયોઃ સંસ્મૃતા મેધા, મતિઃ કુક્ષૌ મહેશ્વરિ!
કાન્તિશ્ચ પાર્શ્વયોર્દેવિ !પૂજ્યાડડર્યા પૃષ્ટ-દેશકે ॥
નાભાવનઙ્ગ-રૂપા ચ, યોનૌ ભુવન-પાલિકા ।
અનઙ્ગ-મદના દેવિ ! સમ્પૂજ્યા ગુહ્ય-દેશકે ॥
ઉર્વોર્ભુવન-વેગાચ,જાન્વોશ્ચાનઙ્ગ-વેદના ।
જઙ્ઘયોઃ સર્વ-શિશિરા, સમ્પૂજ્યા પાદયોસ્તથા ॥
અનઙ્ગ-મેખલા દેવી ! સાધકૈઃ મંત્ર-સિદ્ધયે।
પાદાદિ મૂર્ધ પર્યન્તે, ગાત્રે શ્રી ભૂવનેશ્વરી ॥
પૂજનીયા મહાદેવિ ! ગન્ધાક્ષત- પ્રસૂનકૈઃ ।
વિવિધૈઃ કુસુમૈર્દેવિ ! ભક્ષ્યૈ ર્ભોગ્યૈ ર્વિશેષતઃ ॥

- મસ્તકમાં ‘હ્રલ્લેખા’, કેશોમાં ‘કરાલી’, લલાટમાં ‘વિકરાલી’, ભ્રયુગલમાં‘ઉમા’, નેત્રો તથા કાનોમાં ‘શ્રી’, નાસિકામાં ‘દુર્ગા’,ગાલોમાં ‘પૂષા’, મુખમાં ‘લક્ષ્મી’, કંઠમાં ‘શ્રુતિ’,ખભા ઉપર(સ્કંધોમાં) ‘સ્મૃતિ’, હાથમાં ‘ધૃતિ’,વક્ષસ્થળમાં‘શ્રદ્ધા’, કુચો(સ્તનદ્વય)માં ‘મેધા’, કૂખ(પેટ)માં‘મતિ’, બંને બગલમાં ‘કાંતિ’પીઠમાં ‘આર્યા’, નાભિમાં ‘અનંગરૂપા’, યોનિમાં ‘ભુવન પાલિકા’,ગુહ્યદેશમાં ‘અનંગ મદના’,બંને ઉરુમાં ‘ભુવનવેગા’, જાનુદ્વય(ઘુટણ)માં ‘અનંગ વેદના’,જાંઘોમાં ‘સર્વ-શિશિરા’, બંને ચરણ યુગલ(પગ)માં ‘અનંગ મેખલા’અને ચરણથી મસ્તક પર્યન્ત સંપૂર્ણ ગાત્રોમાં ‘શ્રી ભુવનેશ્વરી’નું પૂજન પોતાની મંત્રસિદ્ધિ માટે શક્તિના શરીરમાં ગંધ, અક્ષત અને વિવિધ પુષ્પો વડે કરવું જોઈએ.

**દ્રવ્યેણ વિવિધાહારૈઃ, શક્તિં સન્તર્પ્ય પાર્વતી !**
**ભગં સમ્પૂજ્ય લિંગેન, લિંગ સમ્પૂજયેત્ તથા ॥**

- હે દેવી પાર્વતી ! શક્તિને વિશેષરૂપે ભક્ષ્ય, ભોજ્ય દ્રવ્યો તથા વિવિધ પ્રકારના ભોજનથી તૃપ્ત કરીને, ભગનું પૂજન લિંગથી અને લિંગનું પૂજન ભગથી કરવું.

**આત્માનં શિવ-રૂપં તાં, શક્તિ દેવી-સ્વરૂપિણીમ્।**
**વિભાવયેન્મહેશાનિ ! સાધકઃ સર્વ-સિદ્ધયે ॥**

- હે મહેશાનિ !સાધક સંપૂર્ણ સિદ્ધિયોના લાભને માટે પોતાને શિવરૂપ અને તે શક્તિનો દેવી સ્વરૂપિણી સમજવી.

**રેતસા વૈ જપેન્મૂલં, યથા શક્તયા મહેશ્વરી !**
**રેતસા તર્પયેત્ - ધીમાન્, દેવીં શ્રી ભુવનેશ્વરીમ્ ॥**

સમ્પૂજ્ય વિવિધૈઃ પુષ્પૈઃ પ્રણમેદ, યોનિ-મુદ્રયા ।
વિસર્જયેશ્ચ તાં શક્તિં, નત્વા સંહાર મુદ્રયા ॥

- મહેશ્વરિ ! પોતાની શક્તિ અનુસાર રેતસથી મૂલમંત્રના જપ કરવા તથા બુદ્ધિમાને રેતસથી દેવી ભૂવનેશ્વરીને તૃપ્ત કરવી. ફરીથી અનેક પ્રકારના પુષ્પોથી પૂજન કરી યોનિમુદ્રાથી પ્રણામ કરવા અને સંહારમુદ્રાથી પ્રણામ કરી તે શક્તિનું વિસર્જન કરવું.

ઉપરોક્ત 'શક્તિ પૂજા'નું તાત્ત્વિક રહસ્ય અહીં સમજાવવા માટે અહીં જે પ્રયાસ કરવામાં આવ્યો છે. તે ઉચ્ચકોટિના સાધકો સહેલાઈથી હૃદયંગમ કરી શકે છે. જેથી ઘણી શંકાઓ નિર્મૂળ થાય છે. એટલું નહીં કોઈ ગેરસમજ થતી પણ અટકે એ સ્વાભાવિક છે. તો હવે જાણો તાત્ત્વિક રહસ્ય શક્તિપૂજાનું જે સાધકોને અનુભવગમ્ય છે.

મદ્ય-માંસાદિ પંચતત્ત્વોથી પંચમહાભૂતોની શક્તિનો અનુભવ થાય છે. એ વાત સુજ્ઞ સાધકો સારી રીતે જાણે છે. ક્રમશઃ અગ્નિ, પૃથ્વી, જળ, વાયુ અને આકાશ આ પાંચ મહાભૂતોની પારમાણવિક ઊર્જાને ઉક્ત પંચમકારોથી ગ્રહણ કરવાનું વિલક્ષણ વિધાન શક્તિ સાધનામાં નિર્દિષ્ટ છે.

હવે બીજશક્તિ એટલે બીજાક્ષરની શક્તિ યા અર્ધમાત્રાત્મિકા પરાશક્તિથી મૂળ વિક્ષેપના આવરણ દૂર કરીને, આરોહ-અવરોહ ક્રમની માળાથી 'સુવર્ણ-કંકણ' અર્થાત્ મંત્રોના પ્રકાશથી સુશોભિત કરી, તેને પવિત્ર કરી, સાધક ધ્યાન દ્વારા સ્વયં નગ્ન થાય અર્થાત્ પ્રકૃતિના આવરણોને હટાવે. કરાલ, વિકરાલ, આદિ જે આઠ શક્તિઓ વિકાસ અષ્ટદળમાં થાય છે, તેના ઉપર ધ્યાન કેન્દ્રિત કરીને માનસોપચાર પૂજન કરવું. ત્યારબાદ ષટ્કોણમાં ત્રિપુરા, ભૈરવી, તારા, બાલા, સુમુખી, ભગમાલાનું પૂજન કરવું. વચ્ચે ત્રિકોણમાં ગંગા, યમુના, સરસ્વતીનું પૂજન કરવું. ત્યાં જ ઈશ્વર, કાલાગ્નિ, કામરાજનું પૂજન કરી અનાહત શબ્દનું અનુસંધાન કરીને ધ્યાન કરવું. ફરીથી આ શરીરમાં પંચભૂતજન્ય જે થાય છે તેને મંત્રોથી હટાવી 'મૂલબંધ' કરવો.

આ પછી વિશ્વશક્તિ-ભુવનેશ્વરીનું ધ્યાન કરીને 'શિવોઽહં' ની ભાવના સાથે તે શક્તિની બીજાક્ષર(હ્રીં)મયી મૂર્તિનું ધ્યાન કરી,'કુલ કુંડલિની'નું ધ્યાન કરવું કે - હું એ શક્તિની જમણીબાજુ બેઠો છું એટલે શક્તિ મારી ડાબી બાજુએ વિરાજમાન છે અને આ રીતે 'પરાશક્તિ' મહાકુંડલિનીનું પૂજન કરવું. ફરીથી મૂલમંત્રથી કુંડલિની શક્તિના ઉપરના ભાગમાં (મસ્તકમાં) 'હૃલ્લેખા', કેશસ્થાનમાં કરાલી, લલાટમાં વિકરાલી, ભ્રૂમધ્યમાં સરસ્વતી, નેત્ર તથા કર્ણમાં લક્ષ્મી, નાસિકામાં દુર્ગા, ગંડસ્થળમાં પૂષા, મુખમાં લક્ષ્મી, કંઠદેશમાં વેદ, સ્કંધોમાં સ્મૃતિ, હાથોમાં ધૃતિ, વક્ષસ્થળમાં શ્રદ્ધા, કુચો (સ્તનદ્વય)માં મેધા, કુક્ષિ(કૂખ)માં મતિ, બંને પડખા (પાર્શ્વ)માં કાંતિ, પૃષ્ઠમાં

આર્યા, નાભિમાં અનંગરૂપા, યોનિમાં ભુવનપાલિકા, ગુહ્યદેશમાં અનંગ મદના, ઉરુમાં ભુવનવેગા, જાનુમાં અનંગ વેદના, શક્તિઓ દ્વારા કુંડલિની શક્તિનું મૂર્તિમંત ધ્યાન કરીને પૂર્વોક્ત અંગોમાં તે સ્થાનની દેવીઓનું પૂજન કરવું અને પગમાં અનંગ મેખલા તથા પગથી મસ્તક સુધી સમગ્ર શરીરમાં દેવી ભુવનેશ્વરીનું ધ્યાન કરીને પૂજન કરવું.

આ પછી ત્રિકોણ મૂળમાં જે આદિ શિવલિંગ છે, તેનું પૂજન કરવું. પોતાને શિવ સ્વરૂપ અને દેવીને કુંડલિની-શક્તિ રૂપે ધ્યાન કરી. બ્રહ્મરંધ્રમાંથી અમૃતરૂપી રેતસનું ક્ષરણ કરતા રહી મૂલમંત્રના યથાશક્તિ જપ કરવા. તે અમૃતરૂપ 'રેતસ'થી દેવી ભુવનેશ્વરીને તૃપ્ત કરવી તે શક્તિ પૂજાનું તર્પણ છે.

અંતમાં યોનિમુદ્રાથી પ્રણામ કરવા અને અવરોહ ક્રમથી સંહાર-મુદ્રા દ્વારા વિસર્જન કરવું.

અંત શક્તિ પૂજા એટલી બધી રહસ્યમય અને ગોપનીય છે કે તે અભક્તોને આપવી કે કહેવી નહીં. હે દેવિ ! તેની ગોપનીયતાનું સ્વયોનિની માફક રક્ષણ કરવું.

'અદાતવ્યોઽપ્યભક્તાય ગોપનીય સ્વ-યોનિવત્ ।'

- ટૂંક આ 'શક્તિપૂજા'માં અનધિકાર ચેષ્ટા અને ભોગ ભાવનાને સ્થાન નથી. આ તો શિવ-શક્તિની સંયોગિતા ભક્તિની પૂજા છે. શિવનું અનન્ય ભક્તિ સાયુજ્ય છે.





# ભુવનેશ્વરી ત્રૈલોક્યમંગલ કવચમ્



દેવ્યુવાચ :

ભુવનેશ્વર્યાશ્ચ દેવેશ યા યા વિદ્યાઃ પ્રકાશિતાઃ ।
શ્રુતાશ્ચાધિગતાઃ સર્વાઃ શ્રોતુમિચ્છામિ સામ્પ્રતમ્ ॥
ત્રૈલોક્યમઙ્ગલં નામ કવચં યત્પુરોદિતમ્ ।
કથયસ્વ મહાદેવ મમ પ્રીતિકરં પરમ્ ॥

- દેવી પાર્વતીએ ભગવાન શિવને કહ્યું - હે દેવ, આદિદેવ ભગવાન શંકર આપે ભુવનેશ્વરી દેવીની જે વિદ્યાઓ મને બતાવી છે તેને મેં સાંભળી અને સમજી છે. હવે હું ત્રિલોકમંગલ નામક ભગવતી, ભુવનેશ્વરી કવચને સાંભળવા ઇચ્છું છું, જેની આપે ચર્ચા કરી હતી. આપકૃપા કરીને મારા માટે તે કવચનું પ્રગટીકરણ કરો.

ઈશ્વર ઉવાચઃ

શ્રૃણુ પાર્વતિ વક્ષ્યામિ સાવધાનાડવધારય ।
ત્રૈલોક્યમઙ્ગલં નામ કવચં મંત્રવિગ્રહમ્ ॥
સિદ્ધવિદ્યામયં દેવી સર્વૈશ્વર્યપ્રદાયકમ્ ।
પઠનાદ્ધારણાન્મર્ત્યસ્ત્રૈલોક્યૈશ્વર્યભાગ્ભવેત્ ॥

- હે દેવિ પાર્વતિ સાવધાન થઈને સાંભળો અને સમજો. આ મંત્રવિગ્રહ યુક્ત ત્રિલોક્યમંગલ નામક કવચ સિધ્ધવિદ્યાઓથી યુક્ત છે તથા સર્વ ઐશ્વર્યોથી પૂર્ણ છે. જે મનુષ્ય આ કવચનો પાઠ કરે છે. યા મનન કરે છે. ત્રિલોકની સંપદાને તે પ્રાપ્ત કરે છે.

વિનિયોગ :

જમણા હાથમાં પાણી લઈને નીચેના સંદર્ભનું ઉચ્ચારણ કરી વિનિયોગ કરવો.

**ૐ અસ્ય શ્રીભુવનેશ્વરી ત્રૈલોક્ય મઙ્ગલ કવચસ્ય શિવ ઋષિઃ । વિરાટ છન્દઃ। જગદ્ધાત્રી ભુવનેશ્વરી દેવતા। ધર્માર્થ કામ મોક્ષાર્થે જપે વિનિયોગઃ ।**

- આ કવચના ઋષિ શિવ છે, છંદ વિરાટ છે, જગદંબા ભુવનેશ્વરી દેવતા છે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિને માટે આના જપ કરવામાં આવે છે.

ઋષ્યાદિ ન્યાસ :

નીચે દર્શાવેલ સંદર્ભ વાક્યોના ઉચ્ચારણ પૂર્વક જમણા હાથની આંગળીઓથી ભિન્ન ભિન્ન અંગોનો સ્પર્શ કરવો.

ૐ શિવઋષયે નમઃ શિરસિ। વિરાટ છન્દસે નમઃ મુખે । ભુવનેશ્વરી દેવતાયૈ નમઃ હૃદિ। વિનિયોગાય નમઃ સર્વાંગે । ઈતિ ઋષ્યાદિ ન્યાસઃ ।

હ્રીં બીજં મે શિરઃ પાતુ ભુવનેશી લલાટકમ્ ॥
ઐં પાતુ દક્ષનેત્રં મે હ્રીં પાતુ વામલોચનમ્ । .

- ભુવનેશ્વરીનું 'ઐં' બીજ મારા જમણા નેત્રનું રક્ષણ કરો, તથા 'હ્રીં' બીજ મારા ડાબા નેત્રની રક્ષા કરો.

શ્રીં પાતુ દક્ષકર્ણં મે ત્રિવર્ણાત્મા મહેશ્વરી ॥
વામકર્ણં સદા પાતુ ઐં ઘ્રાણં પાતુ મે સદા ।

- 'શ્રીં' બીજ મારા જમણા કાનની, ત્રિવર્ણા મહેશ્વરી ડાબા કાનની તથા 'ઐં' બીજ મારા નાકની સદા રક્ષા કરો.

હ્રીં પાતુ વદનં દેવી ઐં પાતુ રસનાં મમં॥
વાક્પુટા ચ ત્રિવર્ણાત્મા કણ્ઠ પાતુ પરામ્બિકા ।

- હે દેવી, 'હ્રીં' બીજ મારા મુખની રક્ષા કરો. 'ઐં' બીજ મારી જીભની રક્ષા કરો, વાક્પુટા અંને ત્રિવર્ણા પરામ્બા મારા કંઠની રક્ષા કરો.

'શ્રીં' સ્કન્ધૌ પાતુ નિયતં હ્રીં ભુજૌ પાતુ સર્વદા ॥
ક્લીં કરૌ ત્રિપુરેશાની ત્રિપુરૈશ્વર્યદાયિની ।

શ્રીં બીજ મારા બંને ખભાંની (સ્કંધદ્વયની) રક્ષા કરો, 'હ્રીં' બીજ મારી બંને ભુજાઓનું રક્ષણ કરો. 'ક્લીં' બીજ બંને હાથોની રક્ષા કરો તથા ઐશ્વર્યદાયિની ત્રિપુરેશ્વરી ત્રિપુટાની રક્ષા કરો.

ૐ પાતુ હૃદયં હ્રીં મે મધ્યદેશ સદાવડતુ ॥
ક્રૌં પાતુ નાભિ દેશં સા ત્ર્યક્ષરી ભુવનેશ્વરી ।

'ૐ' મારા હૃદયની રક્ષા કરો, અને 'હ્રીં' બીજ મારા કટિપ્રદેશ (કેડની)ની રક્ષા કરો, 'ક્રૌં' બીજ મારી નાભિની રક્ષા કરો અને ત્રણ અક્ષરવાળી ભુવનેશ્વરી મારું રક્ષણ કરો.

સર્વબીજપ્રદા પૃષ્ઠં પાતુ સર્વવશઙ્કરી ॥
હ્રીં પાતુ ગુહ્યદેશં મે નમો ભગવતી કટિમ્ ।

- સર્વ બીજપ્રદા સર્વને વશ કરનારી સર્વશંકરી મારા પૃષ્ટ ભાગનું રક્ષણ કરો. 'હ્રીં' બીજ મારા ગુહ્યદેશની રક્ષા કરો તથા કટિપ્રદેશનું રક્ષણ કરનારી ભુવનેશ્વરીને હું પ્રણામ કરું છું.

માહેશ્વરી સદા પાતુ શંખિની જાનુયુગ્મકમ્ ॥
અન્નપૂર્ણા સદા પાતુ સ્વાહા પાતુ પદદ્વયમ્ ।

-માહેશ્વરી મારી સદા રક્ષા કરો, અને શંખિની મારા બંને ઘુટણોની રક્ષા કરો, અન્નપૂર્ણા મારું નિરંતર રક્ષણ કરો તથા સ્વાહા મારા બે પગોનું રક્ષણ કરો.

**સપ્તદશાક્ષરી પાયાદન્નપૂર્ણાત્મિકા પુરા ॥**
**તારં માયા રમા કામઃ ષોડશાર્ણા તતઃ પરમ્ ।**

- સપ્તદશાક્ષરી અન્નપૂર્ણા મારા સમગ્ર શરીરનું રક્ષણ કરો, ષોડશ (૧૬) અક્ષરવાળી વિષ્ણુપ્રિયા માયા મારી ચારેબાજુ રક્ષા કરો.

**શિરસ્થા સર્વદા પાતુ વિંશત્યર્ણાત્મિકા પરા ॥**
**તારં દુર્ગે-યુગં રક્ષિણી સ્વાહેતિ દશાક્ષરી ।**

- શિરસ્થા સદા મારું રક્ષણ કરો, વિંશતિ વર્ણાત્મિકા (૨૦ વર્ણવાળી) મારું ઊંચા સ્થાન પર રક્ષણ કરો, દશાક્ષરી (દશ અક્ષરવાળી) સ્વાહા મારું દુર્ગમ સ્થાનોમાં રક્ષણ કરો.

**જયદુર્ગા ઘનશ્યામા પાતુ માં સર્વતો મુદા ॥**
**માયાબીજાદિકા ચૈષા દશાર્ણા ચ પરા તથા ।**

- શ્યામવર્ણવાળી જયદુર્ગા ચારેબાજુ મારું પ્રસન્નતા પૂર્વક રક્ષણ કરો, માયાબીજ યુક્ત દશાર્ણા મારું દૂર દૂર સુધી રક્ષણ કરો.

**ઉત્તપ્તકાઞ્ચનાભાસા જયદુર્ગાઽનનેઽવતુ ॥**
**તારં હ્રીં દું ચ દુર્ગાયૈ નમોઽષ્ટાર્ણાત્મિકા પરા ।**

- તપાવેલા સોના સમાન આભાવાળી ભગવતી જયદુર્ગા મારા મુખનું રક્ષણ કરો. હ્રીં અને દું બીજયુક્ત અઢાર વર્ણથી યુક્ત ભગવતીને મારા નમસ્કાર હજો.

**શઙ્ખચક્રધનુર્બાણધરા માં દક્ષિણેઽવતુ ॥**
**મહિષમર્દિની સ્વાહા વસુવર્ણાત્મિકા પરા ॥**

- શંખ,ચક્ર, ધનુષ અને બાણધારી દક્ષિણ દિશામાં મારું રક્ષણ કરો, મહિષમર્દિની સ્વાહા નામક ભગવતી વસુ સર્વ બાજુથી મારું રક્ષણ કરો.

**નૈર્ઋત્યાં સર્વદા પાતુ મહિષાસુરનાશિની ॥**
**માયા પદ્માવતી સ્વાહા સપ્તાર્ણા પરિકીર્તિતા ।**

- મહિષાસુર ઘાતિની નૈરૃત્ય કોણમાં મારું રક્ષણ કરો, જેને માયા, પદ્માવતી સ્વાહા અને સપ્તાર્ણા કહેવામાં આવે છે.

**પદ્માવતી પદ્મ સંસ્થા પશ્ચિમે માં સદાઽવતુ ॥**
**પાશાંકુશપુટા માયે હિ પરમેશ્વરી સ્વધા ।**

- તે કમળ ઉપર બિરાજમાન ભગવતી પદ્માવતી પશ્ચિમ દિશાથી નિરંતર મારું રક્ષણ કરો. પાશ, અંકુશ ધારિણી મહામાયા, હે પરમેશ્વરી ! આપને નમસ્કાર હો.

ત્રયોદશાર્ણા તારાદ્યા અશ્વારુઢાડનલેડવતુ ॥
સરસ્વતી પઞ્ચશરે નિત્યક્લિન્ને મદદ્રવે ।

- ત્રયોદશાર્ણા તારા આદિ સંબોધનયુક્ત અશ્વ પર બિરાજમાન ભગવતી મારું આગથી રક્ષણ કરો. પાંચ સ્વરોવાળી દયાપૂર્ણ ભગવતી સરસ્વતી મારા પર દ્રવિત હો.

- સ્વાહારવ્યક્ષરી વિદ્યા મામુત્તરે સદાડવતુ ॥
તારં માયા તુ કવચં ખે રક્ષેત્ સતતં વધૂઃ ।

- વસુ અક્ષરી સ્વાહા નામક વિદ્યા ભગવતી મારું ઉત્તર દિશામાં રક્ષણ કરો. તારા માયાકવચ બનીને આકાશમાં મારી પત્નીનું રક્ષણ કરો.

હૂં ક્ષે હ્રીં ફટ્ મહાવિદ્યા દ્વાદશાર્ણાખિલપ્રદા ॥
ત્વરિતાષ્ટાહિભિઃ પાયાત્ શિવકોણે સદા ચ મામ્ ॥

- હૂં, ક્ષેં, હ્રીં અને ફટ્ બીજયુક્ત મહાવિદ્યા, દ્વાદશાર્ણા જે સર્વ ઐશ્વર્ય આપનારી છે. તે શીઘ્ર પૂર્વાદિ આઠ દિશાઓમાં મારું સર્વદા રક્ષણ કરો.

ઐં ક્લીં સૌઃ સતતં વાલા મૂર્ધ્વદેશેતતોડવતુ ॥
વિંદ્વન્તા ભૈરવી બાલા ભૂમૌ ચ માં સદાડબતુ ।

- ઐં, ક્લીં, સૌઃ બીજયુક્ત બાલા મારા મસ્તિષ્ક, મૂર્ધાપ્રદેશનું રક્ષણ કરો, બાલા ભૈરવી તરીકે ઓળખાય છે તે મારા હાથોનું નિરન્તર રક્ષણ કરો.

ઇતિ તે કથિતં પુણ્યં ત્રૈલોક્યમઙ્ગલં પરમ્ ॥
સારં સારતરં પુણ્યં મહાવિદ્યૌઘવિગ્રહમ્ ।

- હે દેવિ પાર્વતી ! આ ત્રિલોક મંગલ કવચ તમારા માટે કહ્યું છે. આ સર્વનો સાર છે, પુણ્યમય છે તથા મહાવિદ્યાઓમાં સારભૂત છે.

અસ્યાપિ પઠનાત્ સદ્યઃ કુબેરોપિ ધનેશ્વરઃ ॥
ઇન્દ્રાદ્યાઃ સકલા દેવાઃ પઠનાદ્ધારણાદ્યતઃ ।
સર્વસિદ્ધિસ્વરાઃ સન્તઃ સર્વૈશ્વર્યમવાપ્નુયુઃ ॥
પુષ્પાઞ્જલ્યષ્ટકં દત્વા મૂલેનૈવ પઠેત્સકૃત્ ।

- આ કવચના પાઠથી કુબેર શીઘ્ર ધનાધીશ બની ગયો, ઇન્દ્ર આદિ દેવતા આ કવચના પાઠથી અને કવચ ધારણ કરવાથી સર્વ સિદ્ધિઓના સ્વામી બની ગયા તથા બધા ઐશ્વર્યોને પ્રાપ્ત કર્યાં. આ મૂલમંત્રથી ભિન્ન ભિન્ન આઠ પુષ્પાંજલિ આપવી જોઈએ.

સંવત્સરકૃતાયાસ્તુ પૂજાયાઃ ફલમાપ્નુયાત્ ॥
પ્રીતિમન્યોન્યતઃ કૃત્વા કમલા નિશ્ચલા ગૃહે ।

